ॐ શ્રી

# કુમુદકુમારી.

(એક રસદાયક નવલકથા)

સતિ તણો શણગાર, સ્વામી સેંવા સમ નહિ સ પતિ;
સ સારમા સઘળે સ્થળે, વર વગ હુંતે એ ક પતિ.


કર્તા—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર, વડવાળી પોળ—અમદાવાદ.



છપાવી પ્રગટ કર્તા

મહાદેવ બીન્દાપ્રસાદ ભૈયા.

રીચીરોડ—અમદાવાદ.

સોલ એજંટ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.

કીંમત રૂ ૧—૮—૦

# પ્રસ્તાવના.

વ્હાલા વાંચકવૃન્દો ! આ નવલકથા લખવાનો મા'રો વિચાર ઘણા દિવસથી હતો. તે વિચાર શ્રી ઇશ્વર કૃપાથી ફળીભુત થયો છે, જોકે હું કોઇ લેખકકે વિદ્વાન નથી, પણ મા'રા મનમાં ઘુમતા વિચારો બહાર કાઢી પુસ્તક રૂપે પ્રગટ કરવાની મા'રી પ્રબળ ઇચ્છાથી, આ કુમુદકુમારી નામનું પુસ્તક પ્રગટ કર્યું છે.

આ નવલ કથાનો મુખ્ય ઉદ્દેશ, આ સંસારમાં પતિ સેવા, એ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે, અને એજ પતિ સેવાના પ્રભાવથી સ્ત્રીઓ આ દુસ્તર સંસાર સમુદ્રમાથી સુંજે તરી જાય છે. દુ:ખના ડુંગરા પોતાની ઉપર તુટી પડતા પણ કમુદકુમારી પોતાનું પ્રતિવ્રત તજતી નથી, ને છેવટે ઘાતકી રીતે પોતાનો પ્રાણ પણ અર્પણ કરવા તયાર થાય છે. ધન્ય છે તેવી આર્ય બાળાઓને. વળી ચંદ્રસિંહપણ પોતાની ઉપર અપાર કષ્ટો આવી પડવા છતા પણ સત્ય દયા, ને ટેક તજતો નથી, તેમ દાનો દુસ્મન સારો એ કહેવત મુજબ ઝેરીમલ ઘણી વખત પોતાના હાથમા સપડાયા છતાં, પણ તની ઉપર દયા ખાઇ તેને બચાવ છે, ને તેનાં મીઠા વચનોથી ભોળવાઇ તેની સાથે જઇ પોતેજ સપડાય છે

ચંદ્રસિંહનો પોતાની પ્રતિ~~પ્રત્સે~~ નિષ્કામ પ્રેમ કે જે તેના શબ્દો જણાવે છે કે, આ ચદ્ર એક વચનને એક પ્રતિ પ્રાણ જતા પણ તજશે નહિ. પ્રસ્તુત નવલ કથામા ના'ની ઉમરના રણમલનો પોતાના બધુ ઉપરનો પ્રેમ તથા પોતે ચક્રવર્તિ ભુપતી થયા છતાં પણ નિરભિમાન પણે રહે છે અને પ્રભુમાં દ્રઢ વિશ્વાસ રાખી દુ:ખ દેખી ડરતો નથી થવા કાળે સૌ થયાજ કરે છે. તે વાક્યને અનુસરી પોતે હમેશા આનંદમાં રહે છે, અને મહાન્ વિકટ માર્ગો પણ તે હિમ્મતથી પુરાં કરે છે પતિથી તિરસ્કાર પામી તજાયેલી જામલ પોતાનું શિયળ સભાળી લોકોના કલ્યાણ અર્થે, પોતાના આત્માનો ભોગ આપવાને પણ તયાર થાય છે, ને ઘણાં કષ્ટો સહન કરી આ-

અને તેના સ્વામીના શબની સાથે સતિ થાય છે. પાપી ઝેરીમલ નીમકહરામી કરી વિશ્વાસઘાતક તથા સ્ત્રી હત્યાનું પાપ વ્હોરી, ઘણાં કુકર્મો કરી આખર બુરી હાલતે મરણને શરણ થાય છે.

સતિ રત્નપ્રભા નાનપણથી ઘણી ચાલાક, અસ્ત્ર શસ્ત્ર વાપરવામાં કુશળ તે તેની ગાયના જણાતી આવે છે, અને યોગીંદ્ર મહાત્મા પ્રભુના અર્પેલા યોગબળથી સત્યવિજ્ઞાન કેવી રીતે રક્ષણ કરી શકે છે તે તથા પ્રભાતની હદ વગર ભક્તિ વગેરે આ નવલકથા સૂચવે છે. કુંભાભમાં શ્રી વિશ્વનાથ ભગવાન સત્યનો જય ને પાપનો ક્ષય કેવી રીતે કરે છે, તે આ કુમુદકુમારીના ચરિત્ર ઉપરથી જણાવવામાં આવે છે.

આ નવલકથા લખવામાં મેં મારી બુદ્ધિ પ્રમાણે બનતી મહેનત લીધી છે, તથાપિ કોઈ સ્થળે ભુલચુક દ્રષ્ટિએ પડે તો ક્ષમા કરશો એવી મારી વિનંતી છે

આ પુસ્તકમાં આગાઉથી ગ્રાહક થઈ ઉત્તેજન આપનારા સદ્ગૃહસ્થોનો હું ઉપકાર માનું છું

તેમ અત્રના પ્રખ્યાત બુકસેલર મહાદેવરામચંદ્ર જાગુટેએ પણ હિમ્મત આપવામાં બાકી રાખી નથી, તેથી તેમનો પણ હું ઉપકારી છું

આ નવલ કથામાં છાપો દોષને લીધે ઘણીક ભુલો રહી હશે તેથી તે ભુલોને માટે હું વહાલા વાચકવૃંદની ક્ષમા યાચું છું; અને તે ભુલો સુધારી વાંચવાની વિનંતી કરું છું

મારૂં કાર્ય વિષમ છે ને તેને હું મારી દ્રષ્ટીથી જોઈ શકું ને વિચારૂં છું કે ! આ પુસ્તક વાચકવૃંદને પસંદ પડશે કે કેમ ! પરંતુ મારા ધારવા મુજબ આ નવલકથા રસદાયક થઈ પડશે મારી અલ્પ મતિ પ્રમાણે આ પુસ્તકમાં લીધેલા શ્રમને સફળ કરી મને કૃતાર્થ કરશો એવી મારી આશા છે.

વિક્રમાર્ક ૧૯૬૯ ચૈત્ર શુક્લ પૂર્ણિમા. શાહપુર, વડવાળી ઉર્ફે મહેતા પોળ—**અમદાવાદ.**

**લી. સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

# સ્નેહાંજલી.

## સ્વર્ગ વાસિ, વ્હાલાં માતાપિતા.

વદુ હું પુરા પ્રેમથી, માતા પિતા ને હું વળી,
વળી શાન્તિ ચાહું આપની, શુદ્ધ પ્રેમ મનમાંહિ ધરી.
બાળક તમારો હું સહી, કરૂ સફળ મહેનત માહરી;
આ ગ્રંથ લખાયો પ્રેમથી, મુજ અલ્પ બુદ્ધિ એ કરી.
માંગો અમે બન્ને મળી, શુભ ગ્રંથ આ પ્રગટ કર્યો;
સ્વિકારશો માતાપિતા, ઉમંગ તમ ચરણે ધર્યો
પ્રેમે લડાવ્યાં લાડ બહુ, સ્વાદિષ્ટ ભોજન આપતા,
જગ દુઃખ દેખી માહરૂં, પોતે અતિ દુઃખી થતા.
મુજ શુભ થાવા કારણે, મહેનત અતિ આપે કરી;
બાળકમતિ, અતિ મેં કરી, શુભ વાત કાને નવ ધરી.
દેખ્યું મેં દુઃખ દુનિયા તણું, ત્યારે શિખામણ સાંભળી,
સુધારવા મુજ જીંદગી, મહેનત અતિ આપે કરી
જાણું ન વ્યાકરણ લેશ હું, પિંગળ પુરૂં સમજુ નહીં,
મુજ તર્ક શક્તી એ કરી, આ ગ્રંથ લખાયો છે સાર
હું શાન્તિ ચાહું આપની, એ પૂજ્ય પિતા માતના,
તમ વાસ થાઓ સ્વર્ગમાં, સુખ શાન્તિ થાઓ સર્વદા
કરૂ ધ્યાન દિવ્ય પિતા તણું, શુદ્ધ હૃદયથી હમેશ હું,
વ્હાલા પિતાના ચર્ણમાં, શુભ ગ્રંથ આ અર્પણ કરૂં.
મુજ હૃદયમાં આશા ખરે, મુજ ગ્રંથ આ સ્વિકારશો,
બાળક પરે કરૂણા કરી, આશિશ મુજને આપશો.

લી૦ આપનાં બાળક

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર અને મહાદેવ બીંદાપ્રસાદ.

# અનુક્રમણિકા.

---



# કુમુદકુમારી.

## પ્રકરણ ૧ લું.



### મુસાફર.

ભવાટવીમાં માનવી, બહુ બહુ ગોથાં ખાય,
કૃપા થાયજો જુગદીસની, તો સ્હેજે સુખી થાય.



ચૈત્ર માસ ચાલતો હતો, સમય મધ્યાન્હનો હતો, પવનના ઉના ઝપાટા વાયા કરતા હતા, સૂર્યના પ્રખર તડકાથી જમીન પણ ઉષ્ણતાને પામી હતી, આવા મધ્યાન્હ સમયે આ જંગલમાં કોઇ પણ મનુષ્ય અગર પ્રાણી દ્રષ્ટી ગોચર થતું નહોતું, ફક્ત વાયુ દેવના ઝપાટાથી વનનાં શુકાં પાંદડાં આમ તેમ ઉડી ખડખડાટ કરી રહ્યાં હતાં. આવે સમયે આ ભયાનક અરણ્યમાં થઇને એક યુવાન મુસાફર પ્રવાસનાં શ્રમથી, શ્રમીત થએલો, પરસેવાથી ટપકતો, વિશ્રાંતિ માટે શિતળ

છાંયા શોધતો આસપાસ દ્રષ્ટી નાંખતો ચાલ્યો જતો હતો. થોડેક દૂર ચાલતાં તે મુસાફર એક મ્હોટા વડવૃક્ષ આગળ આવી પહોંચ્યો, વડની શિતળ છાંયા જોઇ તે મુસાફર આનંદ પામ્યો ને ક્ષણુ વારને માટે પોતાનું કષ્ટ ભૂલી ગયો, અગાઉથી એક નાની સાદડી પાસે રાખેલી હતી તે સાદડી વૃક્ષની નીચે પાથરી ઉપર બેઠો, પાશે એક ચાંદીનાં પાત્રમાં પ્રથમથી જળ ભરી લાવ્યો હતો તેમાંથી મ્હો ધોઇ જળપાન કરી નિશ્ચિંત હૃદયે આરામ લેવા આડો થયો. પ્રવાસી મુસાફરનું વય આસરે સોળેક વર્ષનુ હતુ મુખાકૃતિ પુર્ણીમાના ચંદ્ર સમાન ગોળ કાંન્તીમાન ભાસતી હતી, પણુ અત્યારે ગ્રીષ્મઋતુના સખ્ત તાપથી તેનું વદન કમળ કરમાયેલું લાગતું હતું. મુખપર મુછનો આછો દોરો ફુટેલો હતો, તેણે પહેરેલા વસ્ત્ર સ્વચ્છ અને કીંમતી જણુાતાં હતાં, પણુ અત્યારે તે ધુળથી ઝાંખાં થએલાં દેખાતાં હતાં. મુસાફરના પોષાક ઉપરથી જોતાં જાણે કોઈ નવયુવાન યોગી ન થયો હોય, તેમ જણુાતું હતુ. પણુ ઝીણી નજરે જોતાં તો તેણે અંદર કોઇ એક શુરા ક્ષત્રીને છાજે તેવો સુંદર પોષાક ધારણુ કરેલો હતો, રેશમી સુરવાળ તેના પગને શોભાવી રહી હતી, તેના ઉપર મજલીનનુ અંગરખું પહેર્યું હતુ, કમ્મરે કીંમતી સેલુ વીટાળી દીધેલુ હતું અને સેલામાં તેની કમ્મરને શોભાવતી એક સુંદર શીરોહીની સમસેર લટકી રહી હતી, તે ઉપરાંત તેણે છાતી પાસે ભરેલી પાંચ બહારની પીસતોલ કસી દીધી હતી. આ સઘળાની ઉપર તે પ્રવાશીએ પગથી તે ગળા સુધીની એક ભગવી કફની ધારણુ કરેલી હતી, માંથા ઉપર ભગવા રંગનો ફેંટો બાંધેલો હતો તેના સ્કંધ પ્રદેશપર કાળાં બાલનાં જુલફાં આવી રહ્યાં હતા ને તેની સુંદરતામાં વધારો કરી રહ્યાં હતાં. સાંજ પડવા આવી હતી, સૂર્યનો ઉકળાટ શાંત થયો હતો, મંદમંદ પવનની ગરમ અને ઠંડી

એમ મિશ્રીત હવા આવવા લાગી, તેવે સમયે વિશ્રાન્તિ માટે સૂતેલો મુસાફર નિંદ્રાને પર હરી ઉઠી બેઠો થયો, આસ પાસ દ્રષ્ટી ફેરવી તેણે એક નિશ્વાસ નાંખ્યો, થોડો સમય શાંત ચીતે બેસી રહ્યા પછી તે મૂસાફર મનમાં બોલવા લાગ્યો, અરે ? હું ઘણીવાર સૂતો, સાયંકાળ પહેલાં મારે કોઇ ગામમાં પહોંચવું જોઇએ, અરે ! હવે અહિથી ગામ કેટલું દૂર હશે ? કોઇ મનુષ્ય પણ દ્રષ્ટિએ પડતું નથી કે તેને પૂછું.

ભયંકર આ વંન છે, નવ દ્રષ્ટીએ કાંઇ જણાય;
મનુષ્ય પંખી કો પ્રાણી પણ, આવી ન શકે આંહ્ય.

ઓ—જન્મ દાતા તમે આટલું બધું કષ્ટ શા માટે મારી ઉ-પર નાંખ્યુ.

શાસ્ત્રમાં કહે છે કે ઇશ્વર જે કરે છે તે સારૂંજ કરે છે, તેમાંથી મારે શું સમજવું ? વ્હાલા ! પ્રભુ, હવે હદ થઇ દયાળુ થાઓને આ તમારા દુઃખી બાળકને સહાય કરો હું તમારૂં બાળક છું.

વ્હાલા પ્રભુ વિશ્વંભરા, અનાથના છો નાથ;
બાળક મૂઝાયે ઘણો, આવી ઝાલો મૂજ હાથ.

મ્હારા ભક્ત વત્સલ ભગવાન આપ આ બાળકના અપરાધ ક્ષમા કરવા શક્તિમાન છો, પ્રભુ, જો આ રંક બાળકથી આપનો કાંઇ પણ અપરાધ થયો હોય તો આ રંક સેવકને ક્ષમા અર્પશો. મ્હારા વિભુ ! સહાય કરો, સહાય કરો, એમ બોલી તેણે વળી પાછો એક નિશ્વાસ નાંખ્યોને પછી કાંઇક બોલવા લાગ્યો. વ્હાલા બંધુ રણમલ તું ક્યાં હોઇશ, હાય ! ત્હારા વિયોગથી મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે, મ્હારા ઉગતા કોમળ પૂષ્પ હજુ તો ત્હેં આ દુનિયાનું સુખ અનુભવ્યું નથી, એટલામાં તું એ ગેબ ! હાય ! પિતાશ્રીનું તો મારા

સાંભળવા પ્રમાણે નક્કી મૃત્યુજ થયું હોવું જોઇએ એટલે તે તો જાણે ગયાજ પણ રણુમલને તો શોધવો. હાય! તે નિર્દોષ નાનકડું પંખી ક્યાં વિહાર કરતું હશે? અરે! તે કોની સંભાળમાં હશે? એ બાંન્ધવની જોડમાં ખોડ પડી, પ્રીય રણુમલ, શું ત્હારો પત્તો હવે નહિ મળે હાય! ત્હારા જેવો ભાઇ હવે મને મળવો દુર્લભ છે.

દેશ વિદેશે રટણ કરતાં, મળે મિત્રો નવ નવા;
સ્ત્રીઓ મળે ગુણ સુંન્દરી, સુખ, દુઃખની ભાગી થવા.
પણ પૃથ્વી આખી ખોળતાં, કે જીંદગી ગુમાવતાં.
નહિ મળે રણુમલ બાંન્ધવો, પાતાળમાં કદી ખોળતાં,
બાંન્ધવ સ્નેહ અપાર છે, શું વર્ણવુ મુખથી કથી;
ભાઈ જેને નથી આવિશ્વમાં સુખી તે તો કદી નથી,

અહા! ભાઇનો પ્રેમ અપાર છે. ભ્રાતાને ખોળવા કદાપી પાતાળમાં પેસવું પડે, અગ્નીની જ્વાળામાં કુદી પડવું પડે તોપણ હું ડરનાર નથી, વિરા, તારા સમાચાર કોને પૃછુ? ભાઇ તને લીધા શિવાય હું કદી અજીતગઢ જનાર નથી વિરા, રણુમલ તું ક્યાં હોઇશ વિરા, આવ, આવ, તારા વિયોગથી બળી ભસ્મ થતા આ હૃદયને ભેટી, અમૃત વારી સીંચી શાંત કર. વિરા, તારે માટે જંગલે જંગલ ભમીશ મહાન ગુફાઓમાં ફરી તને શોધીશ, ને આખરે તારો પતો હું જરૂર મેળવીશ. એમ બોલી વળી પાછો થોડીવાર શાંત રહી બોલવા લાગ્યો, ઓ નીચ ઝેરીમલ તારું તે નિર્દોષ બાળકે તો કાંઇ બગાડયું નહોતું? અરે અમે પણ તારૂં શું બગાડયું હતું? મારા પીતાએ તને પાળીપોસી મોટો કર્યો. તેનોજ ત્હેં પ્રાણ લીધો, ધીક્કાર છે નીમકહરામ તારો જન્મ થતાં તને સર્પ ડંશ કેમ ન થયો, કે વિજળીનો વજ્રપાત કેમ ન નડયો કે તું જીવતો

રશો ? પણ હજી કાંઈ સમય નથી વહી ગયો, પાપી જ્યાં સુધી હું જીવતો છું, જ્યાં સુધી મારી નશોમાં ઉષ્ણ રૂધીર વહન કરે છે, ત્યાં સુધી હું તને છોડનાર નથી, હું વૈરનો ખદલો લઇશ. ઇશ્વર મને સહાય કરશે. પાપી! તું પાતાળમાં પેઠો હોઇશ, તો ત્યાંથી પણ હું તને ખેંચી કાઢીશ, ને તારા કર્મનું ફળ આપીશ, તે નક્કી સમજજે આમ બોલતાં બોલતાં મુસાફર ક્રોધથી કંપવા લાગ્યો, ક્રોધથી તેનું શરીર આકળ વિકળ થવા લાગ્યું, ચક્ષુઓ રક્તવર્ણાં થઇ ગયાં. પછી થોડીવાર મનમાં કાંઇક વિચાર ગોઠવી બોલવા લાગ્યો. અરે! હું નીરર્થક આવા વિચાર શા માટે કરૂં છું, સમય આવે તેની મેળે સૌ કાંઇ થઇ રહેશે. હાલ તો મારે મારા લઘુ ભ્રાતાની શોધ કરવી જોઇયે, મારા સાંભળવા પ્રમાણે તે દુષ્ટ ઝેરીમલ વિજય નગરના રાજ્ય માં સેનાધિપતીનું કામ બજાવે છે, ઠીક છે, મારે પણ ત્યાં ગમન કરવું. ને તે રાજ્યમાં છુપે વેશે રહી, ભાઈની શોધ કરવી, ને તે અધમ ઝેરીમલને પણ તેના કર્મની શીક્ષા કરવી, રણમલને પણ તેજ દુષ્ટ ઉપાડી ગયો હોય તેમ લાગે છે, માટે રણમલની શોધ પણ ત્યાંજ લાગશે, હશે જેવી ઇશ્વરેચ્છા, એમબોલી ત્યાંથી આગળ જવાને તે મુસાફર ઉભો થયો, આસપાસ દ્રષ્ટિ નાંખી, પણ તેની નજરે કોઇ પણ દશ્યમાન થયું નહી, અરે! હવે હું કયે પંથે જાઉં, રસ્તો વિકટ ને ભયંકર છે, આસપાસ દ્રષ્ટિ ફેરવતાં મોટાં મોટાં વૃક્ષો અને પહાડો શિવાય હું કાંઇ જોઇ શકતો નથી રાત્રીનો સમય થયો છે, ગામ કેટલું દુર હશે ? કોને પૂછુ, એમ વિચાર કરતો તે મુસાફર ચાલવા લાગ્યો, ચરણ થાકથી શ્રાત થઇ ગયા છે, રજનીએ પોતાનો શ્યામપટ જગતને ઓરાડી દીધો છે તેમાં વળી જંગલમાં વૃક્ષોના કુંજમાં એટલો તો ધાડો અંધકાર વ્યાપી ગયો છે કે કાંઇ પણ

જોઇ શકાય નહી, ઘણેક દુર હીંસક પશુઓના અવાજ સંભળાતા હતા, પવનના સપાટાથી વૃક્ષોનાં પાદડાં હાલી ખડખડાટ કરી ભયંકરતામાં વધારો કરતાં હતાં, તેવે સમયે આ પ્રવાશી મુસાફરને કાને એક કારમી ચીસ સંભળાઈ! ચીસ સાંભળતાંજ મુસાફર સાવધ થયો, તેનું હૃદય ધબકવા લાગ્યું, અને ચારે તરફ જોઇ વિચારવા લાગ્યો, અરે ! કોઇ દુખી પ્રાણીની બુમ સંભળાય છે, અવાજ પારખતાં કોઇ સ્ત્રીનો કોમળ અવાજ લાગે છે, હશે ! ગમે તે હોય દુઃખી માણુસને સહાય કરવી, તે સર્વ મનુષ્યોનો ધર્મ છે; એમ વિચારી તે મુસાફર જે તરફથી અવાજ આવતો હતો, તે તરફ દોડવા લાગ્યો, બે ઘટીકા રાત્રી વ્યતીત થઇ ગઇ હતી, ને ચંદ્રનું આછુ આછુ અજવાળું નીકળ્યું હતું. ચંદ્રના પ્રકાશમાં મુસાફર જુવે છે તો ત્રણ મનુષ્યો ચૌદ પંદર વર્ષની એક મનોહર અબળાને ત્યાં ઉપાડી લાવેલા હતા, ભયથી તે બાળા બેશુદ્ધ થઇ ગઇ હતી, તે ત્રણ મનુષ્યોએ પોતાનાં મ્હો છુપાવવા મોઢે બુકાનીઓ બાંધી હતી, તેમનું આવું કાર્ય જોઇ તે મુસાફર મનમાં બોલવા લાગ્યો, અરે ? આ અધમો કોણ હશે ! અને આ બાળા કોણ હશે ? તેઓ આ સુંદર કુમારીકાને અહીં શામાટે ઉપાડી લાવ્યા હશે, એમ વિચાર કરતો તે મુસાફર તેમનાથી થોડેક દુર ઉભો રહ્યો. ને તે લોકો હવે શું કરે છે તે જોવાના ઇરાદાથી તે નિર્દય લોકો જુવે નહી. એમ તે મુસાફર ત્યાં એક વિશાળ વૃક્ષના ઓઠે છુપાયો. છાતી પાસે કસેલી પીસ્તોલ છુટી કરી હાથમાં પકડી, ને તે માણુસો હવે શું કરે છે તે ધ્યાન દઈ જોવા લાગ્યો.



# પ્રકરણ ૨ જું.

## પાપીનો ભોગ થઈ પડેલી કુમારીકા.

ધન્ય શીયળવતી નારને, ધન્ય તેહનો અવતાર,
પ્રાણ જતાં પણ નવ તજે, સતી શીયળ ભંડાર.

---




સમશ્માકાર ચાલી જતી હતી, પશુ પક્ષીઓ પોતાના માળાઓમાં ભરાઇ નીંદ્રા લેતાં હતાં સર્વત્ર શાંતીનું સામ્રાજ્ય સ્થપાયુ હતું. ફક્ત તમરાં ને એવાં ઝીણાં જંતુઓના અવાજ સંભળાતા હતા, તેવે સમયે આપણે જે ગત પ્રકરણમાં વાંચી ગયા કે, ત્રણ મનુષ્યો એક નિર્દોશ બાળાને ત્યાં ઉપાડી લાવ્યા છે, તે હવે શું કરે છે, તે આપણે જોવાનું છે તે ત્રણ મનુષ્યોમાંથી એક મનુષ્ય, આસપાસ નિહાળી ધીમા સ્વરથી બીજા માણસને કહેવા લાગ્યો. માનસીંહ ? આતો બેશુદ્ધ થઈ ગઈ છે

તો તમે તમારી પાસે જે ગુલાબજળ લાવ્યા છો, તે આને છાંટી સાવધ કરો.

જેવો હુકમ, એમ બોલી માનસીંહ પોતાની પાસેથી એક ગુલાબજળની બાટલી કાઢી તે બેશુદ્ધ થયેલી અબળાના મુખારવિંદ પર છાંટવા લાગ્યો. ગુલાબજળની અસરથી તે બાળા શુદ્ધિમાં આવી, તેને સાવધ થયેલી જોઇ તે નિશાચરોનો સરદાર આનંદ પામ્યો, ને તે બાળા પાસે આવી તેને મધુર સ્વરે કહેવા લાગ્યો. વ્હાલી ! હવે આમ નિહાળો, ને આ દાસની પર કૃપા કરો, ને તમારો દીવ્યપ્રેમ અરપો, સુંદરી, હવે તમે તમારા રાજ્યમાં જઇ શકનાર નથી. તમારે ત્યાં જેટલું સુખ હશે તેના કરતાં હું તમને વિશેષ આનંદ ભગાવીશ. માટે વ્હા...............

ચુપ કર, પાપીયા. હું તારી નીચ વૃત્તિ પામી ગઇ છું. જો હવે એક પણ વધુ અક્ષર બોલ્યો તો, એમ સમજજે કે તારે માથે જગત પિતાનો કોપ ઉતરશે, તું મને ઓળખે છે, પાપી ? તું મને શામાટે ઉપાડી લાવ્યો છે ? ને તું છે કોણ ? દુષ્ટ મને તું જ્યાંથી લાવ્યો હોય ત્યાં સત્વર મુકી જા. તે વિર બાળાએ તેને વચમાંજ બોલતો અટકાવી કહ્યું.

પેલો મુસાફર જે સંતાઇ સઘળું સાંભળતો હતો તે પણ હવે આશ્ચર્ય પામ્યો ને વિચારવા લાગ્યો.

અરે. આ દુષ્ટો, આ કોઇ નિર્દોશ બાળાને ઉપાડી લાવ્યા લાગે છે, સારૂં થયું કે ઇશ્વિરે મને આ જંગલનેજ રસ્તે ચઢાવ્યો. નરાધમો, હવે તમારી ઘડી ભરાઇ ગઇ છે, માટે થોડીવાર મ્હાલી લ્યો.

કુળહિણા છે પાપીયો, દુષ્ટ ઘણેરા એહ,
પ્રગટ થઇ હું આ પળે, આપુ હું તેમને છેહ.
કોણ હશે એ પામરો, દુષ્ટ નિર્દય નાદાન;
જુલ્મ ગુજારે સતીપરે, નિશ્ચય ખુટયો જાન,
રક્ષા કરૂં હું આ બાળાની, ક્ષત્રિનું છે કાજ;
જો ન છોડાવું એ સુંદરી, તો જાએ મારી લાજ.

જાઉં બસ. હવે ઘણું થયું ને તે પાપીયોના પંજામાંથી તે બાળાને બચાવું, પણ સબુર, થોડીવાર સબુર. હજી શું થાય છે તે જોવા દે! એમ મનમાં વિચાર ગોઠવી, તે મુસાફર શાંન્ત ચીત્તે તેમની વાતચીત સાંભળવા લાગ્યો. જ્યારે તે બાળાએ તે દુષ્ટને પોતાને સ્થાને મુકી જવાનું કહ્યું ત્યારે તે પાપી ખડખડ હસવા લાગ્યો. ને તે બાળાને કહેવા લાગ્યો.

હવે તું તારે સ્થાને જવાનો વિચાર છોડી દે હું તને મારી અર્ધાંગના બનાવીશ, અહા!! ઘણા દીવસોથી તને પ્રાપ્ત કરવાનો વિચાર કરતો હતો, આખરે તેમાં મને ફતેહ મળી મનમોહીની,! ગભરાઇસ નહી, આ પાસેની પર્વતની ગુફામાં આપણો મુકામ છે રાજ્ય મહેલ કરતાં પણ તેની અંદર વિશેષ સાહીત્યો છે, માટે ત્યાં ચાલો.

અરે રામ હવે મારી શું દશા? એમ બોલી તે બાળાએ દુખથી નીસાસો નાંખ્યો, પણ આખરે હીંમત ધરી બોલી, અરે ઓ નરાધમ આ. અબળાને શામાટે સતાવે છે, તું કહેતો ખરો કે તું કોણ છે, તેનો આવો પ્રશ્ન સાંભળી તે નીશાચર ગર્જના કરીને બોલવા લાગ્યો.

રાજકુમારી, તું મને ઘણાજ તુચ્છ શબ્દથી બોલાવે છે હાં!

પણ યાદ રાખજે અહીંથી તને મુક્ત કરાવનાર કોઇ છેજ નહી. તું મને ઓળખે છે, સાંભળ ઓ હઠીલી અબળા સાંભળ, તારા પીતાનો જમણો હાથ આખા સૈન્યનો સેનાધીપત્તી, આ ઝેરીમલ, તે આજ તારી પાસે પ્રેમની ભીક્ષા માંગે છે આટલા શબ્દો તે એટલા જોરથી બોલ્યો કે, તેનો પ્રતીધાત આખા જંગલમાં સંભળાયો, છુપાઇને ઉભેલો મુસાફર તેના આ સબ્દોથી ચોંકયો, ને આકાસ સામે નીહાળી બોલવા લાગ્યો, ઓ! ઇશ્વર આ હું શું સાંભળુંછું! મારો દુશ્મન, મારો શીકાર કે જેની શોધમાં હુ જંગલે જંગલ ભમું છું? તેને શું આજ હું મારી સમક્ષ ઉભેલો જોઉછું? અરે? તે દુષ્ટ કોઈ નિર્દોષ રાજકુમારીનું હરણ કરી લાવેલો લાગે છે, હાશ! ઘણા દીવસથી, જેને માટે આ મારી પ્રચંડ ભુજાઓ આતુરતાથી રાહ જોઇ રહી હતી, તેજ અધમ આજે વગર વિલંબે મારી પાસે આવ્યો છે, હમણાંજ હું તે ચંડાળની છાતી ચીરી તેના શોણીતથી મારા હાથ રંગુ છું. પણ સબુર હ:ય ધીરજ ધર તે પાપી હવે શું કરવા ધારે છે, ને તે કુમારીકા શું કરે છે તે મને જોવાદે. હાથમાં આવેલો શીકાર હવે કાંઇ દુર નથી, હું તેને પ્હેલેજ સપાટે મ્હાત કરીશ, ને આ કુમારીકાને બચાવીશ. એમ બોલી તલવારની મ્યાન ઢીલી કરી જોવા લાગ્યો; પેલી તરફ તે નીર્દોષ બાળા તેને ઓળખી, તેના સબ્દો સાંભળી સ્તબ્ધજ બની ગઇ, તેને એવી રીતે શાંત ઉભેલી જોઇ, તે દુષ્ટ ઝેરીમલ કહેવા લાગ્યો? રાજ કન્યા શું વિચાર કરે છે, સ્વાધીન થયા શિવાય છુટકો છેજ નહી, જો હાલ તું મારા કબજામાં પુર્ણ રીતે ફસામણી છે, માટે શું જવાબ આપે છે.

બસ કર. નરાધમ, હું તને જાણી ગઇ, તને ઉચ્ચ પાયરીએ ચઢાવી આશ્રય આપ્યો. તેનું આવુંજ ફળતેં આપ્યું.

અરે. ઓ મુઢ, વિચાર કર, તારા અન્નદાતાની પુત્રી તરફ કુદ્રષ્ટી કરતાં શરમાતો નથી, અરે ? જે તારી ભગીની બરોબર તેને આવાં વચનો સંભળાવતાં તારી જીવ્હા કેમ તુટી પડતી નથી, ખરે-ખર, તુ કોઈ રજપુત કુલાંગાર છે નહીતો તારા મુખમાંથી આવા શબ્દો નીકળે નહી, અધર્મી, હજી વિચાર કર, જ્ઞાનચક્ષુથી જો, હજી સમય છે, તું મને મારે સ્થાને પહોંચતી કર, હું આજની બનેલી વાત કોઈને કહીશ નહી, હું તને ભાઈ કરતાં પણ વિશેષ ચાહીશ, માટે સમજીજા, હું તારે પગે પડું છું. એમ કહી તે બાળા ઝેરીમલના ચરણમાં પડી.

લલીતવદની, હવે પીતાનું મુખ જોવાની વાંછના છોડી દયો ને મુંગે મોઢે, મારે સ્વાધીન થાઓ, પાપીએ તેની બુદ્ધિ પ્રમાણે જવાબ આપ્યો.

નરાધમ, બોલતાં શરમા, મારો પ્રાણ ગયે પણ હું તારી નીચ વૃતી તાબે થનાર નથી, તે નથીજ. બાળાએ હીંમતથી જવાબ આપ્યો. ઝેરીમલ—મારૂં કહેલું માની મારી વૃતીને શરણથા ? નહીંતો તારે ભયંકર શીક્ષા ખમવી પડશે, તારા શરીરનુ હું દેવીને બળીદાન આ-પીશ તેની વેદના તારાથી સહન નહિ થાય.

આવાં તેનાં વાક્યો શ્રવણ કરતાંજ તે શુરીબાળાનું મુખ ક્રો-ધથી લાલ થઇ ગયું, ને તેને ક્રોધથી કહેવા લાગી, રજપુતાણીની કુખને કલંક લગાડનાર કુંલાંગાર જા તારાથી થાય તે કરી લે, ઇશ્વર મને સહાય કરશે તારા બળીદાનથી હું ડરતી નથી, તુ મારા ઝીણા ઝીણા કટકા કરીશ, છુંદીશ, રીબાવીસ તોપણ હું તારે તાબે નહી થાઉ તે નહીજ થાઉ.

સપડાવી તુજ સત્તામાંહી પછી મરદાઈ બતલાવે,
વનીતાથી વાળે વૈર, ક્ષત્રીનું તન લજાવે,
લાવી મુજને જંગલ મહીં, મારૂં ભાન ભુલાવે,
દગાથી ફસાવી મુજને, બાયલા શું જોર જણાવે,

**ઝેરીમલ**—મૃગલોચની, તું શા માટે મારો તીરસ્કાર કરે છે હું તારા સુંદર સ્વરૂપથી દીવાનો થયો છું, માટે મારી ઉપર દયા કર ઘેલી સુંદરી, આ અનંગથી બળતાને શામાટે વધારે બાળે છે.

ઓ દીવ્ય સુંદરી દાગ લાગ્યો. કંઇક હૃદયમાં કારમો,
મોહ્યો છું આ ગૌર બદને, પ્રીય ક્રોધ કરોમાં કારમો.

**રાજકુમારી**—કાયા તું મારી શું નીહાળે, નથી કાંઇ, દ્રવે ભરી,
સૃષ્ટિ વિષે જો જોઇને, સર્વ સ્થળે સરખી કરી.
કામાંધ દુષ્ટએ. આંધળા, શીદ ઘાટ બુરા મનમાં ઘડે.
ઓ લંપટ પાપી જીવડા. શીદ હાથે કરી નર્કે પડે;

પાપી! પ્રભુથી ડર, સતીને કષ્ટ આપનાર કુલાગાર તારા શીરપર.. હું કાળ ચક્ર ભમતું જોઉં છું પાપી હું જીવતાં તો તારે હાથ આવવાની નથી, એ નક્કી સમજજે.

**ઝેરીમલ**—સુંદરી, હું તારા પ્રભુને ઓળખતોજ નથી, આ ઝેરીમલ મરવાથી પણ બીહતો નથી. ને તે તારા નર્કની પણ દરકાર રાખતો નથી, માટે સમજીને સ્વાધીન થા, નહી તો છેવટ હું તને બળાત્કારથી ભ્રષ્ટ કરીશ. માટે વિચાર કર, ને આ તારો કોમળ દેહ આ ઝેરીમલને અર્પણ કર.

રાજકુમારી—પાપી ભ્રષ્ટ કરીશ, તો ઇશ્વરથી શી રીતે બચીશ, મારો પ્રભુ મારી લજ્જા રાખશે ને તેજ મને સહાય કરશે. ને તેજ તને તારા કર્મનાં ફળ આપશે? તારા જેવા એક પામરથી શું થવાનું છે.

ઝેરીમલ—એમ? ઠીક છે, જોઉં છું. કે તને કોણુ બચાવે છે માન-સીંહ અભયસીંહ તમે સો દુર ખસી જાઓ, એમ કહી, ઝેરીમલ રાજકુમારી તરફ ધસ્યો, ને તેના બન્ને હસ્ત પકડી કહેવા લાગ્યો બોલ હવે તને કોણુ બચાવે છે?

રાજકુમારીએ તેના હાથમાંથી છુટવાને ઘણાં ફાંફાં માર્યા પણુ કયાં તે એક સૈનીક પુરૂષ, ને કયાં તે એક કોમળ અબળા, રાજકુ-મારીને ભયથી વિહ્‌વળ થયેલી જોઇ તે દુષ્ટ કહેવા લાગ્યો, કેમ? માને છે કે નહી, નહી તો છેવટે બળાત્કાર કરવો પડશે? એમ બોલી તે પાપી નિર્દોષ રાજકુમારી ને બાઝવા લાગ્યો, પોતાનું શીયળ ભગ થશે, હવે બચવાનો ઉપાય છે નહી. ધારી, કુમુદ, કોઇ બચાવો પા-પીના હાથથી એક અબળાનું કોઈ રક્ષણુ કરો, એમ બુમ પાડતી, પાછે પગલે જોર કરી નાસવા લાગી. ઝેરીમલ તેને પકડવા ધસતો હતો, તેવામાંજ સિંહની ગર્જના ના જેવો ભયંકર અવાજ થયો ખબરદાર? સતીને સંતાપનાર ચંડાળ ખબરદાર? એટલામાંજ તેની પાસે થઇને શણુશણાટ કરતી એક ગોળી ચાલી, ને પાસે ઉભેલા અભયસીંહના માથામાં પેઠી, અભયસીંહ જમીનપર ઢળી પડયો ને જોત જોતામાં પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો.

આવો અજાયબ મામલો જોઇ ઝેરીમલ ગભરાઇ ગયો, ને

આસપાસ જોવા લાગ્યો, તેટલામાંજ છુપાયેલો મુસાફર તેની સમક્ષ આવીને ઉભો રહ્યો, પોતાનુ રક્ષણ કરનાર આવી પહોંચ્યો છે જોઇ રાજકુમારી, મુસાફરની પાસે જઇ બોલી.

વિરપુરૂષ હું તમારે શરણે છું.

**મુસાફર**—બાળા, શાંત થાઓ, ગભરાશો નહી, ઇશ્વરેજ મને વખતસર તમને મદદ કરવા અત્રે મોકલ્યો છે હમણાંજ હું આ નરાધમને તેના કૃત્યનું ફળ આપુછું. એમ કહી બીજે પીસ્તોલનો બ્હાર કર્યો, તેનાથી માનસીંહ ગબડી પડયો ને તે પણ યમસદન પહોંચી ગયો.

હવે ઝેરીમલ એકલો રહ્યો. પોતાના સાથીઓનો નાશ થયેલો જોઇ ક્રોધથી કંપવા લાગ્યો, ને તલવાર ખેંચી મુસાફર સામે ધસ્યો જેવો તે મુસાફરને ઘા કરવા જાય છે કે તેટલામાંજ તે મુસાફરની શમશેર તેની મ્યાનમાંથી નીકળી ને ઝેરીમલનો ઘા પોતાની તલવાર ઉપર ઝીલી લીધો, મુસાફરની તલવાર સાથે તેની તલવાર અથડાવાથી તેની સમશેર હાથમાંથી છુટી જઇ જમીનપર પડી ગઇ, હવે બચવાની આશા વ્યર્થ છે, સમય આવે ફરીથી જોઇ લેવાશે. 'જીવતો નર ભદ્રા પામશે' એમ વિચારી પાપી ઝેરીમલ નજર ચુકાવી અદ્રશ્ય થઇ ગયો.





# પ્રકરણ ૩ જું.

## રાજકુમારી કુમુદા.

ક્યાં દુષ્ટની દુષ્ટતા, ક્યાં સતીનું સત્ય,
ચળી ન જ્યારે સુંદરી, પ્રભુજીએ રાખી પત્ય.



શું હાથમાં આવેલો શીકાર છટકી ગયો. કહી મુસાફર આમ તેમ જોવા લાગ્યો, ધિક્કાર છે ચંડાળ છેવટે નાશી ગયો, હશે ! તે મારા હાથમાથી છટકનાર નથી. આજે નહીંતો કાલે એમ કોઈ વખત તે પાપી મારા હાથમાં ફસાશે. ને બુરી હાલને મરશે. ચાલ હાલ તો હું આ સુકોમળ બાળાનું શાંત્વન કરૂં. અહા ! શું સુંદરતા ! કેવી દીવ્ય કાન્તિ અહા !

શ્વેત સાડીની સુંદરી, કંઈક રમ્ય શોભા આપતી;
કામી અને વિરહીજનોનાં, ભવ્ય દુખો કાપતી,

બહુ બદનપર અંકુર ફુટયાં, યૌવને મલકે અતી.
દેખી તરૂણ આ લલીત લલના, અંતરે અગ્નિ થતી.
ગાલોતણા દ્વી ગુંજપર, લાલી સુકોમળ વ્યાપતી,
નયનો તણી ગતી નમ્ર થઇ, શોભા રસીલી આપતી.

કેવી અલૌકિક સુંદરી! ચાલ તેને પુછું કે તે કયા રાજ્યકુળની કન્યા છે. આમ વિચાર કરી તે મુસાફર તે બાળાને પૂછવા લાગ્યો, મુગ્ધે, ઇશ્વર કૃપાથી ભયનું વાદળ દુર થયું છે. તો હવે તમારૂં નામ ઠામ જણાવશો. હું તમને તમારા માતાપિતા પાસે પહોંચાડું. આવું તેનું માયાળુ વાક્ય સાંભળી રાજકુમારીએ શરમથી નીચું જોયુ. પણ આખરે શરમને દુર કરી કહેવા લાગી. વિરપુરૂષ, આપે મારી લજ્જા રાખી તેને માટે મહાન દયાળુ પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. હું એક અબળા આપને શું આપી શકું? વિર શ્રેષ્ઠ, મારૂં સ્થાન અહીંથી બહુ દુર નથી. અહીંથી આશરે બારેક કોશ ઉપર વિજયનગર નામે શહેર છે ત્યાંના મહારાજા વિજયસીંહની હુ પુત્રી છું. આપ મારી સાથે ચાલો. મારા પિતા આપને જોઇ ઘણાજ આનંદ પામશે. મારૂં નામ કુમુદા છે.

..

ત્યારે શું તમે રાજકુમારીકા છો! ને વિજય નગરના મહારાજા વિજયસીંહનાં પુત્રી? અહા? કેવી વિચીત્ર ઘટના વારૂં બાળા તમને ઉપાડી લાવનાર ચંડાળ કોણ હતો! અને તે તમને કેવી રીતે અહીં લાવવા પામ્યો, તથા તેની શું મતલબ હતી, તે વિગેરે સવીસ્તર હકીકત કહેશો, એવી મારી આશા છે, મુસાફરે સઘળું જાણવાના હેતુથી પુછ્યું.

કુમુદા--મહાશય, તે દુષ્ટ મારા પીતાનો સેનાધીપતી ને તેનું નામ
ઝેરીમલ છે તે ઘણોજ નીચ છે.

મુસાફર--તો તેવા અધમને સેનાધીપતી બનાવી રાજ્યમાં રાખવાનું
શું પ્રયોજન ?

કુમુદા--સત્ય છે, તેનું કારણ જુદું છે, મારા પીતા શ્રીને ખબર
નહી કે તે આવો નીચ વૃતીનો હશે, નહી તો તેને એક
ક્ષણ પણ રાખે નહી.

મુસાફર--રાજકુમારી. આ ઝેરીમલ તે સુર્યપુરના પદ ભ્રષ્ટ રાજાનો
પુત્ર કે બીજો.

કુમુદા--તેજ નરાધમ ઝેરીમલ, જેવું તેનુ નામ છે, તેવું જ
તેનું કામ છે ?

મુસાફર--તો આ ઝેરીમલ તમારા રાજ્યમાં, આવવા શી રીતે પા-
મ્યો, ને મહારાજાનો સ્નેહ તેણે શી રીતે સંપાદન કર્યો.

કુમુદા--તે સઘળી વાર્તા આપને કહું છું. શ્રવણ કરો.

એક દીવસના સમા યોગે મારા પીતા જંગલમાં શીકાર અર્થે ગયા હતા, તેવામા એક ગબ્બરમાંથી સિંહ અને સિંહણે તેમની ઉપર સાથે ધસારો કર્યો મારા પીતાએ બંદુકના બ્હારથી સિંહને તો મૃત્યુને વસ કર્યો, સિહની મરતી વખતની કરૂણા જનક ચીસ સાંભળી તેની સિંહણ ઘણીજ ઉસ્કેરાઇ ગઇ. ને એકદમ મારા પીતાની ઉપર પાછળથી ધસી આવી, મારા બાપુ ગફલતમાં રહ્યા.

જેવી તે સિંહણે તરાપ મારી કે તરતજ મારા પિતા ઘોડેથી નીચે ગબડી પડયા, તેવુંજ તે ક્રૂર પશુ તેમને ફાડી ખાવાની તૈયારી

કરવા લાગ્યું. પણ 'જેને રામ બચાવનાર તેને કોણ મારનાર' એ- ટલામાંજ સણુ સણ અવાજ કરતાં બે તીર સાથે આવ્યાં, ને તે ક્રુર પ્રાણીની ચક્ષુઓમાં ભોકાઇ ગયા, તે પશુ આંધળુ થયુ ને દુઃખથી ચકરીઓ ખાવા લાગ્યુ. તેવે સમયે એક મનુષ્ય ત્યાં આગળ દોડી આવ્યો ને પોતાની તલવારનો ઘા તે સિંહણની ઉપર કર્યો, ફકત એકજ ઘાથી તે હિંસક પ્રાણીનુ માથુ ધડથી જુદું થઇ ગયુ; તે સમયે મારા પીતા બેશુદ્ધ હતા, તેથી પેલો આગતુક મનુષ્ય તેમની સારવાર કરવા લાગ્યો.

તેની સારવારથી મારા પિતા થોડીજ વારમાં સાવધ થયા, ને તે આગંતુક મનુષ્યે તેમના પ્રાણ બચાવ્યા તેને માટે ઉપકાર માનવા લાગ્યા. એવું જોઇ તે આવનાર પુરૂષ બોલ્યો, રાજન્ એમાં ઉપકાર માનવાનું કશુ કારણ નથી, મેંતો મારી ફરજ બજાવી છે, વિશેષ કાંઇ કર્યું નથી, તેનાં મધુર વચન સાભળી મારા પીતા ખુશી [illegible], ને તેને પૂછ્યુ? વિરશ્રેષ્ઠ તારૂ નામાભીધાન તથા જાત મને જણાવ, હુ રાજા વિજયસીંહ છુ, જો તારી ઇચ્છા મારી સાથે આવવાની હોય તો હુ તને મારા રાજ્યમાં લઇ જવા ચાહું છુ? ત્યાં તને સારી પાયરીએ ચઢાવીશ ને સુખી કરીશ વચમાં મુસાફરે પ્રશ્ન કર્યો કુમારી તે પ્રાણનો બચાવનાર કોણ હતો?

**કુમુદા**—અન્ય કોઇ નહી પણ પાપી ઝેરીમલ પોતેજ હતો.

**મુસાફર**—એમ કે? ઠીક વારૂં પછી શું થયું.

**કુમુદા**—પછી 'ભાવતુ હતુ ને વૈદે કહ્યુ' તે પ્રમાણે તે પાપી હાથ જોડીને મારા પિતાને કહેવા લાગ્યો મહારાજા દાસની

ઉપર ઘણોજ ઉપકાર કર્યો, જ્ઞાતીએ ક્ષત્રિ છું. મારૂં નામ ઝેરીમલ છે. મહારાજ હુ નીમકહલાલીથી આપની સેવા બજાવીશ તો હુ પૂર્ણ સંતોષ પામીશ એમ કહી, મારા પીતા તેને વિજય નગરમાં તેડી લાવ્યા ને તેને ઉપસેનાપતીની પદવી ઉપર નામ્યો, થોડા વખત ઉપર દુશ્મનો સાથે યુદ્ધ ઉપસ્થીત થયુ તેમાં તેણે પોનાનું શૌર્ય બતાવી જીત મેળવી. આ કારણથી મારા પિતા તેના કાર્યથી સંતુષ્ટ થયા, ને એક ભવ્ય દરબાર ભરી તેનાં વખાણ કરી, તે દુષ્ટને અમુલ્ય શીરપાવ આપ્યો, ને તેજ દીવસથી મારા પિતાએ વધારામાં તેને પોતાનો ખાનગી સલાહકાર નીમ્યા.

એક વખતના સમાયોગે નવરાત્રીના દિવસો હોવાથી હું મારી સાહેલીઓ સાથે ગરબા ગાતી હતી તેવામા તે પાપી ત્યા આગળથી જતો હતો, તેવામા તેની દ્દષ્ટિ મારા ઉપર પડી. ને દુષ્ટે દાસીયો મારફતે ખબર મેળવી કે તે રાજકન્યા છે તેથા તેણે આનંદ પામી મારી સાથે સ્નેહ બાંધવા મનમા નિશ્ચય કર્યો. ને તે દીવસ પછી તે પાપી મારી સખીયો મારફતે હમેશાં નવી નવી ઉમદા ચીજો મારે માટે મોકલવા લાગ્યો, તેની આવી અમુલ્ય ભેટોથી મને તેની ઉપર સંશય ઉપજ્યો, ને તેની મોકલેલી ભેટોનો મેં મુદલે સ્પર્શ ન કર્યો. આથી તે દુષ્ટ ઘણો ગુસ્સ થયો, એક સમયે મારા પિતા ને તે ઝેરીમલ બગીચામાં બેઠા હતા, ને નાના પ્રકારની વાતો કરતા હતા, તે અરસામાં ઝેરીમલે વખત સાધી વાત ઉપાડી. મહારાજા, આજ કાલ લોકોમાં આપણી ખરાબ વાત ચર્ચાય છે, કહે છે કે, રાજકન્યા ઉમર લાયક થયાં, પણ મહારાજા હજુ સુધી તેમનું લગ્ન કેમ નહિ કરતા

હોય ? મહારાજા, મને પણ આશ્ચર્ય લાગે છે કે કુમુદા બ્હેન લગ્ન કરવા યોગ્ય થયાં છે, છતાં આપ મહારાજાશ્રી શાન્તચીતે બેસી રહ્યા છો તેનું શું કારણ ? શું ? કોઇ એવો રાજકુમાર નથી કે શું ? મહારાજ તેનું કારણ આ સેવકને નહી કહોતો કોને કહેશો, પ્રભુ હું પણ તમારો બાળક છું. આપના દુખનો ભાગીયો છુ; માટે જે હોય તે આ રંક સેવકને કહો કે તેનો સત્વર ઉપાય થાય. આટલી વાત કહી કુમુદે નિશ્વાસ નાંખ્યો. આથી સાંભળનાર પ્રવાશી આશ્ચર્ય પામી પૂછવા લાગ્યો, રાજકુમારી, પછી શું થયુ. તમે નિશ્વાસ કેમ નાંખોછો

કુમુદા—અવીનયને માટે ક્ષમા યાચું છુ ગત થયેલી વાર્તા યાદ આવતાં હૃદયમાં સહજ દુ:ખ ઉદ્દભવ્યુ, હવે હું સાવધ છુ આગળ સાંભળો.

ઝેરીમલની આવી નમ્ર વાણીથી મારા પિતા તેને કહેવા લાગ્યા ઝેરીમલ, સાંભળ તે વાત હું તનેજ કહીશ. હું તને નહી કહુ તો કોને કહીશ રાજકન્યાનું લગ્ન કરવાનો મારો વિચાર અજીતગઢના મહારાજા કેશરીસીંહના પાટવી કુમાર ચંદ્રસિંહ સાથે હતો, પણ દૈવ ઇચ્છા શી હતી તેની ખબર પડી નહી, અચાનક મહારાજા કેશ-રીસીંહનું જંગલમાં ખુન થયું, ને તેના બે પુત્રો પણ ગુમ થયા, તેમનો હજી સુધી કાંઇ પણ પતો નથી, મારી કુમુદને લાયક તે ચદ્ર-સિંહ સર્વ ગુણ સંપન્ન છે ગમે ત્યારે પણ હું ચંદ્રનેજ મારી કન્યા આપીશ, ઝેરીમલ તે રાજકુમારોને ખોળી લાવવાનું કાર્ય હું તનેજ સોંપુંછું આવી વાત સાંભળતાંજ તે પાપી એકદમ ઉશ્કેરાઇ જઇ કહેવા લાગ્યો.

મહારાજ ! શું કહો છો ? આપનો વિચાર અસ્થાને છે, તે રાજાનું ખુન થયું તે તેના કર્મેજ, તે રાજા ઘણોજ અભીમાની ને

દુસ્ટ બુદ્ધીનો હતો, તેનો નાનો કુમાર જે ગુમ થયો છે, તે હાલ, દેવીભક્તોના કબજામાં છે, તેનું પણ થોડા સમયમાં દેવીને બળીદાન આપવામાં આવનાર છે. તેના મોટા કુવરની શોધમાં પણ ઘણા દેવી ભક્તો ફરે છે, પણ તે હાથમાં આવતો નથી, માટે તેવા રખડતા એક રાજ્ય વિનાના ભીખારીની સાથે રાજ્યસુખમાં ઉછરેલાં કુમુદ બ્હેનનાં લગ્ન શી રીતે થાય, તેમને તો કોઇ મહાન ભુપતીની સાથે પરણાવવાં જોઇયે, તેનાં આવાં વચન સાંભળી મારા પીતા ક્રોધીત થઇ કહેવા લાગ્યા, ઝેરીમલ હું તારી સલાહ માન્ય રાખી શકતો નથી, મારી કુમુદને પરણાવું તો ચદ્રનીજ સાથે, નહીતો તેને જીદગી-ભર કુંવારી રાખીશ. ને ઇશ્વરભક્તીમાં લીન કરીશ, ઝેરીમલ, મને બતાવ કે કેશરીસીંહનો નાનો કુમાર ક્યાં છે, ને તે દેવીભક્તોનો મુકામ ક્યાં છે, ચાલ, ચાલ, આપણે તે દુસ્ટોના હાથમાંથી તે કુમા-રને મુક્ત કરીયે, ને તે અધમોને તેમનાં નીચ કાર્યનો બદલો આ-પીયે, એમ બોલી મારા પીતા ગુસ્સાથી તપી જઇ ઉભા થઇ ઝેરી-મલનો હાથ ઝાલી ખેચી જવા લાગ્યા. આથી તે દુસ્ટ તેમની સાથે થોડેક દુર જઇ, સમય સુચકતા વાપરી કહેવા લાગ્યો, મહારાજ શાંત થાઓ, આપને પરીશ્રમ ઉઠાવાની જરૂર નથી હુંજ કેશરીસીંહના નાના કુમારને તે દુસ્ટોની પાસેથી લઇ આવીશ, તે એવીતો વિકટ જગાએ છે કે તેની મને પણ ખબર નથી, થોડા સમયમાં હું તે જગાનો પતો મેળવી, નાના રાજકુમારને બચાવી, આપની સમીપ હાજર થઇશ. એવું કહી મારા પીતાને શાંત કરી તે પાપી ત્યાંથી છુટો પડયો, ઝેરીમલે તેની નોકરીની સાથે પૈસા એકઠા કરવામાં કંઇ બાકી રાખી નહોતી, ને ઘણુંજ ધન ભેગુ કર્યું હતું, જેવો તે મારા પીતા પાસેથી ખસ્યો કે તેવોજ તે મારા મહેલમાં પ્રવેશ્યો, ને મારી

પાસે આવી, તેની વૃત્તી જણાવી, તે મને અનેક પ્રકારે સમજાવવા લાગ્યો, પણ મેં તેનું કહેવું ધ્યાનપર ન ધર્યું, મેતો નીશ્ચયજ કર્યો છે કે પરણવુ તો ચંદ્રનેજ નહીતો છતાંગી કુવારી ગાળી, પ્રભુનું સ્મરણ કરવું, મેં તેનો તીરસ્કાર કર્યો ત્યારે તે દુસ્ટ બુધીનો ઘણોજ ગુસ્સે થઇ મને કહેવા લાગ્યો, કુમુદા માન, નહીતો આખરે તારે બળાત્કારેતો માનવુંજ પડશે, આવુ સાભળતાંજ મે તેને ધીક્કારી કાઢયો કે તરતજ તે ત્યાથી કરડી નજર કરી ચાલ્યો ગયો.

નીચ ચંડાળ, આવુ તે મુશાફર ઉશ્કેરાઇ જઈ વચમા બોલી ઉઠયો, હાં ! પછી ?

કુમુદા—થોડા દીવસ પછી જાણે કાંઇજ બન્યુ નથી, એમ ધારી હું નીશ્ચીંત મને વખત ગાળવા લાગી, મેં આમાની વાત કોઇને પણ જણાવી નહી, દીવસાપર દીવસ જવા લાગ્યા, એવામા શીવ મહોત્સવ હોવાથી હુ મારી સખીયો સાથે નગરથી થોડેક દુર આવેલા શ્રી વિશ્વનાથનાં દર્શન કરવા ગઈ, સમય સાયંકાળનો હતો, તે અરસામા પગથી તે માથા સુધી સ્યામ વસ્ત્રથી આચ્છાદીત થયેલા ત્રણ મનુષ્યોએ ત્યાં પ્રવેશ કર્યો ને એકદમ અણચીતવ્યા અમારી ઉપર ધસી આવી, મને પકડી લીધી, હું બુમ પાડવાનો પ્રયત્ન કરવા લાગી કે તરતજ તે ચંડાળોમાંના એકે મારા મુખ ઉપર હસ્ત મુકી મને બુમ પાડતી અટકાવી, મારી સખીયો ભયથી નાસી ગઇ. ને હુ પણ ભયથી બે શુધ થઇ ગઇ, પછી શુ થયુ તે જ્યારે હુ શુદ્ધીમાં આવી, ત્યારે જાણ્યું કે-હુ આ વિકટ અરણ્યમાં આવીછુ, મારૂં મૃત્યુ પાસે આવેલું ધારી ઇશ્વરનું સ્તવન કરવા લાગી, મને

શુદ્ધીમાં આવેલી જોઇ તે ચંડાળ મને સમજાવવા લાગ્યો
મે તેનુ કહેવું ન માન્યુ. ઘણીજ ગકઝક થતાં તે પાપી
મારી ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો, તેવામાંજ આપ
મહાપુરૂષે આવી મને ભ્રષ્ટ થતી બચાવી આટલી મારી આ
દુખીયારીની હકીકત છે. હે ? વિર પુરૂષ હું તમારો મારા
ઉપરનો કરેલો ઉપકાર વિસરનાર નથી, તો હવે ઉપકારી
કરી, આપનો પરીચય આપી કૃતાર્થ કરશો એવી મારી
નમ્ર પ્રાર્થના છે.

થોડાવારે વિચાર કરી, તે મુસાફર બોલ્યો.—

બાળા, હું પણ એક પદભ્રષ્ટ થએલો રાજકુમાર છું. મારૂં નામ "રાજયોગી," છે, કેટલાંક કારણોથી હુ દેશાટન કરવા નીકળી પડયો છું. ફરતાં ફરતાં આ વિકટ અરણ્યમા આમ તેમ ભમતો માર્ગની નીરીક્ષા કરતો હું ત્યા આવી પહોચ્યો હતો, તેવામાંજ મેં તમારી, કરૂણા જનક બુમ સાભળી, કે તરતજ હું તમારા અવાજને આધારે તમારા બચાવ અર્થે ત્યાં દોડી આવ્યો.

**કુમુદા:**—ત્યારે શુ તમે એક રાજકુમાર છો, ? વારૂ "રાજયોગી" હવે આપ અહીંથી કયા આગળ જવાની ઇચ્છા રાખોછો.

"  મારા પ્રીય વાચક બધુઓ હવે આપણે તે મુશાફરને રાજયોગીના નામથી ઓળખીશુ કુમુદાના પ્રશ્ન સાભળી, રાજયોગી કહેવા લાગ્યો ઇશ્વર જ્યાં લઇ જાય ત્યા, હાલતો હુ તમને તમારા માતા પીતા પાસે સહી સલામત પહોચાડી, મારે જ્યાં જવું હશે ત્યાં ચાલ્યો જઇશ.

**કુમુદા:**—પવીત્ર દેવાંશી રાજયોગી, આ દુ:ખીયારી બાળાની એક વિનંતી આપ કૃપાળુ શ્રવણ કરો, મારી ધારણા મુજબ આપ

એક પવીત્ર પુરૂષ છો, આપ મારા પીતાની પાસે ચાલો, ને ત્યાં આપનો નીવાસ કરી કૃતાર્થ કરો, હું આપને દરેક પ્રકારની અનુકુળતા કરી આપીશ આપ ત્યાં રહેસો તો તમને જોઇ અહર્નીશ હું આનંદ પામીશ.

કુમારીકા તમારી એવી ઇચ્છા છે, તો હું તમારૂં લગ્ન થતાં સુધી તમારા પીતા પાસે રહીશ, પછી, કાઇ, મારી ધારણા છે કે તમારૂં પાણી ગૃહણ હવે તરતમાંજ થશે, રાજયોગીએ કુમુદની પરીક્ષા જોવા કહ્યું.

"રાજયોગી" મારૂં લગ્ન ! મારા લગ્નનુ ઇશ્વરે જ્યારે નીર્માણ કર્યું હશે ત્યારેજ થશે, હું આ સંસારમાં ચંદ્ર શિવાય બીજાને પરણુનાર નથી જ્યારે વ્હાલો ચંદ્ર મળશે, ત્યારેજ મારાં લગ્ન તેની સાથે થશે, નહીંતો તમારી પેઠે ભગવી કફની ધારણ કરી નીયતા પરમાત્મામાં જીવને દ્રઢ કરી, કુમારીકા વ્રત પાળીશ એવો મારો દ્રઢ નીશ્ચય છે; પણ વારૂં રાજયોગી તમારે યોગ શા માટે ધારણ કરવો પડયો, એવું તે તમારા ઉપર શુ સંકટ આવી પડયુ કે આટલી નાની વયમાં યોગી થવું પડયું તે મને નહી કહો કુમુદે, શાંતીથી પૃછયુ.

"રાજયોગી"—બાળા, યોગ્ય સમયે હું તમને મારી સવીસ્તર હકીકત કહીશ, ત્યારે તમે તે સાભળી ઘણાજ આશ્ચર્ય પામશો હાલ કહેવાને અનુકુળતા નથી, રાજકુમારી ચાલો. હું તમને તમારા પીતા પાસે લઇ જાઉં.

"મુદા":—જેવી આપની ઇચ્છા ચાલો. એમ બોલી બંને ચાલવા લાગ્યાં, ને થોડીવારમાં મોટા મ્હોટા પહાડો ને વૃક્ષોનાં કુંજમાં અદ્રશ્ય થઈ ગયાં.



# પ્રકરણ ૪ થું.

## દુઃખી પિતા.

સંતાન સ્નેહ અધીક છે, માબાપનો બાળક પરે,
દુઃખી થાય જો નીજ બાળનો, શાંતી ઉરે તે નવ ધરે;
નાનેથી મોટા કર્યા, સહી સંકટો અપાર,
લાલન પાલન પ્રીતે કર્યા, કહેતાં નવ આવે પાર.
તેવાં પ્રભુ તુલ્ય મા બાપની, સેવા કરો નામી શીશ,
આશીશ દે માબાપ તો, રીઝે શ્રી જુગદીશ;



નિર્મળ સરીતા ચંદ્રાવની જ્યાં મંદ મંદ વહન કરે છે, દેખાવ રમણીય લાગે છે, વૃક્ષોના કુંજમાં, ભયાનક જંગલમાં, જાણે કોઇ મ્હોટો માતંગરાજ ઉભો ન રહ્યો હોય, તેવો દેખાવ આપનાર, દુશ્મનોનાં કાળજાં કંપાવનાર, વિયોગીને શાંતી આપનાર જેના જંગલોમાં અઢારે ભારની વનસ્પતી ખીલી રહી છે, મ્હોટા મ્હોટા પર્વતો ચારે તરફ આવી રહ્યા છે, એવા કીલ્લારૂપી પહાડોની વચમાં

"વિજયનગર" આવેલું છે. "વિજયનગર એક રમણીય શહેર છે, પહાડોની વચમાં આવ્યું છે, છતા દુશ્મનોથી તેનુ રક્ષણ કરવા માટે નગરને ફરતો મજબુત પથ્થરના કોટ બાધવામાં આવેલો છે, ગઢને બાર દરવાજા છે, ને તે દરેક દરવાજે ચોકીદારો પહેરો ભરે છે, જેવા ઉતર દીશાના દરવાજેથી દાખલ થયા, કે એક મ્હોટો રાજ મહેલ દ્રષ્ટીગોચર થાય છે, આ રાજ્ય મહેલનુ વર્ણન કરવું ઘણું અશકય છે. આ રાજ્ય મહેલમાં જતાં પહેલાં એક મ્હોટો દરવાજો આવે છે, તે દરવાજાની બાજુમાં હસ્તીઓની હાર આવી રહી છે, ને તેની સામી બાજુ આરસના પથ્થરથી બાંધેલી અશ્વ-શાળા શોભી રહી છે. રાજ્ય મહેલ તદન આરસના પથ્થરથી બાં-ધેલો છે, આવા સુંદર રાજ્ય મહેલની આસપાસ પહેરેગીરો ખુલ્લી સમશેરે પહેરો ભર્યા કરે છે. પ્રાતકાળનો સમય થવા આવ્યો છે, સહસ્ત્ર રશ્મી પ્રભુનો હજી ઉદય થયો નથી, આળસુ લોકો હજી પ-થારીમાં પડયા પડયા ઘોરે છે, ચોર લોકો પોતાના કામમાં નિષ્ફળ ગએલા ધારી છુપાતા છુપાતા ચાલ્યા જતા હતા. વ્યભીચારી સ્ત્રી પુરૂષો તેમનાં દુષ્ટ કર્મથી પરવારી ઉતરી ગયેલે ચહેરે રખે પોતાને કોઇ પૂછશે, ને ઓળખશે તો શો જવાબ દઇશુ, ધારી મ્હોટા રસ્તા મુકી ગલી કુંચીઓમાં ભરાતા છુપાતા ચાલ્યા જતા હતા. નગરના કોઇ મહોલ્લામાંથી ઘંટીના તો કોઇ ઠેકાણેથી કોઇ મરણ પામેલું હોવાથી તેનાં કુટુંબી જનો લાંબા રાગડા કાઢી રડતાં હતાં, તો કોઇ સ્થળે પ્રભાતીયાંના સુર સંભળાતા હતા. હજી રસ્તો નીર્જન હતો, આછું આછું અજવાળું પ્રકાસ્યું હતું, ભાવીકજનો ઉઠી નાહિ, ધોઇ ઇશ્વર સેવામાં લીન થયાં હતાં, વિદ્યાર્થીઓ ઓટલા ઉપર બેસી ધુણતા ધુણતા તેમનું લેશન ગોખતા હતા. પ્રાતઃકાળ થયો છે ધારી,

વટેમાર્ગુઓ પોતાની મુસાફરી કરવાની તૈયારી કરવા લાગ્યા, આ પ્રમાણે પ્રાતઃકાળનો નિયમ "વિજય નગરમાં ચાલતો હતો. તે વામાં! શાંત જણાતા માર્ગ આગળ આશરે પચીશેક બંદુકોવાળા ઘોડેસ્વારોનું ટોળું આવી પહોંચ્યુ. સ્વારોના મુખપરથી જણાતું હતું કે તે લોકોએ આખી રાત્રી મુસાફરી કરી હોવી જોઇએ, તેમની આંખ્યો રક્તવર્ણી તથા મુખમંડળ મ્લાન દેખાતાં હતાં. થોડીવારે તે સ્વારો એક ચોગાનમાં આવી અટકયા, તેમને ઉદ્દેશી તેમનો સરદાર કહેવા લાગ્યો. અફસોસ આખી રાત્રી જંગલે જંગલ, નદીનાળાં એમ તમામ સ્થળે ફરી વળયા, પણ કુંવરી શ્રીનો પત્તો ન લાગ્યો તે નજ લાગ્યો અરે? હવે હું મહારાજાને શું મુખ બતાવીશ? અરે? આવા શાંત જણાતા પવિત્રગઢમાં અચાનક આશું થયુ? એવો કયો પાપાત્મા હશે કે તેણે આટલી બધી હીમત ધરી કુંવરીનું હરણ કર્યું હશે? (થોડીવાર વિચાર કરી) હા? જે દિવસે કુમુદ બ્હેન ગુમ થયાં છે, તેજ દિવસથી "ઝેરીમલ" નો પણ પત્તો નથી, ત્યારે શુ? આ કાર્યમાં તેનો હાથ હશે? એમ વિચારી તે સરદાર થોડીવાર વિચાર વમળમાં પડયોને પછી બોલ્યો, ના, ના, એમ તો ન બને! ત્યારે આમાં સમજવું શુ? અરે રે? જ્યારે મહારાજા મને પૂછશે કે કુમુદ બ્હેનને લાવ્યા, હાય? ત્યારે હું શો જવાબ આપીશ? ઓ? વિભુ? તેં આશો જુલમ કર્યો, હશે જેમ પરમાત્માએ ધાર્યું હશે, તેમ થશે, એમ વિચાર કરી, સઘળા સ્વારોને લઇ તે સરદારે રાજ્ય મહેલ તરફ ગમન કર્યું.

રાજ્ય મહેલમાં મહારાજાએ પણ આખી રાત્રી જાગૃત અવસ્થામાંજ ગુજારી હતી, તે ઘણાજ ચીંત્તાતુર જણાતા હતા, ને તેથી.

જ તેમના ચહેરા ઉપર વારે ઘડીયે ફેરફાર જણાતો હતો, આવખતે તે, મહાન વિચારમાં શોકાતુર હતા, ને પ્રાતઃકાળના સમયે મહારાજા રાજ્ય મહેલ આગળના ઉધાનમાં શોકાતુર વદને કોઇના આવવાની નીરીક્ષા કરતા આમતેમ ફરતા હતા. ને ફરતે ફરતે મન સાથે બોલતા હતા કે શું ? મારી " કુમુદા " નહિ જડે, પહેરે ગીરો પણ હજુ સુધી કેમ નહિ આવ્યા હોય, " ઝેરીમલનો પણ પત્તો નથી તે પણ ક્યાં ગુમ થઇ ગયો છે, તેની પણ ખબર પડતી નથી, ઓ ! પ્રભુ અચાનક આ શું થયુ ? એવા વિચારમાં મહારાજા શુન્ય બની બેશી રહ્યા હતા, તે દર્મ્યાનમાં એક સિપાઇએ આવી ખબર આપીકે મહારાજા પ્રધાનજી અંદર આવવાની આજ્ઞા માગે છે, તેમને સત્વર પ્રવેસ કરાવ, મહારાજાએ આજ્ઞા આપી, સિપાઇ નમન કરીને ચાલ્યો ગયો. ને તે પછી થોડીવારે પ્રધાનજીએ પ્રવેશ કર્યો.

પ્રધાનને જોતાંજ મહારાજા બોલી ઉઠયા, વિરસીંહ કુમુદને લાવ્યા.

**વિરસીંહ**—મહારાજ, મેં જંગલે જંગલ તથા પહાડોની ખીણોમાં તપાસ કરી તોપણ બ્હેનની શોધ ન લાગી, ગત આખી રાત્રી અમે શોધ કરવામાંજ ગાળી છે.પણ કાંઇ ભાળ મળીનહિ.

**"વિજયસીંહ"**—શું તમારી શોધ નિષ્ફળ ગઇ. હાય, હવે શું થશે

હાય, શું મારી કુમુદા નહી જડે ?
ક્યાં હશે એ જીગર મ્હારૂં, નવ કાંઇ સમજ પડે,
અંતર મારૂ અકળાય ઘણેરૂં, પુત્રી મમ ક્યારે જડે,
કોમળ ગરીબડું બાળમાહરૂં શું ! હવે નહી સાંપડે,
લાવો શોધી એ બાળ માહરૂં, ચેન દીલે નવ પડે.



વિરસીંહ—મહારાજ ધૈર્ય ધરો, સમજુને શોક કરવો વૃથા છે, મેં ચારે તરફ માણસોને દોડાવ્યાં છે તેમાંના કેટલાક આ-વ્યા નથી તેથી કાંઇક આશા લાગે છે, માટે શાંતી ધરો.

વિજયસિંહ—શાંતી શીરીતે ધરૂં મારી બાળકી કોની સંભાળમાં હશે મારા હ્રદયના આધાર રૂપ મારી પ્રાણાધીક પુત્રી તું ક્યાં હશે? અરે? હાય તારી ઉપર શો જુલમ ગુજ-રતો હશે! એમ શોચ કરતા મહારાજા બે ભાન થઇ ગયા તરતજ પ્રધાને બુમ મારી પ્રતીહારને બોલાવ્યો, ને તેને ગુલાબજળ લાવવા કહ્યું, થોડીવારમાં સુગંધીત વારી લઈ પ્રતીહાર હાજર થયો, તેમાંથી થોડું થોડું લઇ વિરસિંહ મહારાજાના મુખપર છાંટવા લાગ્યો, તેની અસરથી થોડી-વારમાં મહારાજા સાવધ થયા, ને મનમાં બોલવા લાગ્યા.

પ્યારી તનયા માહરી, જોતાં દીલ મારૂં ઠરે;
ક્યા હશે એ બાળકી, મુજ ચક્ષુથી વારી ઝરે.
અમૃત મીઠડું એ માહરૂં, મુજ જીવનનું આધાર;
હવે હદ થઇ વિશ્વંભરા, પુત્રી મેળવ જગદાધાર.

" હાય! હવે શું કરૂં.

વિરસિંહ—શાંતી ધારણ કરો, રાજેંદ્ર શાંતી ધારણ કરો

વિજયસિંહ—વિરસિંહ!

વિરસિંહ—જી સેવકને શુ આજ્ઞા છે.

વિજયસિંહ—મા'રી કુમુદ નહિજડે.

વિરસિંહ—જડશે; આપ ધૈર્ય ધરો.

ક્યારે મા'રા વફાદાર સરદાર, મારી કુમુદ મને ક્યારે મળશે. અરેરે ! મારી પુત્રી ક્યાં ભટકતી હશે.

એમ શોચ કરતા મહારાજા અત્યંત કલ્પાંત કરવા લાગ્યા. તે સમયેજ પ્રતીહારે આવી આનંદના સમાચાર કહ્યા, મહારાજા કુમુદા બ્હેન આવ્યાં.

હેં ! ! ? હેં ! ! ક્યાં છે મારી વ્હાલી બાળકી, એમ બોલી મહારાજા ઉભા થયા. તેટલામાંજ. રાજકન્યા "કુમુદા" એ ત્યાં પ્રવેશ કરી, પીતાને પ્રણામ કર્યાં, મારી "કુમુદ" બેટા તું આવી, એમ કહી મહારાજા તેના મુસ્તકે હસ્ત ફેરવવા લાગ્યા, ને કુમુદાને પુછવા લાગ્યા, બાપુ, તને કેમ છે, તને શું થયું હતું ! તું ક્યા ગઇ હતી ! ને દીકરા તારૂં હરણ કરી જનાર અધમ કોણ હતો, દીકરા, આ "વિરસિંહ" તારી શોધમાં આથડી, હમણાંજ આવ્યા છે, તારૂંજ નામ મારી જી-વ્હાએ હતું બાપું તું અહિં શી રીતે આવવા પામી તેમને કહે ! કુમુદ આવી સાભળી "રાજ્ય માતા" પ્રભાવતી" પણ ત્યાં દોડી આવ્યાં. ને કુમુદને હૃદય સાથે દાબી તેનું કુશળ પૂછવા લાગ્યાં. દાસ દાસીઓ તેમજ અન્ય સેવકજનો ત્યા ભરાઈ ગયાં, માના પીતાને મળી કુમુદ પીતાને કહેવા લાગી.

બાપુ ! મારા રક્ષણ કર્ત્તા એક "યોગીરાજ" બ્હાર ઉભા છે, તેમને બોલાવો, તે મારી સઘળી બીના જણાવશે. આવું કુમુદનું વાક્ય સાંભળી મહા રાજા દ્વાર તરફ જવા લાગ્યા, તેમને જતાં રોકી પ્રધાન "વિરસિંહ" કે'વા લાગ્યો, રાજન્ આપને શ્રમ લેવાની જરૂર નથી, સેવક તેમને માન્ય સહીત તેડી લાવે છે.

"વિજયસિંહ":—નહિ, મારી કુમુદના રક્ષણ કરનારને હું જાતેજ સત્કાર વડે તેડી લાવીશ ? પછી ભલે તે ઉચ હોય કે નીચ હોય ? એમ બોલી મહારાજા દ્વાર તરફ ગયા, ને જ્યાં "રાજ-યોગી" ઉભા હતા, ત્યાં આવી વંદન કરી કહેવા લાગ્યાઃ—

યોગી રાજ, હું રાજા વિજયસિંહ આપને નમન કરૂં છું.

રાજન્ તમારૂં કલ્યાણ થાઓ, લાંબો હાથ કરી રાજયોગીએ આર્શીવચન કહ્યું.

મહાનુભાવ, કૃપા કરી, આ રાજ્ય મહેલમાં પધારી આપના પવિત્ર ચરણોના સ્પર્શથી, મારી ભુમી પવિત્ર કરશો, એવી મારી ઇચ્છા છે. ?

વિજયસિંહે હાથ જોડી કહ્યું.

જેવી આપ રાજનની ઇચ્છા એમ બોલી "રાજયોગી" વિજ-યસિંહ "સાથે રાજ્ય મહેલમાં આવી પહોંચ્યા, તેમને જોઇ સઘળા જનોએ ઉભા થઇ નમન કર્યું, ને પછી મહારાજા" રાજયોગીને લઇ નીત્ય કર્મ કરવા પધાર્યા.





# પ્રકરણ ૫ મું.

## ભેદનું ભાંગવું.

સર્પને પયપાન કરાવતાં, વધે વિષનો ભંડાર,
વિષધર પછો બળવાન થઇ, નીજ દાતાને ડસનાર.



પ્રાતઃકાળની ઠંડી હવા આવવા લાગી, સવિતા નારાયણ પોતાના રથમાં બેસી જગતને પ્રકાશ માન કરવાચાલી નીકળ્યા, બ્રાહ્મણો સંધ્યા વંદન કરવા ચંદ્રાવતિને કિનારે જવા લાગ્યા, તે પહેલાં મહારાજા "વિજય-સિંહ" પોતાનું નિત્ય કર્મ કરી રાજ્ય મહેલના એક વિશાળ ભાગમાં, એક સુંદર ગાદી ઉપર તકીયાને અઢેલીને બેઠા હતા, થોડીવારે પ્રધાનજી વિરસિંહે સેનાધીપતી "અજયસિંહ" સાથે પ્રવેશ કરી, મહારાજાને નમન કરી, તેમને માટે બીછાવેલાં આસને બેઠા. તે પછી "રાજયોગી" પણ તેમના નિત્ય કાર્યથી મુક્ત થઇ, ત્યાં આવ્યા. 'વિજયસિંહે સન્માન કરી તેમને બેસવા રૂડું આસન બતાવી, ત્યાં બિરાજવા કહ્યું, તે અરસામાં "કુમુદ" પણ આવી પહોંચી, ને પીતાની સાથેના આસને બેઠી. થોડીવાર સઘળે મૌન પ્રવર્ત્યું, પછી

તે શાંતીનો ભંગ કરી મહારાજા બોલ્યા, "કુમુદ" બ્હેન હવે તું તારી હકીકત કહે.

**કુમુદ**—પિતાશ્રી ? મારા કહેવા કરતાં આ યોગીરાજ આપને વધારે કહી શકશે ? કારણ કે હું તે વખતે બે શુદ્ધીમાં હતી. મહાન્ પુરૂષ, જો આપને કાંઇ કહેવાને હરકત ન હોય તો આપ તે સઘળી બીના જણાવસો ? "વિજયસિંહે" રાજયોગી"ને કહ્યું.

**રાજયોગી**—આપજો તે સઘળી વાર્તા મારા મુખથી શ્રવણ કરવા ઇચ્છા ધરાવતા હો, તો તે કહેવાને મને કાંઇ પણ અડચણ નથી સાંભળો ?

રાત્રીના આશરે દશેક વાગ્યાનો અમલ થયો હતો, અંધકાર સઘળે વ્યાપી રહ્યો હતો, તેવે સમયે હું તે જંગલમાથી મુશાફરી કરતો હતો, માર્ગ ભુલવાથી હું માર્ગ ખોળતો હતો, તેવામાં મારા કર્ણે આ બાળાની દુઃખી ચીશ સંભળાઇ, ચીસ સાંભળતાંજ હું તે તરફ ગયો. ને જોયું તો ત્રણ પુરૂષો આ બાળાની ઉપર જુલમ ગુજારતા હતા. તેમાંનો એક જે તેમનો સરદાર હતો, તે બળાત્કાર કરવા ધસ્યો, કે તરતજ હું પણ મારે સ્થળેથી ખસ્યો, ને મારી પીસ્તોલના બ્હારથી તેમાંના બે જણનેતો યમ સદનમાં પહોંચતા કર્યા. હવે બાકી તેમનો સરદાર રહ્યો. તે મારી ઉપર તલવાર ખેંચી હુમલો લાવ્યો, ને જેવો તે મારી ઉપર ઘા કરે છે, તે પહેલાં તો મારી તલવાર નીકળી ને તે દુષ્ટની તલવારની સાથે અથડાઇ, ને મારી શમશેરના પ્રતીઘાતથી તેની તલવાર હાથમાંથી છુટી જમીનપર પડીગઇ. તે પાપાત્મા શસ્ત્રહિન થયો, ને જીવ બચાવા ખાતર નાશી ગયો. તેના જતા રહ્યા પછી મેં કુમુદાને શાંત કર્યા, ને તે ત્રણ માણસો

કોણ હતા, તે વિગેરે હકીકત પૂછી, અને તે સાથે પૂછ્યું કે તમે કોનાં પુત્રી છો, ને તમારૂ આ ભયંકર અરણ્યમાં શા કારણથી આવવું થયુ, તેના કારણમા તેમણે મને તેમની સઘળી અથ-ઇતિ વાર્તા કહી સંભળાવી, ને તે પછી હુ તેમને લેઇ મહા પ્રયાસે માર્ગને શોધી કાઢી આપના સમિપ આવી પહોચ્યો.

બેટા કુમુદ ! તે પાપીઓ કોણ હતા ? મહારાજાએ ક્રોધથી પૂછ્યુ, બાપુ તે બીજા કોઈ નહિ, પણ આપના સેનાધિપતી નીચ "ઝેરીમલ" તથા તેના બે સાથી "માનસિંહ" તથા અભયસિંહ હતા, કુમુદે નમ્ર સ્વરે કહ્યુ.

વિજયસિંહ—આશ્ચર્ય ? શુ તે નરાધમનું આટલુ પ્રાબલ્ય ? હા ? હવેજ મને તેના કૃતિમ કૃત્યની ખબર પડી સર્પને દુધ પાઇ ઉછેરવાનુ, મને ફળ મળ્યુ, અફસોસ ! હવે તે ચંડાળને કયાં ખોળું, ને તેને કયા જઇ રોળુ ? પણ ફીકર નહિ હુ તેને ગમે ત્યાથી ખોળી કાઢીશ, ને તેના કુકૃત્યનું ફળ ચખાડીશ ? એમ બોલી પછી "યોગીરાજ"ને કહેવા લાગ્યા. "યોગીંદ્ર ! હુ તમારૂં સાહસ જોઇ ઘણોજ પ્રસન્ન થયો છુ, તમે ઘણીજ બહાદુરીનુ કાર્ય કર્યું છે ?

રાજયોગી—રાજેન્દ્ર ! એમાં મેં કાંઇ મહત્ કાર્ય કર્યુ નથી, મેં તો ફકત મારી ફરજજ બજાવી છે.

વિજયસિંહ—ધન્ય છે, "યોગીરાજ ?" અવિનય થાય તો ક્ષમા અર્પશો. મને આપનામાં કાંઇ ભેદ સમજાય છે, તમે ખરેખરા યોગી હો, એમ જણાતું નથી, જેણે સંસારનો ત્યાગ કર્યો તેને હથિયાર શા માટે ધારણ કરવાં જોઇયે,

આપ યોગી છો, અને ગુપ્ત શસ્ત્ર રાખો છો તેનું શું કારણ! આપની સત્ય હકીકત જણાવશો તો ઉપકારથશે.

રાજયોગી—(થોડીવાર વિચાર કરી) સત્ય છે રાજન્ હાલ, હું એક પદભ્રષ્ટ થએલો રાજકુમાર છુ. હું ખરો "યોગીનથી."

હેં! શુ' તમે એક રાજકુમાર છો, આશ્ચર્યતાથી વિજયસિંહે પુછ્યુ.

રાજયોગી—હા' હાલતો "યોગી."

વિજયસિંહ—વારૂં' આપકોના રાજકુમાર છો! આપનું રાજ્ય ક્યા આવેલુ છે, તથા પદભ્રષ્ટ કોણે કર્યા? શું' કોઇ તમારો દુશ્મન હતો કે શુ? ને શા કારણથી તેણે રાજ્ય લઇ લીધુ? રાજકુમાર સત્ય વાત કહો, હુ આપને મારાથી બનતી દરેક પ્રકારે મદદ કરીશ, ને તમારા દુશ્મનનો સંહાર કરીશ'

રા. યોગી—મહારાજા આપનાં વચન સાંભળી મને અત્યાનંદ થાય છે, પણ દીલગીર છું કે, હું આપને હાલ મારો પરિચય આપી શકતો નથી. તેનું કારણ એટલુંજ કે. હાલમાં અચાનક એવા એવા પ્રસંગ આવી ગયા છે કે, તે છુપુ રાખવામાંજ મઝા છે? પણ આપ શ્રીનો અતિ આગ્રહ છે, તો હું આઠ દીવસ પછી આપને મારૂં સઘળું વર્તમાન કહી સંભળાવીશ, ને જ્યારે આપ મારો પરીચય પામશો, ત્યારે ઘણાજ આશ્ચર્ય પામશો? પણ હાલતો મને માફ કરો.

વિજયસિંહ—વારૂં તમારી એવી ઇચ્છા છે, તો હું તમને વધારે પૂછી શકતો નથી, પણ મારૂં આટલું વચન તમે માન્ય રાખશો, એવી મારી આશા છે.

રાજયોગી—આપના વચનને હું શીરસાવંધ સ્વીકારીશ ?

વિજયસિંહ—તમે આ નગ્રમા રહો, ખાઓ પીઓને આનંદ કરો !

રાજયોગી—મહારાજા, એ શું, બોલ્યા ? ક્ષત્રી પુત્રને આનંદને મોજમઝા શાં ભોગવવાં, ક્ષત્રી કુમારે પોતાનું નામ દીગંત વ્યાપી કરવાની ઇચ્છા કરવી, ગૌ, બ્રાહ્મણનું રક્ષણ કરવું, દુશ્મનનો સંહાર કરવો, જે રાજા પોતાની પ્રજાનું રક્ષણ નથી કરતો, તે રાજા નહિ ! પણ એક હેવાન સમજવો, હા ? આનંદ કરીશ ? જ્યારે મારા પિતાનું ગયેલું રાજ્ય સંપાદ ન કરીશ, દુશ્મનના રક્તથી મારા હસ્ત ખરડોશ, ને જ્યારે મારી ઇચ્છેલી વસ્તુ મેળવીશ, હા ? ત્યારેજ આનંદ કરીશ.

વિજયસિંહ—શાબાશ ? ક્ષત્રી પુત્ર શાબાશ છે ? ધન્ય છે, તારી વિર્યતાને તારાં વાકયો સાંભળી મને અનહદ્ આનંદ ઉપજે છે, રાજકુમાર ! હું તને મારા રાજ્યમાં મારા મુખ્ય સરદારની પદવી આપુંછુ.

રાજયોગી—આપનો ઘણોજ ઉપકાર થયો મારી કુમુદના બચાવનારને હું જે આપું તે થોડું છે, વિશેષમાં તમારે રહેવાનું પણ રાજ્ય મહેલમાં રાખવું. એમ કહી મહારાજા અંદરના ભાગમાં ચાલ્યા ગયા. તેમના ગયા પછી

"રાજયોગી" પણ વિજય નગરની નીરીક્ષા કરવા જ-
વાને ઇરાદે ઉભો થયો, કે તરતજ "કુમુદા" તેની
પાસે આવી પ્રણામ કરીને કહેવા લાગી. "રાજકુમાર"
હું તો તમને "યોગીરાજ" કહિને જ બોલાવીશ, આપ
અત્રે હવે રહ્યા તે જોઇ હું ઘણી જ આનંદ પામી,
પણ? જુવો? હું આપને નહોતી કહેતી, કે તમારે
મારૂં કહેવું માન્ય કરવું પડશે?

રાજયોગી--(હશીને) તમારૂં કહેવું કયો અભાગી માન્ય ન કરે?
તમે તો ઘણાંજ જબરાં નીકળ્યાં, મીઠું મીઠું બોલી આ-
ખરે મને રાખ્યો ત્યારેજ જંપ્યાં આખરે ધાર્યું તમારૂં
જ થયું. લ્યો? હવે હું રજા લઉં છું મારે મારી ફરજ
બજાવવી જોઇએ, એમ બોલી "રાજયોગી" એ ચાલ-
વા માંડયુ. તેને જતો અટકાવી કુમુદ કહેવા લાગી.
"યોગીરાજ" ઉભા રહો! થોડી ક્ષણ રોકાઓ, હું
તમને મારા વ્હાલા ચંદ્રની છબી બતાવું, એમ બોલી
કુમુદ ઝપાટા બંધ મહેલમાં દોડી ગઇને થોડીજ વારમાં
છબી લઇ આવી હાજર થઇ ને તે છબી યોગીરાજના
હસ્તમાં ચુકી કહેવા લાગી, જુઓ? યોગીરાજ" આજ
મારો પ્રીયતમ? એ ઘણોજ ઠગારો છે, કેવી તેની મનો-
હર મુર્તિ છે, જાણે હમણાંજ બોલશે? પણ તે બડો
ધુતારો છે? તેની આંખ્યોમાં જાદું ભર્યું છે? એમ બોલી
પછી શાંત થઇ ઉભી રહી?

થોડી વાર તે છબીને જોઇ "રાજયોગી મનમાં બોલવા લાગ્યો

અહા ! કુમુદા તું મારાજ નામની માળા જપે છે. ( મારા વાંચક બંધુઓ આપ રાજયોગીને તો તે કોણ છે તે જાણી ગયા હશો, પણ જો હજી ન ખબર પડી હોય તો જાણી લેજો કે તેજ અજીતગઢનો પાટવી રાજકુમાર, કુમુદાનો પ્રીયતમ ને રણમલને શોધવા નીકળેલો ચંદ્રસિંહ 'રાજયોગી' નહી પણ રાજપુત્ર ચંદ્રસિંહ છે. )

હું ધારતો હતો કે હું એકલોજ દુઃખી છું પણ નહિ "કુમુદા" તું પણ દુઃખી છે, હા ! અત્યારે હું તને સુખી કરી શકું એમ છે, પણ સમય જોતાં હાલ જાહેર થવામા ફાયદો નથી. આમ વિચાર કરી છબી કુમુદને પાછી આપતાં બોલ્યો ઘણીજ સુંદર તસ્વીર છે.

"કુમુદા" આ પુરૂષની સાથેજ તમારૂ લગ્ન થશે ?

હેં ! શું કહો છો ? "યોગીરાજ" શું મારો ચંદ્ર મને મળશે ? કુમુદે આશ્ચર્યતાથી પૂછયું.

હા ! મળશે ? કુમુદા, હું તમને વચન આપું છું કે, તમારા ચંદ્રને થોડા દિવસમાં હું પકડી લાવી તમારી પાસે હાજર કરીશ. પણ પછી જતા રહે, તો મારો વાંક નહિ હોં. "રાજયોગી" કહેવાતા ચંદ્રે મશ્કરીમાં કહ્યું.

**કુમુદા**—શું ? જતો રહે ? અરે ! તેને તો હું એવો સપડાવીશ કે તે ફરી જતા રહેવાનું કહેજ નહિ. જુઓને ? તમેજ મને કહેતા હતા કે હું તમને મુકીને ચાલ્યો જઈશ ? તો કહો તમારાથીયે જવાયું ? તમારા જેવા યોગીથી ન જવાયું તો મારા ચંદ્રનું શું ગજું ?

**રાજયોગી**—( મનમાં ) સત્ય છે, ચંદ્રનું ગજું નથી કે તે તારી

પાસેથી જતો રહે ! (પ્રગટ) અરે ! વાહરે તમારી ચતુરાઇ. કુમુદે ? તમે મને પણ બનાવ્યો ?

**કુમુદા**—એમાં બનાવ્યા શાના, હું તો સહજ કહેતી હતી કે મારો ચંદ્ર મને મળે તો પછી મારાથી વિખુટો પડે નહિ. એમા હું શું અસત્ય કહેતી હતી.

**રાજયોગી**—સત્ય છે બાળા તમારાં વચન સત્ય છે, લ્યો હવે મને જવાની રજા છે !

હા ! સુખથી પધારો, પાછા જલદીથી સિધારો કહી કારમુ કટાક્ષ ફેંકી ભોળી કુમારીકા ત્યાથી ચાલી ગઇ, તેના ગયા પછી ચદ્રસિંહે પોતાને જોઇતી સઘળી સગવડ કરાવી દીધી, ને સ્નાન પુજા કરી જમી પરવારી, ભગવો વેશ દુર કરી સુદર પોશાક ધારણ કરી. છેક રાત્રીને સમયે ચંદ્રસિંહ વિજયનગરમાં ફરવા નીકળી પડયો.





# પ્રકરણ ૬ ઠું.

## ગુપ્તગૃહ અથવા ભયંકર ભોંયરૂ.

હિંમતની કિંમત નહિ, હૃદયે ધારી હામ;
ધૈર્ય કદી તજવું નહિં, કરવું ધાર્યું નીજકામ.



શાંત જણાતા વિજય નગરમાં રાત્રી દેવીનું આવાહન થયુ હતુ, તે સમયે રાજકુમારી પાસેથી કહેવામાં આવતો "રાજયોગી" યોગીરાજ કે જે હવે ચંદ્રસિંહ તે વખતે ચાલતો નજરે પડતો હતો, રાત્રી પુર્ણ શોભાયમાન દિસતી હતી, ચંદ્રમાનું અજવાળું જાણે જગતને રૂપેરી ચાદર ન ઓરાઢી હોય, તેમ જણાતું હતું. આવી સુંદીર રાત્રીને સમયે "ચંદ્રસિંહ" કીલ્લાની બહાર નિકળ્યો. ને તેના મુખથી બોલાઇ જવાયુ કે; કેવી નિર્દોષ પવિત્ર બાળા, આ વખતે ચંદ્ર કુસુદના વિચારમાં તલ્લીન થયો હતો, કીલ્લામાંથી નીકળી તેણે જંગલમાં પ્રવેશ કર્યો, ને ચંદ્રદેવના પ્રકાશમાં જંગલની રાત્રીની શોભા અવલોકવા લાગ્યો, ચાલતાં ચાલતાં તે કિલ્લાથી આશરે બે એક ગાઉ

દુર આવ્યો, ને એક મોટી ગંજાવર શીલા ત્યાં પડી હતી, તેની ઉપર બેઠો, ને આસપાસ દ્રષ્ટી ફેંકી બોલવા લાગ્યો.

અ! હા! હા! શું રાત્રીની સુંદરતા, શાંત શશીની શાંત રાત્રી કેવી સુરમ્ય લાગે છે પ્રભુ તારી કુદરત ન્યારી છે અહા હા! આ વખતે નર નારી, પશુ, પક્ષી, સુખે નીંદ્રાધીન થયાં હશે! પણ આ હિન્ ભાગી હૃદય શાંત નથી, હા! જ્યા સુધી વ્હાલો બંધુ મળ્યો નથી, ત્યાં સુધી આ હ્રદય શાંત થવાનું નથી; "કુમુદા" પવિત્ર દેવાંશી "કુમુદા" તારા પણ વિચાર હું કેટલા કરૂં! અહા હા! હું તને કહું કે હું "ચંદ્રસિંહ છું, તો તને કેટલો આનંદ થાય, (વિચારકરી) વ્હાલી કુમુદ તું મારા માટે કેટલું કલ્પાંત કરે છે? પણ તે આવજ, હૃદયનો ચંદ્ર તારી પાસેજ છે, છતાં, તેનું કઠણ હૃદય પિંગળતું નથી (વિચાર કરી) કુમુદ તું શોક કરીશ નહિ, હુ તને સુખી કરીશ, તને કષ્ટ આપનાર "ઝેરીમલ"ની જ્યારે હું છાતી ચીરીશ ત્યારે આ તારા "ચંદ્ર" ને શાંતી થશે? એમ બોલી "ચંદ્રસિંહ ક્રોધથી ઉભો થયો, ને બોલવા લાગ્યો. પણ તે દુષ્ટ ક્યાં. અદ્રસ્ય થયો છે, તેની ખબર પડતી નથી. પાપી ભલે તું જગતથી છુપા, પણ હું તને ખોળી કાઢીસ ને એક ક્ષણમાં રગદોળી નાંખીશ! એમ બોલી તેણે ક્રોધથી જમીનપર પગ પછાડયો, પગનો આ ઘાત થતાંજ તે જે શીલાપર બેઠો હતો, તે શીલા એકદમ અદ્ધર થઇ, દુર ખશી ગઇ; આ જોઈ ચંદ્ર આશ્ચર્ય પામ્યો, અહિં કાંઈ ભેદ હોવો જોઇએ, એમ કલ્પના કરી, નીચો નમી તપાસ કરવા લાગ્યો; પણ તેને કાંઇ માલુમ પડયું નહિ, થોડો વખત તેણે આમ તેમ ફાં ફાં માર્યા, જમીનપર હાથ ફેરવવા માંડયો, પણ તેને કાંઈ જડયું નહિ. ત્યારે! આનું કારણ શું? આનો ભેદ મારે ખોળી તો કાઢવો? એવા નિશ્ચયપર આવી. "ચંદ્રસિંહ" જ્યાં પથ્થર ખશીને દુર પડયો હતો,

ત્યાં પાસે ગયો, ને બારીકાઇથી તે પથ્થર ને તપાસવા લાગ્યો. આશરે કલાકેક તેણે તે પથ્થરને ચારે તરફથી તપાસ્યો, ત્યારે છેવટે તેણે તે પથ્થરમા એક ઝીણી ખીલી જોઇ? આ ખીલી અહીં શા માટે હોવી જોઇએ, એમ ધારી તેણે તે ખીલીને જોરથી દબાવી, ખીલી દબાવવાંની સાથેજ એક મોટો ભયંકર અવાજ થયો, ને ચંદ્ર ચમક્યો, અવાજ થતાંની સાથેજ તે પથ્થર એક હાથ અદ્ધર ઉંચકાયો, આટલો મોટો ભારે પથ્થર અદ્ધર થએલો જોઇ ચદ્રસિંહ આશ્ચર્ય પામ્યો. ને તેણે તે પથ્થરના તળે નીચે ઉતરવાની એક સીડી જોઈ, તે સીડી પથ્થરની કોતરેલી હતી, ચદ્ર તે સીડીનાં પગથીયા ઉતરવા લાગ્યો પણ જ્યાં સીડીને પદરમે પગથીએ પગ મુક્યો કે મ્હોટા અવાજની સાથે અદ્ધર થયેલો પથ્થર તેની અસલ જગાએ આવી પડયો, ને તે ગુફા નું દ્વાર ઉપરથી બંધ થઇ ગયુ. જ્યાં સુધી તે પથ્થર અદ્ધર હતો, ત્યાં સુધી ગુફામાં ચંદ્રનું અજવાળું પડતું હતું. પણ હવે ગુફાનું દ્વાર બંધ થતાંજ અદર સઘળે અધકાર છવાઇ ગયો; તોપણ "ચદ્રસિંહ" હિંમત આણી પગથીયાં ઉતરવા લાગ્યો, આશરે સોએક પગથીયાં નીચે ઉતર્યો હશે, એટલામાં તેને માલુમ પડયુ કે હવે તે છેક નીચે ઉતરી રહ્યો છે. એમ ધારી અંધકારમાં આમતેમ હાથ ફેરવવા લાગ્યો; તો તેનો હાથ એક પથ્થરની ભીતને અથડાયો, તે ભીંતે હાથ દેતો દેતો "ચંદ્ર" આગળ ચાલ્યો, થોડેક દુર ચાલતાં તેનો હાથ એક લાકડાના બનાવેલા બારણાને લાગ્યો, તેણે જોરથી તે દ્વારને ધક્કો માર્યો, પણ તે દ્વાર ઉઘડયાં નહિ. છેવટે તે તેના બંને હાથે પોતાના સઘળા બળથી દરવાજાને ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તોપણ તે દરવાજાનાં બારણાં ખુલ્લાં થયાં નહિ. આથી તે છેક નિરાશ થયો, ને આમ તેમ હસ્ત પ્રસારી જોવા લાગ્યો, એમ હસ્ત ફેરવતાં ફેરવતાં તેને તે

દરવાજાની નજીક એક લાકડાનું પુતળું ઉભું કરેલુ માલુમ પડ્યું. "ચંદ્ર" તે પુતળાને નીચો વળી ચારે તરફથી તપાસવા લાગ્યો, પણ તેને કાંઈ પણ માલુમ પડયુ નહિ

અરે! રામ હવે શું કરવું? એમ મનમાં બોલી ."ચંદ્ર" નિરાશ વદને તે પુતળાને માથે હાથ મુકી ઉભો રહ્યો. હસ્તનો સ્પર્શ થતાંજ પુતળું ગોળ ચકર ફરવા લાગ્યુ, ને તરતજ તે દરવાજો ઉઘડી ગયો; ચંદ્ર આશ્ચર્ય પામ્યો ને તેણે હિંમતથી તે દરવાજામાં પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ થતાંજ પાછાં દ્વાર બંધ થઇ ગયા, અંદર ચંદ્રસિંહ ને આગળ જતાં ચદ્રમાનો પ્રકાશ જણાયો, આ અજવાળું અહિં કયાંથી, એમ વિચારી. "ચંદ્રસિંહ" તપાસ કરવા લાગ્યો; ઉંચું નીહાળયુ પણ ચંદ્રમા ન દેખાયો, ત્યારે આ પ્રકાશ શાનો? એમ વિચાર કરતો, તે સાવચેતીથા આગળ ચાલવા લાગ્યો. આગળ ચાલતાં તેને પ્રકાશમાં એક પથ્થરનો ઓરડો દેખાયો, તે ઓરડાનો ઘાટ ગોળ દેરાના આકારને મળતો આવતો હતો, તે ઓરડાની ચારે તરફ પથ્થરની ફરતી ભીંત હતી. ફક્ત તેને એક નાનુ બારણું હતું. કોઇ પણ મનુષ્ય પ્રાણીને રહેવા લાયક તે ઓરડો નહોતો, પણ કોઇ મહાન્ ભયંકર કાર્ય કરવાને લાયક તે ઓરડો હતો. એવો વિચાર "ચંદ્ર" કરે છે કે તરતજ તે ચમકયો, ને જે જગાએ તે ઉભો હતો, ત્યાંથી બે હાથ દુર ખસ્યો, ને એકદમ મ્યાનમાંથી તલવાર ખેંચી ઉભો રહ્યો. આમ થવાનું કારણ એટલુંજ હતું કે, "ચંદ્રસિંહ" ને તે ઓરડામાં બરાબર વચ્ચો વચ એક આકાર દેખાયો, પણ જ્યારે ચંદ્રના પ્રકાશમાં તેણે ઝીણી નજરે જોયું તો જણાયું કે તે આકાર સ્થીર છે; આથી તલવાર મ્યાન કરી "ચિંદ્રસિંહ" તે આકારની નજીક ગયો.

છેક નજીક જતાં જણાયું કે—તે આકાર એક દેવીની મુર્તિનો હતો; "ચદ્રસિહ" તે મુર્તિને જોઇ પગે લાગ્યો, ને દેવીની સ્તુતી કરવા લાગ્યો, પછી તેણે તે મુર્તીની તપાસ કરવા માંડી, મુર્તિ લાકડાની બનાવેલી હતી, તે મુર્તિને આસપાસ હાથ ફેરવતાં. ચંદ્રને એક છુપી ચાંપ માલુમ પડી, આ જોઇ તે વધારે આશ્ચર્ય પામ્યો. તેણે તે ચાંપને જોરથી દબાવી કે તરતજ જેમ બન્ને બારણાં એકદમ સાથે ઉઘડી જાય, તેમતે મુર્તીના બે ભાગ થઇ ગયા. તે મુર્તિ અંદરથી તેને પોલી જણાઇ આનું શું કારણ હશે ? તથા આ મુર્તિની અહિ કોણે સ્થાપના કરી હશે, તથા આની કોઇ પુજા કરતું હશે કે નહિ. તે વિચાર ચંદ્રસિંહ કરવા લાગ્યો, પણ તેને કંઇ સમજણ પડી નહિ. છેવટે તેણે તે કાષ્ટની મુર્તિને ચાંપની મદદથી જેમ હતી તેમ બંધ કરી દીધી, દેવીની આગળ એક સમચોરસ કુંડ હતો, આવું બધું જોઇ" ચંદ્રસિંહ તે દેવીવાળા ઓરડામાંથી બહાર નિકલ્યો, ને એક સાંકડી ચાલમાં થઇને એક નાના ચોકમાં આવ્યો, ને ત્યાં વિચાર કરતો વિશ્રાંતી અર્થે બેઠો. આ બધું આ ગુપ્ત ગુફામાં શા કારણથી હશે તેના તે વિચાર કરવા લાગ્યો, હજી તો તે વિચાર કરે છે તેટલામાંજ એક મનુષ્યા કૃતી તેની તરફ ધીમે પગલે દુરથી આવતી માલુમ પડી, "ચંદ્રસિંહ" ભયથી ચોંકયો તેના શરીરનાં રૂવાં ઉભાં થયાં, ને તેના શરીરમાંથી ભયની કંપારી નીકળી ગઇ, લડાઇમાં બંદુક તલવારના ઘાથી ન ડરે એવો જે આ ચંદ્ર તે આ સમયે ભયથી કંપવા લાગ્યો. આખરે હિંમત આણી, તલવાર પર હાથ નાંખી આવનાર આકૃતી કયાં જાય છે, ને શું કરે છે, તે જોવાના ઇરાદાથી ત્યાંથી થોડેક દુર પથ્થરની કોતરેલી ગુફાઓ હતી, તેમાં સંતાઇ જોવા લાગ્યો. આ-

વનાર આકૃતી જ્યાં "ચંદ્રસિંહ" છુપાયો હતો, તેની નજીકમાંજ એક શિલા પડી હતી, તેની ઉપર નિશ્વાસ નાંખીને બેઠી તે આકૃતી એક બાળકની હતી, તેની ઉમ્મર ભાગ્યેજ ચૌદ પંદર વર્ષની હશે, તેનું મુખ મંડળ તેજસ્વીતાથી પરિપૂર્ણ હતું. ચહેરો રાજવંશી જણાતો હતો, આ સુદર છોકરાને તેના હાથ પગમાં લોખંડની બેડીયો જડેલી હતી, આવા સુદર બાળકને કોણે બેડીયો જડી હશે ? શું તેને લગીર પણ દયા નહિ આવિ હોય એવા વિચાર ગુફામાં સંતાયેલા ચદ્રને થવા લાગ્યા, થોડીવારે તે આવનાર બાળક બોલવા લાગ્યો, હા ! દૈવ હવે મારે એમજ સમજવું ? મારી જીંદગીનો આજે અંત આવશે, તે ચંડાળ મારૂં બળીદાન અવશ્ય આપશેજ અરે ! હાય તે દુઃખ મારાથી કેમ સહન થશે ? ઓ ! નીચ કાર્યના કરનારા ઝેરીમલ ? મારા સરખા નાનકડા બાળકના ગળાપર તલવાર ફેરવતાં ! શું ? તને દયા નહિ આવે ? શું આખરે તું મને મારીશજ ? હા, અરે ? મેં જીવવાને માટે તારા કેટલા કાલાવાલા કર્યા હતા, કે પથ્થર જેવા ક્રુર હૃદયના માણસનું હૃદય પણ દયાથી પીગળે હાય ? પણ તારૂં વજ્ર હૃદય ન પીગળ્યુ, અરે ! ઉલટો તેણે મારો તિરસ્કાર કર્યો હાય ! તે શું મને બચાવે ? આખરે મારે મરવુંજ પડશે. આમ બોલતાં બોલતાં તે બાળક રડવા લાગ્યો, પેલી તરફ "ચંદ્રસિંહ" તે બાળકનું કરૂણા જનક બોલવું સાંભળી સ્તબ્ધ બન્યો, ને મનમાં વિચાર કરવા લાગ્યો ! નક્કી એમજ તે ચડાળનો વાસ અત્રેજ હોવો જોઇયે, ને તેજ પાપાત્મા આ કોઈ નિર્દોષ બાળકને દેવીનું બળીદાન આપવા ઉપાડી લાવ્યો હોવો જોઇએ, અરે ! ઓ પાપાત્મા "ઝેરીમલ" હું તારી ધારણા

ધુળ મેળવીશ ! હું આ નાનેરા બાળને બચાવીશ. દર્મ્યાનમાં તે બાળક બોલવા લાગ્યો. નહિ નહી, તે ચડાળને હાથે તો ન મરવું, શું ? કરૂં ? મારી પાસે શસ્ત્ર પણ નથી, નહિ તો તે દુષ્ટને હું મારૂ ક્ષત્રિત્વ બતાવત લાચાર છુ, નિરાધાર છુ પારકાને હસ્તે બંધન થયો છુ ? હાય ? હાલ હું બંધાવાન છું ? શુ ! કરૂ (વિચાર કરી) ચાલ, તે અધમના હાથે મરવા કરતાં આ શિલા પર મારૂં માથું અફાળી આ સંસારમાંથી છુટો થાઉં. એમ વિચાર કરી માથું અફાળવા ઉભો થયો, ને જેવું તે શિલા ઉપર માથું પછાડવા જાય છે કે તરતજ " ચદ્રસિંહે " ગુફામાંથી બહાર નિકળી આવી પાછળથી તેના હાથ પકડયા, ને કહેવા લાગ્યો, કુમાર ! તારે મરવાની હજી ઘણીવાર છે હેં ? આ કોણ કહી તે બાળક ભયથી ધ્રુજવા લાગ્યો.

ગભરાઇશ નહિ. ઇશ્વરે તારી વિનતી સાંભળી. તારા બચાવને અર્થેજ મને મોકલ્યો છે માટે નિર્ભય થા. મારા રક્ષણમા તને કોઇ પ્રકારનો ભય છેજ નહી, તારા શત્રુથી હુ તારૂં રક્ષણ કરીશ. ચંદ્રે તેને ધીરજ આપતાં કહ્યું,

આ પ્રમાણે " ચંદ્રનું " બોલવુ સાંભળી તે બાળકને શાંતી વળી, અને દયામણે ચહેરે પૂછવા લાગ્યો કે—આપ કોણ છો ? તે તને અહિથા બહાર નિકળ્યા પછી કહીશ એમ બોલી "ચંદ્રસિંહે" તેના હાથ પગની બેડીયો તોડી નાંખી, ને તેનો હસ્ત પકડી ચાલવા લાગ્યો. ચંદ્રને ચાલતો અટકાવી તે બાળક કહેવા લાગ્યો, થોડીવાર સબુર કરો; આગળ ઘણુંજ અધારૂ આવશે ને આપણને રસ્તો સુઝશે નહિ. માટે આપ અહિં ઉભા રહો. હું એક દીવો લઇ આવું.

આવા સ્થળે દીવો કયાંથી ! " ચંદ્રે આશ્ચર્યતાથી પૂછ્યું, હું

આ ભયંકર સ્થળે લગભગ પાંચ વરસ છું. તે બાળકે પ્રત્યુત્તર વાળ્યો.

શુ ! તું અત્રે પાંચ વરસથી કેદ થયેલો છું. "ચદ્રે" વધારે આશ્ચર્યતાથી પૂછ્યુ.

હા, અને તેથીજ હું આ ભયંકર ભોયરાનો ભોમીયો છુ, આપણે નિશ્ચિંતતાથી બહાર નિકળી વાતો કરીશું. કારણ કે અત્રે આપણી ઉપર કયી પળે વિઘ્ન આવી પડશે તે વિચારવાનુ છે, માટે આપણે હવે જેમ બને તેમ જલદીથી બહાર નિકળવું જોઇએ, એમ બોલી તે નાનો છોકરો ઝડપથી ત્યાંથી ચાલી ગયો, ને થોડીકવારમાં એક દીવો લઇ પાછો આવ્યો. દીવાના અજવાળે બન્ને જણ ત્યાંથી આગળ ચાલવા લાગ્યા, ને પેલા લાકડાના દરવાજા પાસે આવી અટકયા. કારણ દરવાજો શી રીતે ઉઘાડવા તેની "ચંદ્રને ખબર નહોતી, આવતાં તો આવ્યો પણ હવે બ્હાર શી રીતે નીકળાશે. એમ ધારી "ચદ્ર" આમથી તેમ જોવા લાગ્યો પણ તેની નજરે કાંઇ પડયુ નહિ. આવતાં તો ફક્ત પુતળાંને માથે હાથ મુકતાંજ દરવાજો ઉઘડ્યો હતો. ને મેં અંદર પ્રવેશ કર્યો હતો, હવે આ દરવાજાને શી રીતે ઉઘાડવો ? એમ વિચાર કરવા લાગ્યો. તેને શોચ કરતો જોઇ પેલો છોકરો આગળ આવી કહેવા લાગ્યો. ગભરાશો નહિ. આ દરવાજો શી રીતે ઊઘાડવો તેની યુક્તી હુ જાણું છુ કહી તેણે ગજવામાંથી એક નાનું ખંજર કાઢ્યું. ને નીચો નમી દરવાજાની ફાટમાં જોરથી ખંજર ખોસવા લાગ્યો; આવું આ નાના છોકરાનું પરાક્રમ જોઇ "ચંદ્રસિંહ" મનમાં હસવા લાગ્યો. ને મનમાં બોલવા લાગ્યો. નાના છોકરા તું સુદર છે, તેવોજ પરાક્રમી છે. હાય ! તારા જેવોજ મેં એક શુરવિર નિર્દોપ ભાઇ ગુમાવ્યો છે. એમ વિચાર કરી ચંદ્રે એક નિશ્વાસ નાંખ્યો. તેટલા સમયમાં પેલા બાળકે ખંજરની મદદથી

તે દરવાજાની ચાંપ શોધી કાઢી, ને જોરથી તે ચાંપને દબાવી કે તુરતજ દરવાજો ઉઘડી ગયો બન્ને જણ અંદરથી બહાર નીકળી ગયા કે તરતજ પાછો તે દરવાજો હતો તેમ બંધ થઇ ગયો. પછી તેઓ પેલી સીડી આગળ આવી પહોંચ્યા, તેવોજ "ચંદ્ર"ને વિચાર થયો ને તે બાળકને કહેવા લાગ્યો. ભાઇ આપણે અહિ સુધી તો નિર્વિઘ્ને આવી પહોંચ્યા, પણ હવે અહિથી બ્હાર નિકળવું મુસ્કેલ છે, કારણ કે આ સીડીને મથાળે એક મ્હોટો પથ્થર ઢંકાએલો છે, ને પથ્થરને ત્યાંથી શીતે ખસેડવો તે હું જાણતો નથી.

તેની પણ મને ખબર છે, બરાબર પંચ્યાસીમે પગથીએ તેની છુપી ચાંપ છે, તે નાના છોકરાએ કહ્યું.

હવેજ "ચંદ્ર"ને ખબર પડી કે, બરાબર. આ સીડીને સો પગથીઆં હોવાં જોઇએ. જ્યારે હું પંદરમે પગથીએ આવ્યો હતો, ત્યારેજ તે પથ્થર બંધ થયો હતો. માટે તેજ પંદરમે પગથીએ, અહિંથી ચઢતાં પંચ્યાસીમે પગથીએ તેની ચાંપ હોવી જોઇએ; એમ ધારી તેઓ પગથીઆં ગણુતા ગણુતા સીડી ઉપર ચઢવા લાગ્યા.

જ્યારે તેઓ ધારેલે પગથીએ આવી પહોંચ્યા કે તરતજ તે નાના છોકરાએ ચાંપ શોધી કાઢી, ને તેને જોરથી દાબી કે મોટા અવાજની સાથે પેલો ગંજાવર પથ્થર અદ્ધર થયો, ને તેઓ બંન્ને જણા આનંદથી બહાર નીકળી ગયા, કે તરતજ તે અદ્ધર થયેલો પથ્થર તેની અસલ જગ્યાએ હતો તેમ ગોઠવાઇ ગયો.



# પ્રકરણ ૭ મું.

---

## અજબ સંયોગ.

બાંધવ સ્નેહ અપાર છે, આ સૃષ્ટીની માંહ્ય;
બાંધવમાં હોય ભીન્નતા, તો જન્મ વૃથા ગણાય,

—:o:—



ચંદ્રસિંહ પેલા નાના છોકરાને લઇને થોડીવારમાં વિજયનગરના કિલ્લા પાસે આવી પહોંચ્યો, ને એક નાની બારીની અંદર થઇ રાજ્ય મહેલમાં પોતાને સ્થાનકે આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેનાના છોકરાની આગતા સ્વાગતા કરી, એક વિરામાસન પર બેઠો. આવનાર છોકરાને પોતાની સામે બેસાડી પુછવા લાગ્યો, ભાઇ હવે તું તારૂં નામ કહીશ.

મારૂં નામ "રણમલ" તે છોકરાએ કહ્યું.

હેં ? કહી. "ચંદ્રસિંહ" આશ્ચર્યથી તેના સામે નિહાળવા લાગ્યો;

છોકરા ! તારા પિતાનું નામ તથા તું કોણ છે, તેમને જલદીથી કહે ? મને વધારે વાર વ્હેમમાં ન રાખ.

**રણમલ**—આ હિન્ ભાગીનું નામ "રણમલ છે, મારે એક શુરવિર ભાઇ છે. અને આખા દેશમાં જેની હાક વાગે છે, તે પ્ર-તાપી અજીતગઢાધીપતી મહા રાજા "કેશરીસિંહ" નો હું નાનો પુત્ર છું.

**ચંદ્રસિંહ**—(સાનંદાશ્ચર્યથી) એ ? વિભુ ? તારી કળા ન્યારીજ છે ! રણમલ ભાઇ ! આવ મને ભેટ, હું તારો ભાઇ 'ચંદ્રસિંહ" છું.

**રણમલ**—(આશ્ચર્યથી) કોણ ! કોણ ! મને બચાવનાર મારા મ્હોટા-ભાઇ ! કહી આનંદથી ભેટે છે.

**ચંદ્રસિંહ**—( ભેટતાં ) હા ! મારા નાનેરાભાઇ, મારા જીવન ઘણે દિવશે, ખોવાઇ ગએલું રત્ન આજ અનાયાસે પ્રાપ્ત થયું, વિરા તારી આસ્થિતી ! હશે; ફીકર નહિ ! તારી આસ્થાતિ કરનારનું અવસ્ય વૈર લઇશ ? ભાઇ ! તારી ઉપર તે દુષ્ટે શું ? શું ? જુલમ ગુજાર્યો તે મને કહે !

**રણમલ**—ભાઈ; તે દુષ્ટે જે વખતે મને ઉપાડી જવા વિચાર કર્યો, તે પ્હેલાં તેણે મને પ્રેમથી બોલાવ્યો; રણમલભાઇ આમ આવો લ્યો આ પ્રસાદ, કહી તેણે મને સાકર ખવરાવી, સાકર ખાતાંજ મને આંખે અંધારાં આવવાં લાગ્યાં, ને થોડીજવારમાં હું બેશુદ્ધ થઈ જમીનપર ઢળી પડયો. પછી જ્યારે હું જાગૃત થયો, ત્યારે મને ખ-બર પડી કેઃ-હું એક ભયાનક સ્થળે છું, ( જે તમે જોયાં તે ) આ-સપાસ દ્રષ્ટી દૈઇી તો કોઇ પણ માણસ મારી નજરે પડયું નહિ.

હું આમ તેમ ત્યાં ફરવા લાગ્યો, એટલામાં મેં "ઝેરીમલ" ને મારી તરફ આવતો જોયો; તેને જોઇ હું આનદ પામી તેને મળવા સામે દોડયો, પણ જ્યાં હું તેની નજીક પહોંચ્યો કે તે ચંડાળ મને ધક્કો મારી મારો તિરસ્કાર કરી કહેવા લાગ્યો ? છોકરા ! દુર રહે ? હવે તું આ સંસારનો થોડીકવારનો મહેમાન છે, પણ મને તેના કહેલામાં કાઇ સમજણ પડી નહિ, મેં તેને ફરીથી પૂછ્યુ "ઝેરીમલ" મને અહિ શામાટે લાવવામાં આવ્યો છે ? મને મારા પિતા પાસે લઇ ચાલો ! ત્યારે તે દુષ્ટ કહેવા લાગ્યો કે હવે તું તારા પિતા પાસે કદી જઈ શકનાર નથી, થોડા સમયમાં ચડીકા દેવી તારૂં બળી દાન લેશે, આવું તેનું ભયાનક બોલવું સાંભળી હું ભયથી ધ્રુજવા લાગ્યો, ને હિંમત ધરી, તેને કહેવા લાગ્યો ? "ઝેરીમલ" શું ! તું મને મારી નાંખીશ ? અરે ! જ્યારે મારા બાપુ તને પૂછશે કે, મારો "રણમલ કયા ગયો, ત્યારે તું શો જવાબ દઇશ ? અરે ! મેં તારૂં શું બગાડયુ હતું ? મારૂં આવું બોલવું સાંભળીને તે ચંડાળ ગુસ્સે થઇ કહેવા લાગ્યો ? નાદાન છોકરા ચુપ રહે ? તારે ઇશ્વર ભજન કરવું હોય તો કરી લે, તારા બાપ ભાઇને મળવું હોય તો સ્વર્ગમાં મળજે ? તેઓ પણ હવે થોડા દિવસમાં તારી સાથેજ આ-વશે ? પાપી "કેશરીસિંહ" ત્હેં આ "ઝેરીમલ" નું ભરી સભામાં અપમાન કર્યું છે, તેનો બદલો હવે હું થોડા રોજમાં લઉં છું ? દુષ્ટ તારા રૂધીરને માટે મારી ચંડીકા ધણી જ આતુર છે ? એમ કહી તે ક્રોધથી કંપવા લાગ્યો ? ને પાસે ઉભેલા માણસને કહેવા લાગ્યો ? આ છોકરાનું અત્યારે જ દેવીને બળીદાન આપવાનું છે, માટે તેને સ્નાનાદિક કર્મ કરાવી તૈયાર કર, હું હમણાં આવું છું. કહિ તે ત્યાંથી ચાલ્યો ગયો, તેના ગયા પછી તે માણસે મને સ્નાન કરાવ્યું

ને શુશોભીત વસ્ત્રાલંકાર ધારણ કરાવ્યા, ગળામાં કરેણનાં પુષ્પની માળા પહેરાવી, કપાળમા કુમકુમની અરચા કરી, એ સઘળું થઈ રહ્યા પછી મેં તે માણસને પૂછયુ ' ભાઇ હવે મારૂં શું થશે ? શું ? તે દુષ્ટ મને મારી નાંખશે ? કહે ભાઈ કહે ? આ વખતે મારૂં કોઇ છે નહિ જે છે તે સઘળામાં તુંજ છે; માટે મારા વ્હાલા ભાઇ કહે ? હવે મારે બચવાની આશા છે કે નહિ ? આવું મારૂં કહેવું સાંભળી તે નર પિશાચ મારા દુઃખની મશ્કરી કરી કહેવા લાગ્યો:—

જીવવાની આશા; નાદાન છોકરા, હવે તારે બચવાની આશા છોડી દેવી જોઇયે, હમણાજ મહારાજા "ઝેરીમલ" પધારશે, ને તારી પાસે માતાજીની પૂજા કરાવરાવશે ? ને તે પછી જે પેલી સઘડીની અંદર ધગધગતા ગરમલાલચોળ થયેલા લોઢાના સળીયા તારા શરીરમાં ખોચી તારૂં માંસ કાઢવામાં આવશે, ને તે માંસ અગ્નીકુંડમાં હોમાશે ને છેવટે તારૂં મુસ્તક કાપી તેના રૂધીરથી દેવીને પ્રસન્ન કરવામાં આવશે ? સમજ્યો ? આવું બોલી તે અસુર ખડખડ હસવા લાગ્યો એટલામાં "ઝેરીમલ ત્યાં આગળ આવી પહોંચ્યો, ને પૂછવા લાગ્યો ? "તેજસિંહ" સઘળું તૈયાર છે ને, જી હા, કહી તેજસિંહે તેને નમન કર્યું, તેટલામાં વળી બીજા બે માણસો આવી પહોંચ્યા, જેમાના એકે તદ્દન કાળો પોશાક પહેર્યો હતો, તેનું મ્હોં દેખાતું ન હતું પણ ફક્ત તેની આંખો આગળ બે છિદ્રો પાડેલાં હતાં. તેના હાથમાં ખુલ્લી તલવાર હતી, કે જેને મેં પછીથી દેવીના બળીદાન આપનાર તરીકે ઓળખ્યો. ને જે બીજો હતો, તે તો તદ્દન સાદા વેશમાં હતો, ને તે ઝેરીમલનો નોકર હતો; થોડીવારમાં દેવીની પાસેના કુંડમાં અગ્ની પ્રજ્વલીત કરવામાં આવ્યો, પછી ઝેરીમલે મારા સામું જોયું,

તેણે ગુમ મારી છોકરા આમ આવ, માતાજીનું પૂજન કર. હું જે ભયથી ધ્રુજતો હતો, તે બ્હીતો બ્હીતો તેની પાસે ગયો, તેણે મારી પાસે દેવીનું પૂજન કરાવરાવ્યું ને મને પૂછ્યુ છોકરા તારે કંઇ કહેવું છે? તારે ઇશ્વિર પ્રાર્થના કરવી હોય તો કરી લે આવું સાંભળી મેં તેને હાથ જોડી કહ્યું, દયા ઝેરીમલ મારી ઉપર દયા કર હું તારે પગે પડું છું એમ કહી હું તેને પગે પડયો. આવું જોઇ તે દુષ્ટ મને ધિક્કારી કહેવા લાગ્યો! છોકરા! દયા શબ્દ વાપરવાની આ જગા નથી. નાદાન પેલી વાત તારા બાપને કહી, ત્હેં જે અપમાન મને અપાવ્યું છે; તેના બદલામાં આ તને ઓછી શીક્ષા છે. હા! ત્હેંજ મારી ગુપ્ત વાત કહી, ત્હેજ મારો ભેદ ફોડી નાંખ્યો! માટે હવે તું બચવાની આશા છોડી દે. ચાલ તૈયાર થા.

"ઝેરીમલ" મને બચાવ, મને ક્ષમા કર. હું તારૂં બાળક છું, મારી ભૂલ થઇ, આવી મારી આજીજી જોઈ તે નરાધમને લગીર પણ દયા આવી નહિ. તેણે કાળા પોશાકવાળા માણસને ઇશારત કરી, કે તે કાળો આકાર ધીમે પગલે મારી પાસે આવ્યો, ને ભયંકર અવાજથી કહેવા લાગ્યો' છોકરા' તારા ઇષ્ટદેવનું ધ્યાન ધર. એમ કહી તેણે સઘડીમાંથી લાલચોળ તપેલા લોખંડના સળીયા બ્હાર કાઢયા, ને મારા સામે ધરી ઉભો રહ્યો. મારૂં મૃત્યુ પાસે આવ્યું ધારી હુ રડવા લાગ્યો, મને રડતો અટાવવામાં આવ્યો, ને બરાબર દેવીના સન્મુખ ઉભો રાખવામાં આવ્યો, હું ઘુંટણીએ પડી પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો; પછી તે કાળા પોશાકવાળાએ "ઝેરીમલ"ના સામું જોયું. કે તરતજ પાપી "ઝેરીમલે" તે ગરમ સળીયા મારા બદનમાં ખોચવાનું કહ્યું. તેથી તે કાળા પોશાકવાળાએ ગરમ સળીયાવાળો તેનો હાથ ઉંચો કર્યો, પણ પ્રભુજીની લીલાને પાર પામવા કોણ સમર્થ છે,

તેજ ક્ષણે એક મોટો ભયંકર અવાજ થયો; ને તે દુષ્ટનો સળીયા-વાળો ઉંચો કરેલો હાથ નીચે ન ઉતર્યો, તેનો હાથ ત્યાંને ત્યાં સજડ ચોંટી ગયો. એટલામા હુ જોઉંછુ તો મારી પાસે ભગવાં વસ્ત્ર ધારી, માથે પીળી જટાવાળા કંઠમાં રૂદ્રાક્ષની માળા ધારણ કરેલી હતી, જેની મુખાકૃતી શાંત અને તેજસ્વી જણાતી હતી, તેવા એક યોગીંદ્રને મેં દીઠા. હું આશ્ચર્ય પામ્યો, ને તેમને જોતાંજ મેં પ્રણામ કર્યા, વત્સસુખી રહે ! એમ બોલી તેમણે મારે માથે હાથ મુકયો.

આટલી વાર સુધી "ઝેરીમલ" તો એક યંત્રના પુતળાની પેઠે સ્તબ્ધજ થઇ ગયો હતો, તે આ યોગી કોણ હશે તથા તે અચાનક અહિં શી રીતે આવ્યો હશે ! મારા રંગમાં ભંગ પડયો ! જાણી ઘણોજ ઉશ્કેરાઇ ગયો ને ક્રોધથી યોગીંદ્રને કહેવા લાગ્યો. અય ! સાધુ રામ ! તુ કોણ છે ! ને તારે અહિં આવવાનું શું પ્રયોજન છે ? શું ? તારે રહેવાને સ્થળ નથી કે આમ ભટકતો આ મ્હોતની જગાએ આવી પહોંચ્યો.

**યોગીંદ્ર**—તને દુષ્ટ કાર્ય કરતાં અટકાવવા, નિર્દોષના પ્રાણ બચાવા હું અત્રે આવ્યો છુ ? શું ? તું નથી જાણતો કે, અમારે સાધુઓને જ્યાં જઇએ ત્યાં સ્થળ, અમારે દુનિયાંનું શ્રેય-કરવું. લોકોને નીતિને પંથે ચઢાવવા, તેજ અમારૂં મુખ્ય કાર્ય છે ?

**ઝેરીમલ**—હું તારો ઉપદેશ સાંભળવા નથી માગતો તું જાણે છે કે હું કોના સામે ઉભો છું ?

**યોગીંદ્ર**—હા, ઘણીજ સારી રીતે પરમાત્માના બનાવેલા એક પુતળા આગળ; પણ જ્યારે "વિભુ" એ તને જન્મ આપ્યો

ત્યારે તું પવિત્ર હતો, પણ હાલ તો તે પવિત્ર પુતળા આગળ નહિ, પણ એક નર્કના કીડા આગળ?

ઝેરીમલ—ઉફ્? ઓ શેતાન, બોલતાં વિચાર, ઓહ? તને હું શું કરૂં? તારી હત્યા લાગે છે, નહિતો તારા ટુકડે-ટુકડા કરૂં, હું કેવો ભયંકર માણુસ છુ, તેની તને ખબર છે?

યોગિંદ્ર—હા? અરે? નીચ તુ મને કાંઇ પણ કરી શકવા સમર્થ નથી, ઓ ગુમાની? મદાંધ તારી શુરવિરતાનો લેશ માત્ર પણ ગર્વ ન કર! તું ધારે છે કે હું મહાન્ બળવાન છું, પણ ના, ના, તારેપણ એક દિવસ મરવાનું છે, મ્હોટા, મ્હોટા, રાજાઓ કે—જેની ફુંકથી મોટા મોટા પર્વતો ફાટતા હતા, જેના ચરણોના પ્રહારથી પૃથ્વી કંપાયમાન થતી હતી, તેવાઓ પણ, દાસદાસીઓ, રંગ મ્હેલો, સુકોને ચાલ્યા ગયા; અરે! રાવણ સરખા મદોન્મત મહારથી પણ ક્ષણમાં રોળાઇ ગયા, તો તુ કોણ! માટે તુ મિથ્યા ગર્વ માં કર! ને આ નિર્દોષ બાળકને બચાવ.

ઝેરીમલ—અય! સાધુડા! ચુપથા! હું તારૂં ભાષણ સાંભળવાને યોગ્ય નથી, આ વખતે તો હુંજ જે કરૂં તે કરવા સમર્થ છું. તારા જેવા એક અથડાતા જોગટાના કહેવાથી; શું? મારા હાથમાં આવેલો શિકાર છોડી દઉ? તે નહીજ બને! સમજ્યો.

યોગીન્દ્ર—ઓ અભીમાની! તું શું કરવા સમર્થ છે. તારૂં ધાર્યું કાંઇજ નહિ થાય, કરનારો કિરતાર છે. ધારસે તો તારો ક્ષણમાં વિનાશ કરશે, અરે! ઓ! ધન વૈભવના બળમાં છકેલા જરાતો વિચાર કર, પ્રભુને ઓળખ!

**ઝેરીમલ**—અરે ! પ્રભુ ! છેજ કયાં ! હું તેને ઓળખતોજ નથી, આ વખતે તો આ "ઝેરીમલ" જ પૃથ્વી ઉપર બળવાન છે; મારા સમાન્ આ દુનિયામાં કોઇ છેજ નહિ, અત્યારે મારૂંજ ધાર્યું થવાનું ! માટે હવે તું અહિથી ચાલ્યો જા! હું તને જીવતો જવા દઉછું, આ મારો સિપાઇ તને રસ્તો દેખાડે, તેના સાથે ચાલ્યો જા !

**યોગીંદ્ર**—નહિ હાલ હું જવા માગતો નથી ! મારે તારા સિપાઇની પણ જરૂર નથી, સાભળ ! તારૂં ધાર્યું નહિ થાય ! પ્રભુનુ ધાર્યું થશે ! માટે મારા જેવા સાધુનો ઉપદેશ ગ્રહણ કરી નીતિને રસ્તે ચાલ, જેથી તારૂ શ્રેય થાય ? ને આ બાળકની ઉપર દયા કર, જો જો તેની ચક્ષુઓમાંથી અશ્રુઓ વહે છે ! સમજ ! "ઝેરીમલ" સમજ ઓ ! અભિમાનમાં મદોન્મત થયેલા, યૌવન રાજ્યમાં ફુલેલા કમનશિબને ચકડોળે ચઢેલા સમજ, હા ? હું સમજ્યો "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" તારી બુદ્ધિ ઝહેર મારી ગઇ છે !

**ઝેરીમલ**—પ્રભુ, પ્રભુ શું કરે છે ! તારો પ્રભુ મને શું કરનાર છે, માટે હવે તારી જીભને આગળ વધતી ખેચી પકડ ! તારો એક પણ શબ્દ હવે હું સાંભળવા નથી માગતો. તારે જવું હોય તો જા. નહિં તો તારા પણ આ છોકરાના જેવાજ હાલ થયા સમજજે. જા ! હજી કહુંછું કે તું અહિંથી ચાલ્યો જા.

**યોગીંદ્ર**—હું કોટી ઉપાયે આ બાળકને બચાવ્યા શિવાય અહિંથી જનાર નથી, તારાથી થાય તે કરી લે. પણ યાદ રાખજે "ઝેરીમલ" કે તારાથી કાંઇપણ થવાનુ નથી. જો સાંભળ

આજ બાળકના હાથે છેવટે તારો પરાજય થશે. તે તારી બાજી આખરે ધુળ મેળવશે. આખરે તારે આ બાળકને નમવું પડશે ! ને છેવટે તારો વિનાશ આનાથીજ થશે. દુષ્ટ ! આ તારૂં ભાવી છે ? જા હવે તારાથી થાય તે કરી લે. હું તારી સન્મુખ ઉભો છુ.

એમ ત્યારે ચાલ, તું પણ પકડ રસ્તો, કહી "ઝેરીમલ" તલવાર ખેંચી "યોગીંદ્ર" તરફ ધસ્યો, પણ "યોગીંદ્ર" શાંત ચિત્તે પ્રસન્ન મુખમુદ્રા રાખી ઉભા રહ્યા, તે તેનાથી ભય પામ્યા નહિ. જેવો "ઝેરીમલ" તેમની નજીક ગયો, કે ફક્ત તેમણે તેમનો હાથ ઉંચો કરી, તેને કહ્યુ. ખબરદાર, આટલું બોલતાંજ તે "ઝેરીમલ" ત્યાંને ત્યાં સજડ ચોટી ગયો, તેનાથી ત્યાં આગળથી , બીલકુલ ખસી શકાયું નહિ.

આવું "યોગીંદ્ર" નું પ્રબળ જોઇ "ઝેરીમલ" ગભરાઈ ગયો, પછી "યોગીદ્ર" તેની સ્થિતિ તરફ નિહાળી કહેવા લાગ્યા ? કેમ ઝેરીમલ શું વિચાર કરે છે, કેમ આમ સ્તબ્ધ બની ગયો, તારૂં બળ અજમાવને ? "ઝેરીમલ" નરમ પડયો, અને "યોગીંદ્ર" ને કહેવા લાગ્યો ! ક્ષમા, મહાનુભાવ મને ક્ષમા કરો, હું આપને ઓળખી ન શક્યો, મારા ઉપર પ્રસન્ન થાઓ ? હું, આપ કહેશો તેમ વર્તવા તૈયાર છું, તેનાં નમ્ર વાક્યો શ્રવણ કરી યોગીંદ્ર તેને કહેવા લાગ્યા ! "ઝેરીમલ" આ બાળકને તું કાંઈ પણ કરી શકવા સમર્થ નથી, માટે આને તું છોડી મૂક. "ઝેરીમલ" હાથ જોડીને બોલ્યો પ્રભુ આ છોકરાના શિવાય આપ જે કહો તે આજ્ઞા હું ઉઠાવવાને તૈયાર છું ? પણ આ બાળકને છોડી મુકીશ નહિ. એવું તેનું બો-

આવું સાંભળી હું ઘણોજ ગભરાઇ ગયો; ને "યોગીંદ્રને વળગી પડી કહેવા લાગ્યો? બાપુ? મને બચાવો? હું તમારૂં બાળક છુ? મને આહિં એકલો મુકીને ન જશો; આ ચંડાળ અવશ્ય મને મારી નાખશે, તે મારો પૂર્વ જન્મનો શત્રુ છે; "યોગીંદ્ર" મારે મુસ્તકે હાથ ફેરવી કહેવા લાગ્યા રાજકુમાર નિશ્ચિંત રહે, તને કાંઇ પણ ઈજા થનાર નથી, પછી "યોગીંદ્ર" "ઝેરીમલ" પ્રત્યે કહેવા લાગ્યા "ઝેરીમલ"

જી, મહારાજ પ્રતી ઉત્તર મળ્યો,

હુ તને આજ્ઞા કરૂં છુ કે આ બાળકને હાલ બચાવ, હુ તેને અત્રેથી લઇ જવા માગતો નથી, ભલે તું તેને અત્રે કેદ રાખ, પણ યાદ રાખજે કે તું તેના જીવની કાંઇ હાની કરીશ નહિ? કદાપિ તું તેને મારી નાંખવાનો પ્રયત્ન કરીશ, તો તું ખરાબ થઇશ?

તું પાંચ વર્ષ સુધી આ ગુપ્ત ગૃહમાં આવવા પામીશ નહિ; તું અહિં આવવા ગમે તેટલા પ્રયત્ન કરીશ, પણ તે તને જડશે નહિ! જ્યારે પાચ વર્ષની અવધિ ઉપર એક દિવસ થશે? ત્યારેજ તને આ ગુપ્ત ગૃહની સ્મૃતિ થશે?" યોગીંદ્રે કહ્યું;

બહુ સારૂ. હું આપની આજ્ઞાનુસાર વર્તીશ, "ઝેરીમલે પ્રણામ કરી કહ્યું.

પછી "યોગીંદ્ર" મારી પ્રત્યે કહેવા લાગ્યા! કુમાર! હું જાઉ છું.

બાપુ! મને સાથે લેતા જાઓ! તમારા ગયા પછી પાપી "ઝેરીમલ" મારૂં દેવીને બળીદાન આપશે, એમ કહી હું રડવા લાગ્યો.

મને રડતો અટકાવી છાતી સરખો ચાંપી યોગીંદ્ર કહેવા લાગ્યા; ડર નહિ! ક્ષત્રિ પુત્ર થઇ આમ નાહિંમત કેમ થાય છે, હજી તો તારે ઘણાં પરાક્રમ કરવાના છે; 'ઝેરીમલ" થી તારા એક વાળને પણ ઇજા થનાર નથી, હું મારા યોગબળથી તારૂં રક્ષણ કરીશ' અને જો સાંભળ. એમ કહી, તેમણે ધીમેથી મારા કાનમાં કહ્યુ, આ "ઝેરીમલ" ને તું આજના દીવસ પછી પાંચ વર્ષ સુધી જોનાર નથી, આ પ્રમાણેના તે તેમનાં વાક્યોથી મને શાંતિ વળી, પ્રભુ? ત્યારે શું મારે આ સ્થળે કેદમાં રહી જીંદગી પુરી કરવી પડશે! મેં કહ્યું.

આવું સાંભળી "યોગીંદ્ર" હસીને મને કહેવા લાગ્યા' સાંભળ, તે કહેવાનો મને અધિકાર નથી, પણ કેટલોક સમય તારે અહિં જ રહેવું પડશે? સમય આવે સૌ શારૂં થશે; તારે હાથેજ કેટલાંક મહત્વ કાર્યો થનારાં છે, તારૂ કલ્યાણ થાઓ, એમ કહી "ઝેરીમલ" ને તથા તેના ભોગ આપનાર માણસને છુટા કરી, "યોગીદ્ર" અદ્રશ્ય થઇ ગયા. ને ક્યાં ગયા, તથા કયે રસ્તેથી ગયા, તેની કોઇને ખબર પડી નહીં.





# પ્રકરણ ૮ મું.

## દુઃખની વાતો.

અંતર દુઃખ પોતાતણું, સ્નેહિ વિણ નવ કહેવાય,
જો સાચો મળે સ્નેહિ તો, નિજ હૃદય હલકું કરાય




ગીંદ્ર ગયા ધારી "ઝેરીમલ" સાવધ થયો, ને વિચાર કરવા લાગ્યો. શું! યોગીનુ કહેલું સત્ય હશે! શું! આનો વધ કરવાથી મને આ ભોંયરૂં નહિ જડે! એમ મનમાં થોડી-વાર સુધી વિચાર કરી બોલ્યો. ના, ના એ-વાના કહેવાથી શું થનાર છે, હું આ છોક-રાનું બળીદાન તો અવશ્ય આપીશજ. હું તેને એક પળ પણ જીવતો રહેવા દેવા ઇચ્છતો નથી, જોઉંછું કે શું થાય છે. એ યો-ગીનાં વચન તેના મુખમાં પેસાડું તોજ હું "ઝેરીમલ" ખરો. અરે પેહેરેગીર મારી પાસે આવ, તેણે ભયાનક બુમ પાડી તે ભોગ આપ-

નારને બોલાવ્યો ? ભોગ આપનાર બ્હીતો બ્હીતો તેની પાસે ગયો ને હાથ જોડી ઉભો રહ્યો. તે કાળા પોશાકવાળા તરફ નિહાળી "ઝેરીમલ" કહેવા લાગ્યો. આ છોકરાને બંધીવાન, બનાવ, હું મારા હાથેજ તેનું બળીદાન આપુંછુ; આજ્ઞાનો અમલ તુરતજ થયો, મારા હાથ પગમાં લોખંડની સાંકળ નાંખવામાં આવી, ને દેવીની સમક્ષ મને ઉભો કરવામાં આવ્યો. "ઝેરીમલે" મારૂં માથું કાપવા તલવાર ખેંચીને જેવો તે મારી ઉપર ઘા કરવા જાય છે કે, તેવોજ એક મોટો ધડાકો થયો. ને જોઉંછુ તો "ઝેરીમલ" ઉંચે અદ્ધર ઉચકાતો જોયો ! તે ઉંચે ચકર ચકર ગોળાકાર ફરતો હતો, ને પોકાર પાડતો હતો ? કોની સત્તા કે તેને નિચે ઉતારી શકે ! થોડીવારમાં તો તે દેખાતો બંધ થયો, ને જોત જોતામાં તે કયાંક ગેબ થઈ ગયો, આ વખતે મારા આનંદનો પાર નહોતો, હવેજ મને ખબર પડી કે "યોગીંદ્ર"ના કહેવા પ્રમાણેજ થયું. હવે હું અને તે કાળા પોશાકવાળો તથા સાદો માણુસ એટલાજ અમે તે સ્થળપર રહ્યા. પછી તે સ્યામ પોશાકવાળા માણુસે તે સાદા માણુસને કાંઇ કહી વિદાય કર્યો: તે સાદા માણુસના ગયા પછી તે કાળા વસ્ત્ર ધારી માણુસે તેનો શ્યામ પોશાક દુર કર્યો, તો અંદરથી તેનો સુંદર ચહેરો મારી નજરે પડયો. તેની ઉમર પચીશ વર્ષની ઉપરની હતી, તે મારી તરપ ફરીને મને કહેવા લાગ્યો ! છોકરા ? હવે તું બચ્યો છે, તારી ઉપરથી દુ:ખનુ વાદળ દુર થયુ છે, હવે તુ આનંદથી અત્રે રહે ? આપણે બંન્ને મઝા કરીશુ, મને પણ પહેલાં તારી માફકજ બળીદાન આપવા માટે "ઝેરીમલ" લાવ્યો હતો, પણ મારા અત્યંત કાલાવાલાથી તથા કોઇ બળીદાન આપનાર નહિ હોવાથી, તેણે મને જીવતો રા-

ખ્યો ? હું તેની આજ્ઞાનુસાર વર્તી અત્રે રહેવા લાગ્યો, એટલું બોલી તેણે મારા હાથ પગમાંથી સાંકળો કાઢી નાખી, ને મારે માટે ખાવાનું લેવા ચાલ્યો ગયો, દીવસમા એકવાર તે મને ખાવાનું આપી જતો હતો. હું તે સ્થળે દીલગીરીમા દીવસો નિર્ગમન કરવા લાગ્યો તેટલા દિવસોમાં મેં તે ભોંયરામાં ફરી તેના બધા ભાગ જોઇ લીધા, પણ બહાર નિકળવાનો માર્ગ મારે હાથ ન લાગ્યો, કોઇ ઠેકાણે પ્રકાશ, તો કોઇ ઠેકાણે ગાઢ અંધાકાર ચંદ્રમા શિવાય આ અજવાળું કયાંથી આવે છે, તે મેં બીજે દિવસે કાળા પોશાકવાળા માણસને પૂછયું ત્યારે તેણે જણાવ્યુ કે-અહિંથી ઘણા માઇલ ઉપર એક મ્હોટો પ્હાડ આવેલો છે, ને તે પર્વતની ઉપર પાણી જેવા પ્રવાહી પદાર્થનું એક સરોવર ભરેલું છે; તે પાણી એવું છે કે તેને દિવાલપર એકવાર છાંટવાથી ઘણાં વરસ સુધી તેનું અજવાળું કાયમ રહે છે. તે પાણી આ ઝેરીમલ ત્યાંથી લાવેલો છે, તેણે તે પાણી આ ભોયરામાં કોઇ કોઇ સ્થળે છાંટેલું છે, તેનું તે અજવાળું છે. એવુ તેનુ કહેવુ સમજી લઇ તે અજવાળાનો ભેદ પણ જાણી લીધો. વ્હાલા ભાઇ ? હવે મારી વાત પુરી થવા આવી છે, હું મહાદુઃખે ત્યા દિવસો ગુજારવા લાગ્યો; જો કે મને ત્યાં કોઇ પ્રકારનુ કષ્ટ હતું નહિ, પણ એકાંત વાસથી હુ તદન કંટાળી ગયો હતો, અરેરે ? મને આવ્યાને ત્રણ વરસ વિતી ગયાં; મારા ભાઇ તથા મારા પિતાજી ઘણુંજ કલ્પાંત કરતા હશે ? હુ અહિંથી શી રીતે મુક્ત થાઉં, એવા એવા વિચાર મને અહર્નિશ થતા હતા, મેં મહા પ્રયાસે પાંચ વર્ષ પુરાં કર્યાં, મને અંદર કેદ થયે પરમ દિવસેજ પાંચ વર્ષ પુરાં થયાં, મને કાલે કાળા પોશાક વાળા તરફથી સમાચાર મળ્યા કે. " ઝેરીમલ " આવ્યો છે, ને આજે

મધ્ય રાત્રે તે તારૂં દેવીને બળીદાન આપનાર છે; એવું તેનું કહેવું સાંભળી હું ઘણોજ દિલગીર થયો. તે પછી થોડીવારે એક બીજા માણુસે આવી, મારે હાથે પગે બેડીયો જડી દીધી: તે માણુસના ગયા પછી હું એકલો પડયો; મેં તેના હાથે મરવા કરતાં, મારે હાથેજ. મારી જીંદગીનો અંત આણવા નિશ્ચય કર્યો; હું મરવાને માટે તે ચોગાનમાં આવી પહોચ્યો; ને મારા ભાઇ તમે મને બચાવ્યો.

આટલીવાર સુધી " ચંદ્રસિંહ " શાંત ચિત્તે " રણમલ " ની વાત સાંભળતો હતો, તે હવે " રણમલ " ને કહેવા લાગ્યો. " રણ-મલ " તારી ઉપર તે ચંડાળે જુલમ ગુજારવામાં કાંઇ બાકી રાખી નથી, હશે ? જેવી ઇશ્વરની ઇચ્છા ?

**રણમલ**—વડીલ બંધુ નકામો શોચ કરશો નહિ, થવા કાળે સઘળું થયાંજ કરે છે: પણ આપ તે ભયંકર ભાગમાં શી રીતે આવી પહોંચ્યા ? પિતાજી આનંદમાં છેને ?

**ચંદ્રસિંહ**—વિરા ? તને શું કહું ? જે સમયે તને તે પાપી ઉપાડી નાશી ગયો, ને પિતાશ્રીને સમાચાર મળ્યા, ત્યારે તે અતી, ક્રોધાયમાન થયા: ને " ઝેરીમલ " ને પકડવા ચોગ-રદમ માણુસો દોડાવ્યાં, પણ તેનો પતો લાગ્યો નહિ. પિતાજી તારે માટે ઘણુંજ આક્રંદ કરવા લાગ્યા, મેં તેમને ધિરજ આપી, ને તેમની આજ્ઞા લઇ, હું તારી શોધને અર્થે નિકળી પડયો.

મ્હોટાં-મ્હોટાં શહેરોમાં, ભયાનક જંગલોમાં પણ તારો પત્તો લાગ્યો નહિ; આથી હું નિરાશ થયો. ઓછામાં ઓછાં તને ખોળ-

વામાં મેં બે વર્ષ ગુમાવ્યાં, હું દુઃખી દીલે અજીતગઢ જાવા લાગ્યો; જ્યાં અજીતગઢ થોડુંક દુર રહ્યું હશે ! એટલામાં એક ખેડુત જેવા માણસને મેં મારી તરફ આવતો જોયો. તેણે મારી પાશે આવી નમીને વંદન કર્યું, આથી મે તેને પૂછ્યું, કે તું કોણ છે; તો તે માણસ જવાબ આપવાને બદલે મારો હાથ પકડી દુર ખેંચી જવા લાગ્યો આથી મ્હેં ધાર્યું કે તે ગાંડો અગર તો મુગો હોવો જોઇયે. હુ તે જે તરફ મને ખેંચી જવા લાગ્યો, તે તરફ ચાલવા લાગ્યો ? થોડેકદુર ગયા પછી તે માણસે મારો હાથ મુકી દીધો, ને આસપાસ જોવા લાગ્યો. જ્યારે કોઇ પણ આવતુ જણાયું નહિ. ત્યારે તેમને કહેવા લાગ્યો; મહારાજ ! આપ ક્યાં પધારો છો ?

આવું તેનું બોલવું સાંભળી, મને તેની ઉપર ઘણો ક્રોધ ચઢ્યો, મેં તેને ગુસ્સાથી કહ્યું, કેમ રે ? અલ્યા ? હું ક્યાં જાઉંછું તેનું તારે શું કામ છે ? મને અહિં શા માટે ખેંચી લાવ્યો ! હુ રાજકુમારછું, ને મારા નગ્રમાં જાઉંછું આવાં મારા વચનો સાંભળી તે વિચીત્ર માણસ હાથ જોડી કહેવા લાગ્યો ! રાજ કુમાર; સબુર કરો ! થોડીવાર અહિ બેસો; મારૂં ગરીબનુ કહેવુ માનો, આગળ મ્હોટો ભય છે નગ્રમાં જવાય તેમ નથી. આથી હું ઘણોજ આશ્ચર્ય પામ્યો, ને મનથી નક્કી કર્યું કે આ માણસ ગાંડો હોવો જોઇયે; મ્હેં તેને પુછયું ! અલ્યા તું કોણ છે, ને મને શા માટે જવાનુ ના કહે છે.

મારા મુરબ્બી હુ કોણછું, તે આપ જુવો. કહી તેણે તેના માથેથી ગામડીયા જેવુ બાંધેલુ ફાળીયું ફેંકી દીધુ; ને પ્હેરવેશમાં કંઇક ફેરફાર કર્યો, કે તરતજ હું તેને ઓળખી બોલી ઉઠયો ! કોણ ? મારા, બહાદુર વફાદાર પ્રધાન "પ્રતાપસિંહજી" આપ આ વખતે

આંહિ ક્યાંથી? અને આવા વેશથી કેમ? પિતાશ્રી હાલ નગ્રમાં છે કે નહિ? "રણમલ" આવ્યો કે નહિ! હું તેની શોધમાં નિષ્ફળ નિવડયોછું. આપ આવા છુપા વેશથી કેમ ફરો છો? તેમને કાંઇ સમજાતું નથી મારા આવા ઉપરાઉપરી પ્રશ્ન સાંભળી પ્રધાનજી કપાળે હાથ પછાડી કહેવા લાગ્યા, અફસોસ; આ માઠા બનાવના દુઃખદાયક સમાચાર તમને જણાવવા હુંજ ફક્ત જીવતો રહ્યોછું; શું છે! જલદી કહી નાંખો, મને વધારે વાર વ્હેમમાં ન રાખો, શું! કાંઇ અમંગળ બનાવ બન્યો છે? કે કેમ? મ્હે ગભરાઇને પૂછયું.

**પ્રતાપસિંહ**—રાજકુમાર ઘણોજ ભયંકર બનાવ બન્યો છે.

**ચંદ્રસિંહ**—ભયંકર બનાવ?

**પ્રતાપસિંહ**—જી હા શિવરાત્રીનો દિવસ હતો, તે દિવસે મહારાજા નગ્રની બ્હાર વિશ્વેશ્વર મહાદેવના પૂજનાર્થે પધાર્યા; અફસોસ? મ્હેં તેમને એકલા ન જવા વિષે ઘણા સમજાવ્યા, પણ મારૂં કહેવુ ધ્યાનપર ન લીધું, ને પોતે એકલા મધ્ય રાત્રીએ પધાર્યા. ત્યાં દુષ્ટ "ઝેરીમલે" પ્રપંચતા વડે તેમને ફસાવ્યા ને કેદ કર્યા. આવા સમાચાર સાંભળતાંજ વિરા! હું ઘણોજ ઉશ્કેરાઇ ગયો? પણ પ્રધાનજી એ સમજાવી શાંત કર્યો ને આગળ સમાચાર કહેવા લાગ્યા.

રાજકુમાર! તે દુષ્ટ મહારાજાને કેદ કરી ક્યાં ગયો, તેની કાંઇ ખબર પડી નહિ, મહારાજાના કેદ થયાના સમાચાર સાંભળી હું આપણું થોડુંક સૈન્ય લઇ તેમની શોધમાં નિકળી પડયો. તે તકનો લાભ લઈ "ઝેરીમલે" તેનાં માણસો સાથે આવી આપણા થોડાક

બાકી રહેલા સૈનીકોને કાપી નાંખ્યા; ને તેણે વગર મ્હેનતે આપણા ગઢમાં પ્રવેશ કર્યો. ને નિર્ભયપણે ત્યાં રહેવા લાગ્યો. તે અરસામાં તેણે તેનું સૈન્ય વધાર્યું, ને મરજી માફક રૈયતને કનડવા લાગ્યો;

હું થોડા દિવસ પછી મહારાજાની શોધ નહિ લાગવાથી નિ-રાશ વદને પાછો ફર્યો, ને અજીતગઢથી થોડેક દુર છાવણી નાંખી મુકામ કર્યો: તેવામાંજ મને સમાચાર મળ્યા કે અજીતગઢ દુશ્મને લીધું છે, ને તે ત્યાં છે, મેં તેની ઉપર હુમલો લઇ જવા વિચાર કર્યો પણ આખરે મારા વિચારમાં હું નફાવ્યો, કારણ કે મારી પાસે માણસો થોડાંને "ઝેરીમલ" ની પાસે ઘણાં તો શા માટે બિચારા સૈનીકોના વૃથા પ્રાણ ગુમાવવા આવુ ધારી હુમલો કરવાનો વિચાર બંધ રાખ્યો, મ્હેં તે વખતે આપણા સૈન્યમાંથી એક માણસને ગુપ્ત-પણે બાતમી લેવા નગ્રમાં મોકલ્યો ? ને તે સમાચાર લાવ્યો કે, અ-જીતગઢ વગર મહેનતે તેણે લીધું છે, ને મહારાજાને ગરદન મરાવ્યા છે, અરે ? હાય ! ત્યારે શું પિતાજી આ લોકમાંથી સિધાર્યા, અરેરે ? તેમનો અને મારો મેળાપ પણ ન થયો, હાય ? હવે ? શું કરૂં ? "રણમલ" રડવા લાગ્યો. તેનાં આંસુ પોતાના રૂમાલથી લ્હોતો "ચંદ્રસિહ" "રણમલ" ને શાંતિ આપવા લાગ્યો ! ભાઈ શા માટે ગભરાય છે, વિધીના લખ્યા લેખ કદી મીથ્યા થતા નથી, આપણે બન્ને જીવતા છીયે, તો આપણે પિતાજીનું વૈર લઇશું.

**રણમલ**—હા, તે અધમને તેના કાર્યનું ફળ તો અવશ્ય આપવું ? પણ ભાઇ તે પછી આપે શું કર્યું !

**ચંદ્રસિંહ**—પિતાશ્રીને ગરદન માર્યાના સમાચાર સાંભળી હું ઘણોજ ક્રોધાંધ થઇ ગયો, ને તેજ વખતે મ્હેં પ્રધાનજીને આપણા

બાકી રહેલા સૈનીકોને તૈયાર કરવાનો હુકમ આપ્યો. પણ પ્રધાનજી ઘણા સમજુને વિચારશીલ હોવાથી મને સમજાવી શાંત પાડયો, ને કહેવા લાગ્યા.

રાજકુમાર, હાલ આપણાથી તેની ઉપર ચઢાઇ કરાય તેમ નથી, તે દુષ્ટે આપણું રાજ્ય થોડાક સમયપર આપણા દુશ્મન અમરકટકના મહારાજા "રણજીતસિંહ"ને ઘણુંજ દ્રવ્ય લઇ આપી દીધું છે, ને તે દ્રવ્ય તેણે ગુપ્ત સ્થળે રાખ્યું છે. ને હાલ તે પાપી વિજયગઢના મહારાજા વિજયસિંહના રાજ્યમાં, સેનાપતીના પદપર છે. આ વાર્તા બની છે. માટે હવે જાણે પિતાજી તો ગયા પણ આપણે તેમનું વૈર લઇશું, મારા પ્રીય રાજકુમાર, હિંમત ધરો, આપ સમજુને વધારે શું કહેવું આવી રીતે મને શાંતી આપી, પછી મ્હે પ્રધાનજીને પૂછયું કે હવે આપણે શું કરવું ? ને પિતાજીનું વૈર કેવી રીતે લેવું ?

**પ્રતાપસિંહ**—આપ જો મારી સલાહ પૂછતા હો તો મ્હેં જે વિચાર કર્યો છે, તેમને તો બરાબર લાગે છે; તે એ કે મ્હારે આપણા આ બધા સૈનીકોને લઇ તે દુષ્ટ વિજયનગરમાં રહ્યો છે, ત્યાંજ તે નગરમાં અમારે ગુપ્ત વેશથી રહેવું, ને ગમે તે ઉપાયે વિજયસિંહ મહારાજને મળી તેમની સેવા કરવી, ને સમય આવે તે પાપીને ફસાવવો ને તેનાં કૃત્ય ઉઘાડાં પાડવાં, રાજકુમાર શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, સુખ જોઈ હરખાવું નહિ ને દુઃખ જોઇ ડરવું નહિ ! મનને હમેશાં પ્રસન્ન રાખવું. થવા કાળે સૌ કાંઇ થયાંજ કરે છે માટે હવે આપનો શો વિચાર છે તે જણાવો, મ્હેં તો મારો વિચાર આપને જણાવ્યો.

ચંદ્રસિંહ—આપનો વિચાર ઉત્તમ છે, હું થોડો સમય આમ તેમ રખડી "રણમલ" ની શોધ કરીશ ને જો તેની શોધ લાગશે તોય, અને નહિ લાગે તોય પણ હું ગુપ્ત વેશથી "વિજયસિંહ"ની પાસે રહીશ મારા ધારવા પ્રમાણે જ્યાં "ઝેરીમલ" હશે ત્યાંજ રણમલ પણ હશે; ને વિજયનગરમાંજ તેનો પત્તો લાગશે.

માટે તમે પણ ત્યાં સાવધ રહી, ભાઇની તપાસ કરજો. હવે હુ જાઉછું, થોડા વખતમાં આપણે મળીશું! એમ કહી હું પ્રધાનજીની રજા લઈ તેમનાથી છુટો પડી તારી શોધમા નિકળી પડયો. ચાલતાં ચાલતાં વિજયનગરની સમીપના જંગલમાં હું ભુલો પડયો, રાત્રી પડી હતી, માર્ગથી હું અજાણ્યો હતો; માર્ગ શોધવા હું તે અરણ્યમાં આમ તેમ ફરવા લાગ્યો. એટલામાં મારે કાને ભયાનક ચીસ સંભળાઇ. ને તે અવાજના આધારે ત્યાં જઇ જોતાં જણાયુ કે; તેજ પાપી "ઝેરીમલ" તથા તેના બે સાથીઓ, રાજકુમારી કુમુદાનું હરણ કરી લાવ્યા હતા, મ્હેં તે રાજકુમારીને "ઝેરીમલ"ના પંજામાંથી છોડાવી; વચમાંજ "રણમલ" બોલી ઉઠયો.

શું! રાજકુમારીને તમે બચાવી! વાહ! ધન્ય છે, ભાઇ શું! તે ચંડાળે ત્યાં પણ નિમકહરામી કરવા માંડી.

"ચંદ્રસિંહ":—વિરા? હવે તેના પાપનો ઘડો ભરાવા આવ્યો છે; હું તે પાપીને તેજ વખતે યમ સદન પહોંચાડી દેત, પણ તેના નસીબના યોગે તે મારા હાથમાંથી છટકી ગયો, પછી હું રાજકુમારીને લઇ વિજય નગર આવ્યો, મહારાજા "વિજયસિંહે" મારો સત્કાર કરી ધન્યવાદ આપ્યો; તેમણે

મને ત્યાં રહેવા વિષે કહ્યું. મ્હેં તેમને સવિનય ના પાડી, ત્યારે કુમુદાએ ઘણા કાલાવાલા કર્યા; તેથી મ્હેં તેને ત્યાં રહેવા વિષે વચન આપ્યું; મહારાજા "વિજયસિંહે" મને તેમના મુખ્ય સરદારની પદવી આપી છે, મ્હેં તેમને હજી મારૂં નામ ઠામ જણાવ્યું નથી; મને બધાં "રાજયોગી" કહીને બોલાવે છે.

રણમલ—ભાઇ પછી તે દુષ્ટ "ઝેરીમલ" નું શુ થયું ?

ચંદ્રસિંહ—મહારાજાએ તેને પકડી લાવવા ઘણાં માણસો દોડાવ્યાં, પણ તે પાપી કયાં ગેબ થઇ ગયો છે, તેની ખબર પડી નહિ. તેને પકડવા ગયેલાં માણસો નિરાશવદને પાછાં આવ્યાં, હુ ત્યાં આનંદથી રહેવા લાગ્યો, આપણા પ્રધાનજી પ્રતાપસિંહ તેમણે પણ ચાલાકીથી વિજય નગરનું પ્રધાનપદ ધારણ કર્યું છે, તે અત્રે "વિરસિંહ" ના નામથી ઓળખાય છે, ગયે પરમ દિવસેજ હુ આ નગરમાં આ-વ્યો છુ, મને સરદારી આપ્યા પછી, હું ફરવા નિકળ્યો વિચારમાં ને વિચારમાં પ્રભુની લીલા અવલોકતો હુ જંગ-લમાં તે ગુપ્ત ગૃહની શીલા પાસે આવી પહોંચ્યો, ને તે શીલા ઉપર બેઠો. તે વખતે મારા હૃદયમાં ઘણાજ વિચાર ચાલતા હતા, વિચારમાં ને વિચારમાં મ્હેં એકદમ પગ પછાડયો પગના અવાજથી તે શીલા એકદમ અદ્ધર થઇને ત્યાંથી દુર ખસી ગઇ, મ્હેં તેની નીચે ઉતરવાની સીડી જોઈ, ને તે સીડીને રસ્તે હું તે ભોંયરામાં દાખલ થયો; મ્હેં તે ગુપ્ત ગૃહના સઘળા ભાગ જોયા; દેવીનું મંદિર પણ

જોયું, છેવટે બધું જોઇ રહ્યા પછી જે ખુલ્લા મેદાનમાં તું આવ્યો હતો, તેની પાછળની ગુફામાં તું શુ કરે છે, તે જોવાને હું છુપાઇ બેઠો હતો, તું ત્યાં આવ્યો ને મરવા તૈયાર થયો; તે જોઇ હું તારી પાસે આવ્યો; ને તને મરતો અટકાવ્યો. "રણમલ" મ્હારી વાત પુરી થઈ, આખરે મ્હેં તને શોધી કાઢયો; આજે મ્હારી શોધ સફળ થઈ, મારા હર્ષનો આજે પાર નથી.

"ચંદ્રસિંહ" ની વાત પુરી થઇ, "રણમલ" ની ચક્ષુઓમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં; તે ઘણાજ ઉમળકાથી ભાઇને ભેટી પડયો, ને હવે આપણે શું કરવું ? તે ભાઇને પૂછવા લાગ્યો ?

ચંદ્રસિંહ—વિરા, ત્હારે મારી પાસે ત્હારા ચ્હેરામાં ફેરફાર કરી રહેવું ' તારૂં નામ તારે "રણવિર" રાખવું, અને કોઇ પૂછે તો કહેવું કે હું "રાજ્યયોગી" ની પાસે રહુંછું. સમજ્યો ? વિરા, રાજ્ય ખટપટનાં કાર્ય છે, ઘણીજ ચપળતા રાખવાની જરૂર છે ? તેમજ દુશ્મનથી પણ સાવધ રહેવાની જરૂર છે; એટલી વાત કરી "ચંદ્રસિંહ" શાંત રહ્યો, વાતમાં ને વાતમાં રાત્રીનો પાછલો પ્રહર થવા આવ્યો, પહેરેગીરોની બદલીઓ થવા લાગી, ઘટીકાયંત્રમાં કડીંગ કડીંગ અવાજ થઇ સુચવ્યુ કે ચાર વાગ્યા; અને તે સાથે બંન્ને બંધુઓ ઘણે લાંબે સમયે એક બીજાને મળી ભેટી સુખ, દુઃખની વાતો કરી નિંદ્રા વશ થઇ ગયા.

---

# પ્રકરણ ૯ મું.

## પ્રેમી હૃદય.

પ્રેમ અજબ તું વિશ્વમાં, ધન્ય તુજને પૂજનાર,
પ્રેમ જો ન હોય હૃદયવિષે, તો ધક્કા પડયો અવતાર




જે "રાજયોગી" તેમનો ભેદ ,ખુલ્લો કરનાર છે, જાણી "કુમુદા" તેમ "વિજયસિંહ" ને આનંદ માતો નથી; ક્યારે સમય થાય ને "રાજયોગી" તેની વાત કહે? તેની ઉત્કંઠા થઇ રહી છે.

વાંચક, ચાલો આપણે તે પહેલાં જરાક વિલાસ બાગ તરફ જઇએ. ને ત્યાં શું થાય છે, તે જોઇએ.

"વિલાસ બાગ મહારાજાએ ખાસ પોતાના માટેજ બંધાયેલો છે, જેવું તેનું નામ છે તેજ પ્રમાણે વિલાસી જનોને તે બગીચો આનંદ જનક છે. જાતજાતનાં વૃક્ષો તેની અંદર શોભી રહ્યાં છે, અંદર એક નાનું પશુપક્ષીઓનું સંગ્રહ સ્થાન બનાવેલું છે; તેમજ હોજ ફુંવારાનો તો પાર નથી. પાણીથી ભરેલા હોજની અંદર નાના પ્રકારની લાલ, લીલી ઈત્યાદી રંગ બેરંગી માંછલીઓ તરી રહી છે. બગીચાની મધ્ય ભાગે મ્હોટા મ્હોટા પથ્થરો ગોઠવી કૃતીમ પહાડ બનાવ્યો છે, પહાડની અંદર સુંદર ગુફાઓ કોતરેલી છે; તે પહાડની ઉપર ફુંવારા મુકવાથી અંદરથી પાણીનાં ઝરણાં વહ્યાં કરે છે, ને તે બધું વહેતું પાણી ત્યાં પાસેજ બનાવેલા એક મોટા કુંડમાં એકઠું

થાય છે. વૃક્ષોની ઘટાનો એવી બનાવવામાં આવી છે કે ભર ઉન્હા-ળાના સખ્ત તાપમાં પણ જો કોઇ મનુષ્ય અંદર પ્રવેશ કરે તો તે માણસ તરતજ ત્યાંની શીતળતાથી નિંદ્રાધીન થઇ જાય, વળી તે બ-ગીચામાં ચાલવાને માટે જુદી જુદી નવી ફેશનની સડકો બનાવી છે, તે સડકોની બંન્ને બાજુએ મખમલથી મઢેલા કોચ ગોઠવી દીધા છે, બગીચાની અંદર મયુર કોકિલા, પોપટ વિગેરે તેમના મધુરા અવાજથી, ત્યાંની શોભામાં વધારો કરતાં હતાં. આ બગીચાના મધ્ય ભાગે પથ્થરના પ્હાડથી થોડેક દુર, મહારાજાએ એક સુંદર નાનકડો મહેલ બંધાવ્યો છે; તે મહેલમાં મહારાજા કોઇ કોઇ વ-ખતે પધારે છે, આજે વિજયસિંહ મહારાજા બગીચામાં પધારવાના છે, તેથી પહેરેગીરો થોડે થોડે અંતરે પહેરો ભરતા હતા, બરાબર મધ્યાનકાળે આ સુંદર જણાતા બગીચામાં ત્રણ યુવતીયો ધીમે ધીમે હંસ ગતીથી ચાલતી દાખલ થઇ. આ નવ યૌવનાઓમાં બે જ-ણીયો અગ્રેશર જણાતી હતી, ને તે બેની પાછળ તેમનાથી થોડેક દુર એક જણી ચાલતી હતી; જે બે યુવતીયો આગળ ચાલતી હતી, તેમાંની એક તો રાજકુમારી "કુમુદા" હતી ને બીજી સેનાધીપતીની પુત્રી વનમાળા હતી; ને ત્રીજી જે તેમની પાછળ ચાલતી હતી, તે રાજકુમારીની મુખ્ય દાશી હતી.

"કુમુદા" ની ઉમર પંદરેક વર્ષની છે, તેનું મુખપુર્ણીમાના ચંદ્ર સમાન ગોળ લાગે છે; તેના શરીરનો રંગ રૂપેરી છે, આ વ-ખતે તેણે ગુલાબી અંબર પહેર્યું હતું. ને તેની નીચે સાટીનનો લીલો ચણીઓ પહેર્યો હતો. તે આ વખતે ઘણીજ સુંદર જણાતી હતી, તેના ગળામાં ફક્ત એકજ શેરની મોતીની માળા લટકતી હતી; હિ-રાજડીત બંગડીયો તેના નાજુક કરને શોભાવતી હતી. કનમાં તે [illegible]

ગીર ઉંચી જણાતી હતી, તેનું શરીર નાજુક તથા કોમળ જણાતું હતું; તેની કમર વનરાજની કમરને મળતી આવતી હતી, જંગાઓ કોમળને કદળી ગર્ભ જેવી તથા તેનું મુખ મંડળ કોમળને નિર્દોષ-તાથી ભરેલું જણાતું હતું. તેના નાકે એક ઝીણા હિરાની ચુની ચમકતી હતી, કર્ણપુટમાં હિરામાણેક જડીત્ર એરીંગ ચળકી રહ્યાં હતાં, આ વખતે તેનું ગૌર વદન સુર્યના તાપથી ગુલાબી રંગનું થઇ ગયું હતું, તેમાં વળી તેના સુંદર ગાલ ઉપર એક ઝીણું છુંદણું છુંદેલું હતું. તેથી જોનારને મોહ ઉત્પન્ન થયા શિવાય રહેજ નહિ; તેને જોનાર તરતજ વિચારે કે, આ સુંદર બાળાને પ્રભુએ નવરાશની વખતેજ ઘડી હશે જેવી તે ઉપરથી સુંદર જણાતી હતી, તેનાથી અધીક સુંદરતા તેના મનની હતી.

રાજકુમારીએ ગુજરાતી તેમજ સંસ્કૃત ભાષાનો પુરેપુરો અભ્યાસ કરેલો હતો, તે કેળવણીના પ્રતાપથી કુમુદા સદ્‌ગુણી બની હતી; સંગીત શાસ્ત્રમાં તો તે ઘણીજ ચાલાક હતી.

જ્યારે તે પોતાના મહેલમાં સિતારની સાથે પોતાનો સુર એકત્ર કરી ગાતી, ત્યારે આસપાસનાં મનુષ્યો પશુ પક્ષીઓ તેના ગાનથી તલ્લીન બની જતાં, "વિજયસિંહ" ને તે એકની એક પુત્રી હતી, તે તેને પુત્ર કરતાં પણ અધીક સ્નેહથી ચ્હાતા, કુમુદા પણ માતા-પિતાની આજ્ઞા શીરસાવંધ માનતી; હજી રાજકુમારી કુમારીકા અવસ્થામાં હતી. તેને લાયક કોઇ પણ રાજા આખા રાજસ્થાનમાં જણાતો નથી, પણ તેને લાયકતો ફક્ત અજીતગઢના મહારાજા કેશરીસિંહનો પાટવી રાજકુમાર "ચંદ્રસિંહ"જ છે, પણ અફશોશ, તે રાજકુમાર હાલ તેના નગ્રમાં નથી, તે ક્યાં છે, તે મારા વાંચકો જાણતા હશે.

તેની સખી વનમાળા પણ તેના જેવી સુંદરને સદ્ગુણી હતી, ઉમરે સમાન હતી; બંન્ને સખીયો બગીચામાં ફરતી ફરતી એક ફુંવારા પાસેના સુંદર કોચ ઉપર બેસી આનદી મુખડે વાર્તાલાપ કરવા લાગી.

ઉન્હાળાના દિવસો હોવાથી સખ્ત તડકો પડતો હતો, તેથી તેમની સાથે આવેલી દાશી. મયુર પીંછના પખાથી તેમને પવન નાંખવા લાગી એમ પ્રસન્ન ચિત્તે બેઠા પછી "કુમુદા" વનમાળાને કહેવા લાગી.

સખી આજે "રાજયોગી" તેમની વાત કહેનાર છે, આપણને તેમની વાત સાંભળવામાં આનંદ પડશે; કેવા પરગજુ, સખી, તેમણે મને મારા વ્હાલા "ચંદ્ર" ને મેળવી આપવાનુ વચન આપ્યું છે; બ્હેન, ખરેખર મ્હનેતો તે કોઇ મહાન પુરૂષ લાગે છે.

**વનમાળા**—હા, બ્હેન મને પણ એમજ લાગે છે, શું તેમની સું-દરકાંતી, ભવ્ય લલાટ, બોલવાની છટા; બ્હેન, આવો સુંદર પુરૂષ શામાટે " યોગી થયો હશે.

મંદ હાસ્યથી " કુમુદે " કહ્યું, વનમાળા તેની મને પણ સમ-જણ પડતી નથી, હવે તેમને અમે આવવાનો સમય થવા આવ્યો છે; તે આવે ત્યારે તું વાતમાં ને વાતમાં પૂછજે, પછી તે શું જવાબ આપે છે. તે આપણે સાંભળીશું; પિતાજીને પણ આવવાનો સમય થવા આવ્યો છે. આ પ્રમાણે તે બન્ને સખીયો સંવાદ કરી રહી છે, તેવામાં સામેથી ચંદ્રસિંહ આવતો દેખાયો; તેને જોઇ કુમુદા બોલી ઉઠી, વનમાળા જો જો સામેથી રાજયોગી આવે છે, તે કાંઈ વિચારમાં નિમગ્ન હોય તેમ જણાય છે, સખી, ચાલ આપણે આ ફુંવારા પાછળ સંતાઈ રહીયે ને તે શું બોલે છે, તે સાંભળીએ; એમ કહી, ત્રણે જણાં ફુંવારાની પાછળ સંતાયાં.

"ચંદ્રસિંહ" ફરતો ફરતો તે જગાએ આવી પહોંચ્યો, ને તેજ કોચપર બેસી આસપાસ દૃષ્ટિ ફેરવી; મનમાં બોલવા લાગ્યો.

અહા ! પ્રભુ તારી અકળકળાનો પારજ નથી, અહા ! આ થોડા દિવસમાં કેટલા બનાવ બની ગયા, ક્યાં મારો આ નગ્રમાં પ્રવેશ, ક્યાં ભાઇની ભેટ; વાહ પ્રભુ વાહ.

કુમુદે ! તારો પ્રેમ પણ અજબજ છે. "કુમુદા" વ્હાલી ? કુમુદા, ખરેખર તું આ સંસારમાં એક નારી રત્ન છે ! સુંદરી ! તને પ્રાપ્ત કરી હું ભાગ્યશાળી થઇશ ? પણ હજી સુધી કેમ કોઇ આવ્યુ નહીં હોય, આજે મારે મારૂં પૂર્વવૃત્તાંત કહેવું પડશે; અરે જ્યારે કુમુદસુંદરી મને ઓળખશે ત્યારે કેટલો આનંદ પામશે ! તેમ વિજયસિંહ મહારાજાના આશ્ચર્યનો પણ પાર રહેશે નહીં એમ વિચાર કરી "ચંદ્રસિંહ" ત્યાંથી ઉઠી આમ તેમ ફરવા લાગ્યો, પેલી તરફ કુમુદાને વનમાળા રાજયોગીની વાત સાંભળવા છુપાયાં હતાં, તેમને ચંદ્રસિંહના વિચારની સમજણ પડી નહી, ત્યારે તેઓ ત્યાંથી બહાર નિકળી જ્યાં "ચંદ્રસિંહ" ફરતો હતો ત્યાં આવી પહોંચ્યાં; ને કુમુદ "ચંદ્ર"ને પ્રણામ કરી કહેવા લાગી.

"રાજયોગી" હું "કુમુદા તથા" વનમાળા આપને પ્રણામ કરીએ છીએ.

**ચંદ્રસિંહ**—(હસીને) ભદ્રે તમારૂં કલ્યાણ થાઓ, પવિત્ર આર્ય બાળાઓ તમે ક્યારનાં પધાર્યાં છો ? હજુ પિતાશ્રી કેમ પધાર્યા નથી.

**કુમુદે કહ્યું**—અમને આવે થોડીજ વાર થઇ છે, પિતાજી હમણાં

પધારશો; આજ તો અમને તમારી વાત કહેવી પડશે.

"યોગીરાજ" તમે ઘણાજ પક્કા છો હોં?

"વચમાં વનમાળા બોલી ઉઠી"—બ્હેન! એતો તમને ન ખબર પડે; જ્યારે મારા જેવી તેમને મળી હોય ત્યારેજ એમને ખબર પડે પણ કોણ જાણે શું એ હશે કે આમ યોગી થઇને ફર્યા કરે છે! "યોગીરાજ" અવિનય ક્ષમા કરશો! પણ ન ચાલે પૂછવું પડે છે કે આપ લગ્ન ગ્રંથાથી જોડાશો કે નહિ?

**ચંદ્રે હસીને કહ્યું**—વનમાળા, લગ્ન શું ચીજ છે તે હજી તમને ખબર નથી, લગ્ન કરવાં તે કાંઇ બાળકની રમત નથી; આજકાલ સંસારમાં જે લગ્ન થાય છે, તેનાં પરિણામ પછી કેવાં આવે છે? તે તમને ખબર છે?

અફસોસ જ્યાં જ્યાં હું નજર કરૂં છું ત્યાં ત્યાં આક્રંદનાં ધ્વની સંભળાય છે. અહા! જ્યારે લગ્ન થાય છે ત્યારે આનંદનો કાંઇ પાર રહેતો નથી, પણ પછી લગ્નનું વિઘ્ન થઇ જાય છે; પતિ પત્નીનાં મન ઐક્ય થતાં નથી, નિરંતર ક્લેશ કંકાશ થયાં કરે છે; ને આખરે તે પ્રેમ વિનાનાં થયેલાં લગ્નથી ઘણાંજ વિપરીત પરિણામ નીપજે છે. મારે તેવા સંસારમાં પડવું નથી, નિરતર બ્રહ્મચર્ય પાળી સત્ ચિત્ આનંદ પ્રભુનું સ્મરણ કરવું, તેવો મારો સિદ્ધાંત છે.

**વનમાળા**—"યોગીરાજ આપનું કહેવું યથાર્થ છે, આપ વિચીક્ષણ પુરૂષ છો, સમજુને વધારે કહેવું યોગ્ય નથી; પણ આપને ખબર તો હશેજ કે સ્ત્રી શિવાય સંસાર નથી, જ્યારે જા-

પના જેવા મહાન્ પુરૂષો સંસારનો ત્યાગ કરશે, ત્યારે અમારા જેવી અધમ અબળાઓની શી ગતી થશે, "યોગીરાજ" મનમાં ન રાખશો, આપના હૃદયમાં જે હોય તે આ અબળાને કહેશો તો ઉપકાર થશે.

ચંદ્રસિંહ—"વનમાળા" આ સુરમ્ય સંસારમાં સ્ત્રી એ પુરૂષનું સુકાન છે, પ્રૂરુષ નાવ છે, સ્ત્રી સુકાન છે; નાવને સુકાનની જરૂર છે, તેમ પુરૂષને સ્ત્રીની જરૂર છે. તમે નારીને અધમ ગણોછો, પણ તે અધમ નથી; સ્ત્રી તે એક અમુલ્ય રત્નની ખાણ છે, કે જેમાંથી મહાન્ "યુધિષ્ટીર" પ્રતાપી રામચંદ્રજી "શ્રી કૃષ્ણ, મહાન્ યુધસ્વી શિવાજી "પ્રતાપસિંહ" જેવા શૂરવીર ધર્મીષ્ટ પુરૂષો પેદા થયા તેને અધમ કેમ કહેવાય ! વનમાળા ! હું લગ્ન કરીશ, સમયપાસે આવવા લાગ્યો છે; જેમ તમારાં કુમુદ બ્હેનનો "ચંદ્ર" ખોવાયો છે, તેમ મારા મનની મધુરી ચકોરી પણ " હાલ સંભ્રમમાં પડી છે; તેનો ભ્રમ દુર કરી, તેને સુખી કરવાની હવે થોડીવાર છે.

"ચંદ્ર" નું નામ સાંભળતાંજ" કુમુદનાં રોમાંચ ઉભાં થયાં, તેનું હૃદય ભરાઇ આવ્યું, ને થોડીજવારમાં તેની આંખોમાંથી અશ્રુ બિંદુઓ ટપકવા લાગ્યાં, કુમુદ્દા દુઃખી હૃદયે હાથ જોડી "રાજયોગી" (ચંદ્ર) ને કહેવા લાગી, "યોગીરાજ" મારા" ચંદ્રને મેળવી આપવાનું આપે વચન આપ્યું હતું; તે વચન શું વ્યર્થ ગયું ?

"યોગીરાજ સજ્જન પુરૂષોનું વચન કદી મીથ્યા થતું નથી, યોગીરાજ મને મારા નાથથી મેળવો; હું તમારે શરણે છું. એમ કહી કુમુદ ચંદ્રના ચરણમાં પડી, તેને પોતાના હાથથી ઉભી કરી "ચંદ્ર-

સિંહ " તેને કહેવા લાગ્યો ? કુમુદા, હૃદયને શા માટે દુઃખી કરોછો, પ્રભુ જે કરે છે, તે સર્વ સારા માટેજ, તમારો ચંદ્ર થોડા સમયમાં એની મેળેજ હાજર થશે.

હું વચન ભંગ થયો નથી, તમને ખબર છે કે ? ક્ષત્રી કુમારોએ વચનને માટે પોતાના પ્રાણ તજ્યા છે, પૃથ્વીનો પ્રલય થાય, મેરૂ ચલાયમાન થાય: પણ ખરો ક્ષત્રી પુત્ર પોતાનું વચન વ્યર્થ જવા દે નહિ સાંભળો ?

વચન પાળવા કાજ, રામજી વનમાં સિધાવ્યા,
વચન પાળવા કાજ, વામન બળી ઘેર જાચ્યા;
વચન પાળવા કાજ, કૃષ્ણે કુબ્જાને આણી,
વચન પાળવા કાજ, હરીશ્ચંદ્રે વેચી રાણી;
વચન પાળવા કાજ, પાંડવોએ આપી નારી,
વચન પાળવા કાજ, રામે અહલ્યા ઉદ્ધારી;
વચન પાળવા કાજ, વિભીષણે તજ્યો નીજ ભ્રાતા,
વચન પાળવા કાજ, ફરસુરામે મારીનીજ માતા.

કુમુદા, પવિત્ર કુમુદા, સત્ય, ધ્યાન, ધર્મને કર્મ સહુ વચન જાતાં થઇ રહ્યું, વચન જાતાં સત્યવાનને જીવતાં તો મરવું ભલું કુમુદા, ખરો ક્ષત્રી પુત્ર પ્રાણ જતાં પણ વચનને તજતો નથી.

**કુમુદા:**—ધન્ય ક્ષત્રી કુમાર ધન્ય છે, આપના મુખમાંથી નીકળતાં મધુરાં વચનોથી મારૂં હૃદય શાંત થયું છે, મારા ચંદ્રને આપ મેળવી આપશો, એવી મારી સંપૂર્ણ ખાત્રી થાય છે. રાજ્યયોગી, હું આપના કરેલા ઉપકાર કદી વિસરનાર નથી.

આવી વાર્તા ચાલે છે, તેવામાં તેજ વખતે " ઝેરીમુખે " તે

બગીચામાં છુપી રીતે પ્રવેશ કર્યો, તે છુપાતો, છુપાતો જ્યાં કુમુદ-ચંદ્ર ઉભાં હતાં, ત્યાંથી થોડેક દુર આવી પહોંચ્યો. ને કુમુદ—ચંદ્રને ઉભેલાં જોઇ આશ્ચર્ય પામ્યો? ને મન સાથે વિચાર કરવા લાગ્યો અરે! આ હું શું જોઉછુ, કે માંરી આંખો મને ઠગે છે, (વિચાર કરી) નહિ, નહી, તે તેજ છે, કુમુદાને મારા હાથમાથી છોડાવનાર, તે તેજ પુરૂષ છે.

તેઓ શુ વાતો કરે છે, તે હું છુંપાઇને સાભળું.

(વનમાળાને જોઈ) અહા! કેવો સમય મારે એકને બદલે બે સુંદરીયોનો લાભ થશે? હમણાજ હું પેલા પુરૂષને તો યમ સદનનો રસ્તો પકડાવું છુ, એમ વિચાર કરી તેણે પહેરેલા ઝભાના ગજ-વામાં પિસ્તોલ કાઢવા હાથ ઘાલ્યો, પણ આ વખતે તેનાં ગજવામાં પિસ્તોલ હતી નહી, તેની પિસ્તોલ તેના નોકરો પાસે ભુલથી રહી ગઇ હતી, ગજવામાં પિસ્તોલ નહી જોવાથી ઝેરીમલ બબડવા લાગ્યો, હું પણ કેવો મુર્ખ કે પિસ્તોલ માગી લેવાનુ ભુલો ગયો; હવે શું કરૂં! પાસે કોઇ છે પણ નહિ, નહિંતો હમણાંજ બહાર ઉભેલા મારા સેવક પાસેથી મારા પિસ્તોલ મંગાવું, કોઇ બીજું માણસ પણ ન-જરે પડતું નથી, હવે કેમ કરૂં! (વિચાર કરી) ઠીક છે, હાલતો હું અહિં સંતાઉં ને જો કોઇ આવતું જતું હશે, તો તેને યુક્તી પ્રયુક્તી-થી સમજાવી, તેની પાસે મારી પિસ્તોલ મંગાવી લઇશ, ને તે પછી મારા શીકાર પર નિશાન તાકીશ. એમ વિચાર કરી પાપી "ઝેરીમલ" કૃતીમ બનાવેલા પહાડની કઢણમાં છુપાયો, ને ત્યાં થતી વાત ચીત ધ્યાનથી સાંભળવા લાગ્યો.

હજી પિતાશ્રી કેમ પધાર્યા નહિ હોય. વનમાળાએ પૂછ્યુ.

**કુમુદે કહ્યું**--શું ખબર પડે, મને લાગે છે કે રાજ્ય સંબંધી કાંઇ કાર્યમાં રોકાયા હશે, તેમને આવવાનો સમય થઇ ગયો છે.

એટલામાં બહાર રણશીંગડાનો અવાજ સંભળાયો; ને વિજયસિંહ મહારાજાએ બગીચામાં પ્રવેશ કર્યો. કુમુદા તથા વનમાળા એ મહારાજાને પ્રણામ કર્યા; તેમને આશીર્વાદ આપી મહારાજા એક કોચપર બેઠા. પ્રછી ચદ્રસિંહે મહારાજાને નમન કર્યું, વિજયસિંહે તેને સામું નમન કરી કુશળ પૃછી પોતાની પાસે પડેલા આસનપર બેસવાનુ કહ્યું, ચદ્રસિહ આસને બેઠા પછી કુમુદા તથા વનમાળા પોતપોતાની જગ્યાયે બેસી ગયાં.

થોડીવાર સઘળાં મૌન રહ્યાં, આખરે મહારાજા બોલ્યા, રાજયોગી આજ તમને આ નગ્રમાં રહે આઠ દિવસ પુરા થયા છે આજે તમે અમને તમારા ભેદથી વાકેફ કરવાનું કહ્યું હતું, તો તમે તમારા કહ્યા મુજબ આજે તમારી વાત અમને જણાવશો, એવી મારી ઇચ્છા છે, તમારી વાર્તા સાંભળવા હું ઘણોજ ઇંતેજાર છુ.

**ચંદ્રસિંહે નમીને કહ્યું**—હા, આજે મને અહિં આવ્યાને આઠ દિવસ પૂરા થયા છે, આજે હું આપને મારી સઘળી ગુહ્ય વાર્તાથી જાણીતા કરીશ ? પણ મહારાજા ! હું આપની પાસે એટલુજ કહેવા માગુંછુ કે મારી વાર્તા ચાલતી હોય, તે અરસામાં મને કોઇયે વચમાં પ્રશ્ન પૂછવો નહિ.

**વિજયસિંહે કહ્યું**—બહુ સારૂં અમે શાંતીથી તમારી વાર્તા શ્રવણ કરશું.

ચંદ્રસિંહે કહ્યું—મહારાજા હું જે વૃતાંત કહેવા માંગુછું, તેમાં અજીતગઢ રાજ્યની સાથે મારી વાર્તાનો સંબંધ છે અને તે વાર્તામાંથીજ આપ મારા ભેદથી વાકેફગાર થશો.

વિજયસિંહે કહ્યું, ઠીક, હવે ચલાવો !

રાજયોગીની વાર્તા સાંભળવા બધાં ઘણાંજ આતુર હતાં, તેઓ રાજયોગીની વાર્તા એક ચિત્તથી શ્રવણ કરવા લાગ્યાં.





# પ્રકરણ ૧૦ મું.

— —

## પૂર્વ કથા.

કુટીલ તજે નહિ દુષ્ટતા, કરે પાપી પાપ અમાપ,
જ્ઞાનદયો અધિક પણ, સમાન ગણે પૂન્ય પાપ.
નિચ ન થાયે કદી ઉચ, વિનય તે અદકો જાણે,
મુખથા બોલે સારા બોલ, શોભે ઇંદ્રવર્ણા પ્રમાણે.



ચંદ્રચિંહ—અહિંથી સોએક કોશ ઉપર અજીતગઢ કરીને એક સદર મોટું નગર આવેલું છે, શહેર બહાર પુષ્પ ભદ્રા નદી વહન કરે છે; દેખાવ તેનો રમણીયનાથી ભરપુર લાગતો હતો. તે નગરમાં મહારાજા કેશરીસિંહ રાજ્ય કરતા હતા, તે વખતે અમરકટક દેશના મહારાજા રણજીતસિંહ તેમના રાજ્ય સાથે બીજાનાં રાજ્ય જીતી લઇ ભેળવી દેતા હતા. આખા દેશમાં રણજીતસિંહની હાક વાગી રહી હતી, તે મહારાજા એક વિર ગણાતો હતો, ઘણાં ખરાં રાજ્યો તેણે જીતી લીધાં હતાં. સઘળા રાજાઓ તેને નમતા ને

ખંડણી ભરતા હતા, પણ ઇશ્વર કૃપાથી અને કેશરીસિંહના બાહુ બળથી તે અજીતગઢ સુધી આવવા પામ્યો નહોતો, મહારાજા કેશરીસિંહના રાજ્યમાં સઘળે શાંતિ હતી; લોકો આનંદમાં રહેતા, રૈયત પ્રમાણીક ઉદ્યોગી ને ચાલાક હતી, ટુકામાં તે રાજ્ય સર્વ પ્રકારે સુખી હતું એટલી વાત કરી ચંદ્રે દુખથી નિશાશો નાંખ્યો, પેલી તરફ જે ઝેરીમલ છુપાઇ રહ્યો હતો, તે ચંદ્રની વાત સાંભળી વિચારવા લાગ્યો. અરે ? આતો અજીતગઢની વાત થાય છે; આ વાત કહેનાર કોણ હશે! મને વ્હેમ પડે છે; જીવ ગભરાય છે; એમ મન સાથે બોલી પાછો કાન માંડી સાંભળવા લાગ્યો. ચંદ્રસિંહે તેની વાત આગળ કહેવા માંડી.

કેશરીસિંહ મહારાજને બે પુત્રો હતા, પાટવી રાજકુમારનું નામ "ચંદ્રસિંહ" ને નાના રાજકુમારનું નામ રણમલસિંહ હતું, બને ભાઇઓ હોંશીયાર ને શુરવીર હતા. એક સમયે મહારાજા દરબાર ભરીને બેઠા હતા, અમીર ઉમરાવ, સામંતો સઘળા પોતપોતાના આસનો ઉંપર બેઠેલા હતા; તેવામાં પ્રતિહારે આવી ખબર આંપી કે મહારાજા બહાર કોઇ એક વૃદ્ધ પુરૂષ તથા તેનો છોકરો આવેલા છે; દેખાવે કોઇ ભુપતિ જેવા જણાય છે, તેઓ અંદર આવવાની આજ્ઞા માગે છે

તેમને સુખેથી અંદર લઇ આવ, મહારાજાએ આજ્ઞા આપી, થોડીવારમાં તે પિતા અને પુત્રને લઇ પ્રતિહાર અંદર દાખલ થયો; આવનાર વૃદ્ધ પુરૂષે ભોંય સુધી નમીને મહારાજાને નમન કર્યું. ને પછી એક બાજુ ઉભા રહ્યા, પછી મહારાજાએ તેમને પૂછ્યું તમે કોણછો ? શા અર્થે તમારૂં આ નગ્રમાં આવવું થયું છે; તમારા મુખપરથી તમે ઘણાજ દુ:ખી હો એમ જણાય છે, તમારૂં કષ્ટ મને

કહો, હું તમારૂં શ્રેય કરીશ! મહારાજાનાં શાંતિજનક શબ્દો સાંભળી તે વૃદ્ધ પુરૂષ કહેવા લાગ્યો; મહાન્ કૃપાળુ નરેશ આ હિનભાગીનું નામ સુર્યસિંહ છે ને આ મારી સાથે છે તે મારો પુત્ર છે તેનું નામ ઝેરીમલ છે. તેનુ કહેવું સાંભળી મહારાજા વચમાં એકાએક બોલી ઉઠયા, શું! સુર્યપુરનો રાજા સુર્યસિંહ ને તે આવે વેષે; સુર્યસિંહ જે બન્યુ હોય તે સત્વર કહી નાંખો! શું ? તમારૂં રાજ્ય પણ તે અધમે લઇ લીધુ; મને તો એમજ જણાય છે.

સુર્યસિંહ—જી હા તેમજ થયુ છે મારા વફાદાર સૈનીકો રણમાં રોળાઇ ગયા મ્હેં [નાઇલાજે નગરના દરવાજા બંધ કરાવ્યા. આખરે અમારો કિલ્લો તુટયો, ને દુશ્મનો એ નગરમાં પ્રવેશ કર્યો, મારાં થોડાં રહેલાં માણસો દુશ્મનની સામાં લઢવા લાગ્યાં; પણ તેઓ શત્રુઓની સામે ટકી ન શકયાં છેવટે શત્રુની ફતેહ થઇ. અમે બાપ દિકરો શત્રુના હાથમાં સપડાયા કરતાં નાશી છૂટવું યોગ્ય ધારી કિલ્લાના છૂપા રસ્તેથી અમે નિકળી ગયા. ચાલતાં ચાલતાં અમે સુર્યપુરથી આશરે ચાળીશેક કોશ દુર આવ્યા પછી, એક ધર્મશાળામાં મુકામ કર્યો. થોડીવાર વિશ્રાંતી લીધા પછી કાંઇ સમાચાર મળે એ હેતુથી હું બહાર નિકળ્યો, તો મને લોકોને મોઢેથી ખબર મળી કે મારા વ્હાલા સુર્યપુરનો દુશ્મનોએ નાશ કર્યો છે. રાજ્ય મહેલને સળગાવી મુકવામાં આવ્યો છે, ને તેમાંનું સઘળું દ્રવ્ય લુંટી લીધું છે. મારી પ્રીય રાણી મને યુદ્ધમાં મુએલો જાણી સતિ થઇ છે, અને મને

પકડવાને ચોગરદમ માણસો દોડાવ્યાં છે. એવા સમાચાર મેળવી હું ઉતરી ગયેલે ચહેરે ધર્મશાળામાં દાખલ થયો, ને એક ખૂણામાં બેસી વિચાર કરવા લાગ્યો, કે હવે અમારે કોઇ બળવાન મહારાજાને શરણે જવું. ને તેની સેવા કરી સમય આવે શત્રુ સામે થવું; પણ મારી ધ્યાનમાં તે અમર કંટક ભૂપતીની બરોબરી કરી શકે એવો એકે નૃપતિ આવ્યો નહિ. છેવટે ઘણો વિચાર કરવાથી મારી નજરમાં આપશ્રી તેની બરોબરી કરી શકો તેમ લાગવાથી, અમે આપને શરણે આવેલા છીએ. આપ અમને આપની શિતળ છાંયાનો આશરો આપશો એવી મારી આશા છે.

**કેશરીસિંહ**--ગભરાશો નહિ સુર્યસિંહ. શરણાંગતનું રક્ષણ કરવું એ ક્ષત્રીયોનો ધર્મ છે, માટે સુખેથી તમે બંન્ને જણ મારા નગ્રમાં રહો, હું તમને મારા ઉપર સેનાપતીની જગ્યા સોંપું છું, ને આ તમારા પુત્રને કેળવાવા માટે જમાદારની પદવી આપું છું; સમય આવે તમારા દુશ્મનને તેનાં કૃત્યનું ફળ આપીશું.

**સુર્યસિંહ**—કૃપાળુ રાજન્ ઘણોજ ઉપકાર થયો, આપે મને આટલી બધી સ્હાય આપી છે તેનો બદલો હું શી રીતે વાળીશ; ઇશ્વર તમારૂં શ્રેય કરશે! મહારાજા! હું તથા મારો પુત્ર નિમકહલાલીથી આપની સેવા કરીશું.

તેવી રીતે તે બાપ દિકરો અજીતગઢમાં રહેવા લાગ્યા, થોડાં વર્ષ પછી તે વૃદ્ધ સુર્યસિંહનું મૃત્યુ થયું. તેણે પોતાના જીવતાં

સુધી રાજ્યની સારી સેવા બજાવેલી; તેથી તેના મરણથી મહારાજાને ઘણું લાગી આવ્યું, ને તેની ઘટતી ક્રીયા કરી. દીવસો ઉપર દિવસ જવા લાગ્યા. પછી એક દિવસે મહારાજા કેશરીસિંહ પોતાના પ્રધાનને એકાંતમાં બોલાવી કહેવા લાગ્યા પ્રધાનજી જુવો હવે મારી પણ ઉમ્મર થઈ લગભગ એંશી વર્ષની મારી ઉમ્મર થવા આવી; કાળનો ભરોંશો નથી; માટે જો તમારો વિચાર હોય તો મારી હયાતીમાં "ચંદ્રસિંહ" ને રાજ્યાભિષેક કરીયે.

જુઓને ચંદ્ર પણ જોતજોતામાં મ્હોટો થઇ ગયો, તેને માટે રાજા કન્યાઓનાં માગાં પણ ઉપરા ઉપરી આવે છે, પણ મને ચંદ્રને લાયક એકે કન્યા યોગ્ય લાગતી નથી, મારા સાંભળવા પ્રમાણે વિજયનગરના મહારાજાની કન્યા આપણા ચંદ્રને લાયકની છે, એમ હું ધારૂં છું, તો જો તમારી સલાહ હોય તો આ બન્ને કાર્ય હવે જલદીથી કરી નાંખીયે.

મહારાજા, આપનો વિચાર ઉત્તમ છે, આપણે રાજ્ય ગોરને બોલાવી શુભ મુહુર્ત જોવરાવીયે, ને તે પછી વિજયસિંહ પાસે કન્યાનું માગું કરાવીયે, પ્રધાને કહ્યું.

પ્રધાનજીની સલાહ મળતાં મહારાજાએ રાજ્યગોરને બોલાવી મંગાવ્યા, ને તેમને સઘળી વાત કહી; રાજ્ય ગોરે તે શુભ કાર્ય કરવાને વસંત પંચમીનું મુહુર્ત આપ્યુ. તેથી કેશરીસિંહે રાજ્યગોર ને વિજયગઢ વિજયસિંહ પાસે કન્યાનું માગું કરવા મોકલ્યા, વિજયસિંહ મહારાજાએ ચંદ્રસિંહને કન્યા આપવા હા પાડી, તે શુભ સમાચાર લઇ રાજ્યગોર થોડા દિવસમાં અજીત ગઢ આવી પહોંચ્યા, ને મહારાજા ને શુભ સમાચાર જાહેર કર્યા.

નગરમાં ધામધુમ થવા માંડી, વસંતપંચમીને હજી વાર હતી તે પહેલાં નગ્રમાં તેમ રાજ્ય મહેલમાં શોભાઓ થવા લાગી. તે અરસામાં એક ઘણોજ ઉશ્કેરાવનારો બનાવ બન્યો. થોડીવાર ચંદ્ર શાંત રહ્યો, તેથી વિજયસિંહે પૂછ્યુ ? રાજકુમાર, આતો મ્હારી અને કેશરીસિંહના સંબંધી તમે વાત કહી, આ વાતમાં તમારે શો સંબંધ છે, તે આપને આગળ ઉપર જણાશે ચંદ્ર ટુંકાણમા જવાબ આપી આગળ કહેવા લાગ્યો ?

સુર્યપુરનો રાજા સુર્યસિંહ મરણ પામ્યો હતો, તેના મૃત્યુ પછી મહારાજા કેશરીસિંહે તેના પુત્રને નગરના કોટવાળની પદવી આપી હતી, તે સુર્યસિંહનો પુત્ર ઝેરીમલ ઘણોજ દુષ્ટને નીચ વૃતીનો હતો, દેવીનો ચુસ્ત ભક્ત હતો, નાનપણમાં તે એક યોગીની પાસેથી સાધારણ મંત્ર વિદ્યા શીખ્યો હતો, નગ્રમાં ઝેરીમલ મરજી મુજબ વર્તન ચલાવવા લાગ્યો, તેથી રૈયત તેનાથી કંટાળવા લાગી. એક વખતે તે ઝેરીમલ અશ્વપર સ્વાર થઇ નગ્રની બ્હાર સરોવર કિનારે ફરવા ગયો, દવયોગે તે સરોવરને કિનારે અજીતગઢના નગર શેઠની પુત્ર વધુ તેની સખીયો સાથે ફરવા આવી હતી. તે બાઇને જોઇ ઝેરીમલ મોહીત થયો, તેણે તે સ્રીને ઉપાડી જવા નિશ્ચય કર્યો; ઝેરીમલે અશ્વને ચાબુકનો પ્રહાર કર્યો, ને દોડતે ઘોડે તે બાઇની નજીક જઈ, ચાલાકીથી એકદમ તે સ્રીને અદ્ધર ઉપાડી. લઇ અશ્વપર નાખી અશ્વ દોડાવી મૂકયો તે બાઇની સાથે આવેલી સાહેલીયો રોતી કકળતી ઘેર જઇ બાઇને કોઇ ઉપાડી ગયું તે સમાચાર કહ્યા, નગર શેઠને ત્યાં હાહાકાર થઇ રહ્યો, ને તે બાઇના શોધને અર્થે ઘણાં માણસો દોડાવ્યાં.

પેલી તરફ ઝેરીમલ તે બાઇને લઇને ગુપ્ત રસ્તેથી પોતાના મકાને આવી પહોંચ્યો, બાઇને ત્રીજે મજલે લઇ જઈ, તે દુષ્ટ નીચ

માગણી કરવા લાગ્યો, પણ તે કુળવાન સ્ત્રી તેનો તિરસ્કાર કરી ધીક્કાર આપવા લાગી. તેવામાં નાનો રાજકુમાર રણમલ ઝેરીમલના મકાન આગળ થઇને જતો હતો, તેણે વિચાર્યું કે લાવ હું આટલે સુધી આવ્યો છુ, તો ઝેરીમલને મળતો જાઉં. એમ ધારી રણમલે ઝેરીમલના મકાનમાં પ્રવેશ કર્યો, ઝેરીમલે ભુલથી મકાનનું દ્વાર બંધ નહીં કરેલું; તેથી રણમલને અંદર દાખલ થતાં અડચણ પડી નહીં રણમલ ઝેરીમલને શોધતો શોધતો ત્રીજે મજલે આવી પહોંચ્યો, ને ત્યાં થતી ગરબડ એક જાળીયામાંથી જોવા લાગ્યો; રણમલ જુવે છે તો ઝેરીમલ તે બાઇ ઉપર જુલમ ગુજારવા તૈયાર થયો છે. હવે મારૂં શિયળ ભંગ થશે ધારી તે સ્ત્રીએ પોતાના બંન્ને હાથે પોતાનું ગળું દબાવી જોતજોતામાં પ્રાણ ત્યાગ કર્યો; બાઇને મરી ગયેલી જોઇ તે પાપી ભયભીત થયો. ને આખરે હિંમતઆણી ખુન છુપાવા માટે તલવારથી તે બાઇના શરીરના નાના ટુકડા કરી જમીનમાં ડાટવા લાગ્યો.

આ બધું થોડીજવારમાં બન્યું, હજી રણમલ અંદર જવા વિચાર કરે છે; તે પહેલાં તો આ બધુ બની ગયુ. રણમલ ઝેરીમલનુ આવું ઘોર કૃત્ય જોઇ મનમાં તેનો તિરસ્કાર કરવા લાગ્યો: તેના શરીરમાંથી કંપારી નીકળી ગઈ, ઓ ? ઉપરથી સુંદર જણાતા ઝેરીમલ, જેવો તું ઉપરથી સુંદર દેખાય છે તેવોજ તું અંદરથી મલીન છે; તારૂં હૃદય પાપથી પરાપુર્ણ ભરેલુ છે, હત્યારા આ ત્હેં શું કર્યું આખરે ત્હેં સ્ત્રી હત્યા કરી ? એમ રણમલ મનમાં ઝેરીમલને ધીક્કાર આપવા લાગ્યો.

પછી વિચાર કરી રણમલ ઝેરીમલની પાસે અણચીંતવ્યો આવીને ઉભો રહ્યો, ઝેરીમલ રણમલને જોતાંજ ભયથી ધ્રુજવા લાગ્યો;

તેના મુખપર શ્યામતા ફરી ગઇ. પછી રણુમલ ઝેરીમલને શાંતતાથી પૂછવા લાગ્યો ! કાં ! ઝેરીમલજી આ શું કરો છો ? આમ કરવાનું કારણુ ? રણુમલને શો જવાબ આપવો તે તેને સુજ્યુ નહિ, છેવટે તે પાપીએ રણુમલની પણુ હત્યા કરવાનો નિશ્ચય કર્યો; ને જવાબ આપ્યા વિના આવુંછુ કહી તે ઓરડા તરફ ગયો, ને ઓરડામાંથી એક તિક્ષણ નાની કટાર બાંહ્યમાં છુપાવી બહાર આવ્યો. ચતુર રણુમલ જો કે નાનો હતો પણ તુરત ચેતી ગયો, ને તેણે ત્યાંથી પલાયન કરવાનો ઠરાવ કર્યો, ઝેરીમલને રણુમલ કહેવા લાગ્યો, ઝેરી-મલ ? ત્હેં આ ખુન કર્યું છે તે હુ જાણુંછુ તે મ્હેં નજરો નજર જોયુ છે; પણ ગભરાઇશ નહિ હુ આ વાત કોઇને જણાવીશ નહિ. પણ જો સાંભળ હજી તારે આ મુડદાના કટકા દાટવાના બાકી છે, ને નીચેનાં દ્વાર ઉઘાડા છે માટે જો કોઈ આવી ચઢશે તો પૂરી ફ- જેતી થશે તેથી હું નીચે જઇ દ્વાર બંધ કરી આવું. તુ ત્હારૂં કામ પુરૂં કરી નાખ એમ કહી જવાબની રાહ જોયા શિવાય રણુમલ નીચે ઉતરી પડયો, ને બ્હાર આવી તેણે સીધો રાજ્યમહેલનો રસ્તો પકડયો.

આટલી વાત કહી "ચંદ્રસિંહ" થોડીવારને માટે શાંત રહ્યો.

કુમાર વચમાં બોલુંછું. તેને માટે ક્ષમા યાચુંછું, પણ તમે કયા ઝેરીમલની વાત કરો છો, સંભ્રમમાં પડી વિજયસિંહે પૂછ્યુ,

રાજકન્યા કુમુદાનું હરણ કરનાર, આપના સેનાધીપતી "ઝેરી મલ" તેજ પાપી ઝેરીમલની હું વાત કરૂં છું. "ચંદ્રસિંહે" ઉં શ્કેરાઇ જઇ જવાબ આપ્યો, હેં ? શુ કહો છો ? તે પાપી એટલે અધમ હતો, અફસોશ ! મને પહેલાં ખબર પડી નહિ, હું તો પાપીને

સત્વર વિનાશ કરી નાંખત; તે વિષ વૃક્ષને આગળ વધવા દેત નહી કહી વિજયસિંહ વિચાર કરવા લાગ્યા.

છુપાએલો "ઝેરીમલ" વાત સાંભળતાં સાંભળતાં આકળવિકળ થવા લાગ્યો, ને પોતાનો નાશ કરવાનું " વિજયસિંહના મુખથી સાંભળી ક્રોધથી મનમાં બબડવા લાગ્યો, હા હુંજ ઝેરીમલ, હું તેજ કાળો ઝેરી નાગ; અરે વિજયસિંહ તું મારો નાશ કરવાનો વિચાર કરે છે, પણ તે પહેલાં આ ઝેરથી ભરેલો ભુજંગ તને દંશ દઈ તારો પ્રાણ લેશે.

અરે વિજય સંભાળ જે, જલદી ઘડું છું તારો ઘાટ;<br>
રંડાવીશ તુંજ રાણીને, હવે ફરીશ તારે માટ.<br>
વિષધર હું ભુજંગછું, હૃદયે રાખીશ હું હામ;<br>
જો ન મારૂં હું તુજને, ઝેરીમલ નહી મુજ નામ.

અરે ! પણ આ દુષ્ટ વાત કહેનાર કોણ હશે ? તે મને સમજાતું નથી, હું તેને ફક્ત કુમુદને છોડાવનાર તરીકે ઓળખું છું. તેની આ વાત કહેવાની શું મતલબ હશે; અરે ! તે મારી બધી વાત જાણતો હોય તેમ લાગે છે, અરે ! તે અત્યારે મારીજ વાત કહે છે, ને મારાં છીદ્રો ઉઘાડાં કરે છે. હાય ! શું કરૂં શસ્ત્ર હીનછું, નહીતો આ પળેજ તેને વાત કહેતો બંધ પાડું એમ મનમાં વિચાર કરતો શાંતી ધારણ કરી વાત સાંભળવા લાગ્યો.

હાં, રાજકુમાર પછી શું થયુ, વિજયસિંહ ચંદ્રને વાત કહેતો બંધ રહેલો જોઈ કહ્યું.

**ચંદ્રસીંહ—આગળ કહેવા લાગ્યો.**

પછી, રણુમલ કેમ ઉપર આવ્યો નહિ, તેની તપાસ કરવા ઝેરીમલ નીચે ઉતર્યો, નીચે રણુમલને ન જોયાથી તે ગભગવા લાગ્યો દ્વાર બંધ કરી તે પાપી પાછો ઉપર ગયો; ને મુરદાના બાકી રહેલા કટકાને જમીનમાં બરાબર દાટી, સ્નાન કરી, નીવૃત થઈ નિંદ્રા લેવા પડયો આ વખતે રાત્રી પડી ગઈ હતી, પાપીને ઉંઘ આવી નહિ, તે આમથી તેમ પથારીમાં આળોટવા લાગ્યો; ને જેમ તેમ કરી મનને શાંત કરી નિંદ્રાધિન થઈ ગયો.





# પ્રકરણ ૧૧ મું.

---

## પૂર્વ કથાનો અંત.

ઓળખતાં નિજ સ્નેહીને, અંતરે આનંદ વ્યાપતો,
સ્નેહ એવી ચીજ છે, સ્નેહિનો પ્રેમ વધારતો.

---




જે દિવસે પ્રાતઃકાળે આખા નગ્રમાં નગર શેઠની પુત્ર વધુ ગુમ થયાના સમાચાર ફેલાઇ ગયા, શોધમાં ગયેલાં માણસોએ આખી રાત્રી નગ્રમાં નદીના નાળામાં જંગલમાં સઘળે તપાસ કરી પણ ક્યાંઇથી પત્તો લાગ્યો નહિ.

નગરજનો શોકમાં ગરકાવ થઇ ગયા, રાજ્ય કચેરીમાં મહારાજા શોકાતુર વદને બેઠા હતા; રાજ્ય દરબારમાં પ્રધાન, સેનાપતી રાજકુમાર “ચંદ્રસિંહ” કોટવાળ “ઝેરીમલજી” બેઠા હતા તેટલામાં નગરશેઠ રોતો કકળતો સભામાં આવ્યો, ને હજી કાંઇ પત્તો મળ્યો નથી એમ મહારાજાને કહેવા લાગ્યો. આવો કોઇ વખત નહી બનેલો બનાવ જોઈ મહારાજા ઘણાજ ઉશ્કેરાઇ ગયા ને કોટવાળને કહેવા લાગ્યા.

ઝેરીમલ કોઈ દિવસ નહી ને આજે આપણા નગ્રમાં આવો ભયંકર બનાવ કેમ બન્યો ? તે સમજાતું નથી, માટે તમે તપાસ કરો, આ કામના જોખમદાર તમે છો ' પણ કોટવાળ શું ખબર લાવે, કામ કરનાર પોતેજ તોપછી શી ખબર પડે. મહારાજાનાં વચન સાંભળી ઝેરીમલ કહેવા લાગ્યો, કૃપાળુ ! ગઈ આખી રાત્રી મ્હેં શોધ કરવામાં જ ગુજારી છે. આખું નગ્ર ફરી વળ્યો પણ કાંઇ પત્તો ન મળ્યો, તેનાં વચન સાંભળી મહારાજા દીલગીર થયા, સર્વ સભા દીલગીરીમાં ગરકાવ થઈ ગઇ; નગરશેઠ ઘણુંજ કલ્પાંત કરવા લાગ્યો. તેજ પળે "રણમલે" રાજ્ય સભામાં પ્રવેશ કર્યો; "રણમલને જોતાંજ "ઝેરીમલ" ભયથી કંપવા લાગ્યો.

બાપુ રણમલ આવ્યો ? કહી મહારાજા એ તેને વ્હાલથી બોલાવ્યો, ને પોતાની પાસે બેસાડી કહેવા લાગ્યા, રણમલ આજે આપણા નગ્રમાં એક અજબ બનાવ બન્યો છે, આપણા નગર શેઠના પુત્રની સ્ત્રીને, કોઇ હરામખોર હરણ કરી લઇ ગયો છે; તેનો પતો લાગતો નથી.

પિતાજી ? હરણ કરી જનાર પાસે છે, છતાં આપ તેને કેમ પકડી શકતા નથી ' રણમલે ઉભા થઇ કહ્યું. અરે ? એવો કયો ચંડાળ મુઓ છે ? રણમલ બતાવ જલદી કહે કે તે પાપી કોણ છે ? મહારાજા ગર્જી ઉઠયા, પિતાશ્રી ? આ...આપના કોટવાળ "ઝેરીમલજી પોતેજ. રણમલે ખુલ્લુ કહી દીધુ હેં ? સર્વ સભામાંથી શબ્દ નિકળ્યો મહારાજા એકદમ તલવાર ખેંચી "ઝેરીમલ તરફ ધસ્યા ને જેવા તેની ઉપર ઘા કરવા જાય છે કે તરતજ "ચંદ્રસિંહે" તેમનો હસ્ત પકડયો, ને કહેવા લાગ્યો, બાપુ ધીરા થાઓ ગુન્હેગારની હકીકત તો

સાંભળો સાહસ શા માટે કરોછો; આથી મહારાજા પાછા આસને બેઠા, ને ઝેરીમલને પૂછવા લાગ્યા. બોલ પાપી આ કાર્યમાં તારો હાથ છે ? મહારાજ હું બીન ગુન્હેગાર છું, ઝેરીમલે બચાવ કરી કહ્યું.

મહારાજા તેનો જવાબ સાંભળી વિચાર કરવા લાગ્યા, અરે હવે મારે ગુન્હેગારને શી રીતે પકડવો એમ વિચાર કરતા રણમલ સામુ જોવા લાગ્યા. " રણમલ પિતાનો વિચાર જાણી ગયો, ને કહેવા લાગ્યો. પિતાજી, આ નિમક હરામીએ તે બાઇનું કાલે સમી સાંજે સરોવર કિનારેથી હરણ કર્યું હતું; ને છેક સાયંકાળે તે બાઇને ઘેર લાવ્યો હતો. તે બાઇને ત્રીજે મજલે લઇ જઇ સમજાવવા લાગ્યો, તે વખતે હું ત્યાં થઇને રાજ્યમહેલ તરફ આવતો હતો, મને વિચાર આવ્યો કે લાવ ઝેરીમલને મળતો જાઉ, એમ ધારી હું તેના મકાનમાં દાખલ થયો. ને તેને શોધતો હું ત્રીજે માળ ગયો, ને એક જાળીયામાંથી જોઉં છું તો, ઝેરીમલ તે નિર્દોષ બાઇની ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો હતો, તે બાઇયે પોતાનું શિયળ ભંગ થશે, ધારી આત્મ હત્યા કરી હતી. બાઇને અચાનક મૃત્યુને વશ થયેલી જોઇ આ દુષ્ટ ધ્રુજવા લાગ્યો, તોપણ હિંમત કરી તલવારથી તે બાઇના મુડદાના ટુકડા કરી, ખુન છુપાવા માટે જમીનમાં દાટયા છે. તેની તપાસ કરાવો. આવું સાંભળી મહારાજા એ તરત ચંદ્રસિંહને થોડા સિપાઇયો સાથે ઝેરીમલના મકાને જઇ તપાસ કરવાની આજ્ઞા કરી. ઝેરીમલ ઘણોજ ગભરાઇ ગયો ને ભયથી આમ તેમ નાશી છૂટવાનો માર્ગ ખોળવા લાગ્યો, મહારાજા નો વિચીક્ષણ પ્રધાન તેના મનનો ભાવાર્થ જાણી ગયો; ને તેને એકદમ બંધન કરવાની સિપાઇને આજ્ઞા કરી. હુકમ થતાંજ બે સિપાઇઓએ તેને બંધીવાન બનાવી દીધો, તેટલા વખતમાં તે બાઇના

શરીરના કટકાની પોટલી બાંધી, સિપાઇઓ સાથે રાજકુમાર ચંદ્રસિંહ આવી પહોંચ્યો; ને પોટલી છોડી બાઇના શરીરના ટુકડા મહારાજાને બતાવ્યા. ઝેરીમલનું આવુ નિર્દય કમકમાટી ઉપજાવે તેવું કૃત્ય જોઇ સર્વ સભાજનો દીગ્મુઢ બની ગયા, બિચારો નગર શેઠ તો તેની પુત્ર વધુનું આવું ઘાતકી રીતે થયેલું મરણ જોઇ ગાંડા જેવો બની ગયો.

મહારાજાના ક્રોધનો તો પારજ નહોતો, તેમણે રક્ત નેત્રોથી ઝેરીમલને પૂછ્યું ? બોલ પાપી હવે તું શો જવાબ આપે છે ?

મહારાજાનો પ્રશ્ન સાંભળી તે પાપી હિંમત ધરી ગુન્હાનો ઇનકાર કરવા લાગ્યો. તેને ઈનકાર કરતો જોઈ મહારાજા ક્રોધથી ગર્જના કરીને કહેવા લાગ્યા,

ઓ વિશ્વાસઘાતી કુતરા ! તને શું કરૂં ! તારૂં કૃત્ય જોતાં તો તારા રાઇ રાઇ જેટલા ટુકડા કરવા ઘટે છે પણ લાચાર છુ કે મ્હે તારા બાપને તમને શરણે રાખવાનુ અભય વચન આપેલું છે, એટલે હુ તને કાંઇ કરી શકતો નથી. ઓ નિમકહરામી હું તને જીવતો છોડું છું અને આ ભરી સભામાં તને સો સખ્ત ફટકા મારવાનો હુકમ કરૂંછું, જો કે તારા ગુન્હા તરફ જોતાં તને મ્હોતની શીક્ષા મળવી જોઇયે પણ મારા વચનને હું વળગી રહી તને જીવતો છોડુંછું.

મહારાજાનો હુકમ થતાંજ સિપાઇયોએ ઝેરીમલને સભાની વચમાં ઉભો રાખી, પીઠપરનાં વસ્ત્ર દુર કરી તેને મીણના પાયેલા મજબુત કોરડાથી ફટકા મારવા શરૂ કર્યા, ઝેરીમલ બુમેબુમ પાડવા લાગ્યો, તેના બરડામાંથી રક્તની ધારા વહેવા લાગી, પચાસ ફટકા પુરા થતા થતામાં તો તે પાપી બેભાન થઇ જમીનપર ઢળી પડયો,

મરતજ સિપાઇયોએ તેને ઠંડુ પાણી છાંટી સાવધ કર્યો; ને બાંકીના ફટકા મારવા ઉભો કર્યો, પાપીના શરીરપર ફટકાના પ્રહાર થવા લાગ્યા; તેનો બરડો સુઝી ગયો, ને તે ફટકાનો માર પણ પૂરો થયો.

રૂદન કરતો ઝેરીમલ સભા વચ્ચે નીચું વદન કરી ઉભો રહ્યો, તેને પછી મહારાજાએ કહ્યું, હત્યારા ! તું અત્યારે ને અત્યારે મારૂં નગર છોડીને ચાલ્યો જા, એક પળ પણ હવે હું તારૂં શ્યામ મુખ જોવા ઇચ્છતો નથી; જો કોઈ દિવસ મારી સરહદમાં તને જોવામાં આવશે, તો એમ સમજજે કે તું ભુંડા હાલે મરશે.

જા. ચાલ્યો. જા, સિપાઇ તેને ધક્કા મારી બ્હાર કાઢી મુકો, પછી સિપાઇએ તેને ધક્કા મારી બહાર કાઢી મુક્યો, તે પાપીને તો એટલુંજ જોઇતું હતું; સભામાથી બ્હાર નિકળ્યા પછી તે પોતાને મકાને ગયો ને ત્યાંથી તેણે એકઠા કરેલા હિરામાંથી બે અમુલ્ય હિરા લઇ અજીતગઢનો ત્યાગ કરી ચાલી નિકળ્યો.

આટલી વાત કરી ચંદ્ર પાછો ચુપ રહ્યો.

ઓ હીચકારા, તારી જીભ બંધ કર, સંતાયેલો ઝેરીમલ મનમાં ગરજી ઉઠયો.

અરે! આ શેતાન કોણ હશે? તે મારાથી સમજાતું નથી? એમ બોલી વળી પાછો સાંભળવા લાગ્યો.

ચંદ્ર થોડીવાર થોભી આગળ વાત કહેવા લાગ્યો.

પછી કેશરીસિંહ નગર શેઠને શાંત કરી, ગઇ ગુજરી ભુલી જવાનું કહી, તેમને જ્ઞાનનો ઉપદેશ કરી ઘેર વિદાય કર્યા. એવી રીતે સમય વિતવા લાગ્યો, નગર જનો બનેલો બનાવ ભૂલી જઇ આનંદ કરવા લાગ્યા, વસંત પંચમીનો દિવસ પાસે આવવા લાગ્યો; રાજ્ય

મહેલમાં રાજ્યા ભિષેકની તૈયારીઓ થવા લાગી, પણ મનુષ્ય ધારે છે શું? ને ઇશ્વર કરે છે શુ?

એક સાયંકાળે તે ચંડાળ ઝેરીમલે છુપા વેશથી નગરમાં પ્રવેશ કર્યો, ને નાના રાજકુમાર રણમલસિંહને શોધવા લાગ્યો. તે વખતે રણમલ શિકારેથી નગર તરફ પાછો આવતો હતો, ને તેને રસ્તામાંજ ઝેરીમલ મળ્યો, ચતુર રણમલે તેને ઓળખ્યા; ને તેને ગુપ્ત વેશથી આવેલો જોઇ આશ્ચર્ય પામ્યો.

રણમલને જોઇ ઝેરીમલ તેની પાસે આવ્યો, ને નમીને ક્ષમા માગવા લાગ્યો; રણમલ તે દુષ્ટના કાલાવાલાથી ભોળવાયો. જાળમાં માછલું બરાબર ફસાયું છે, ધારી "ઝેરીમલ રણમલને ત્યાંથી થોડેક દુર સમજાવીને લઇ ગયો; ને પાસેથી સાકર કાઢી રણમલને આપતાં બોલ્યો, કુંવરજી! આપે મને ક્ષમા આપી કૃતાર્થ કર્યો છે, પ્રભુ આપનું સર્વદા શુભ કરો! લ્યો? હું આ માતાજીનો પ્રસાદ લાવ્યો છું, તે આપ આરોગો; એમ કહી ને દુષ્ટે રણમલને સાકર ખવરાવી દીધી. સાકર ખાતાંજ રણમલનુ માથું ભમવા લાગ્યુ, ને તેને ખબર પડી કે કંઇક દગો થયો છે, તેણે બુમ પાડવા પ્રયત્ન કર્યો કે તરતજ તે પાપીએ તેના હાથથી રણમલનુ મુખ બંધ કર્યું; થોડીજવારમાં રણમલને ઉચકી ઝેરીમલ ઘોડાપર સ્વાર થયો, ને ઘોડું જંગલને રસ્તે દોડાવી મુક્યો. રાત્રી પડી હજી રણમલ કેમ આવ્યા નહી ધારી, મહારાજા ફીકર કરવા લાગ્યા. દરવાજેથી એક માણસ કે જેણે રણમલને ઉચકી જતાં જોયો હશે, તેણે આવી, કોઇ અજાણ્યો માણસ રાજકુમારને ઉપાડી ગયો છે, તેવા સમાચાર આપ્યા.

તેના આવા સમાચાર સાંભળી મહારાજા એ તેજ વખતે પહે-

રેગીરો ને દોડાવ્યા સવાર સુધી રખડી રઝળી પહેરેગીરો પાછા આ-
વ્યા. નગરમાં હાહાકાર વ્યાપી રહ્યો મહારાજા તો રણમલની શોધ
નિષ્ફળ ગયેલી જોઇ બે ભાન જેવા બની ગયા.

પાટવી રાજકુમાર પિતાનુ આશ્વાસન કરવા લાગ્યો, ને તેમના
હૃદયનું સમાધાન કરી પિતાની આજ્ઞા લેઇ બાઇની શોધ કરવા
પોતે નિકળી પડયો. અજીતગઢમાં એકાએક ઉપરા ઉપરી આવા બ-
નાવ બનવાથી મહારાજા તેમજ અન્ય નગરજનો ગભરાઇ ગયા, તે
આ બધા પ્રપંચનો કરનાર ઝેરીમલજ છે. એમ સૌ કોઇ માનવા લાગ્યા.

એમ કરતાં કરતાં બે માશ નિકળી ગયા, પણ રણમલની કાંઇ
ખબર મળી નહિં. અધુરામા પુરૂં પાછો "ચંદ્રસિંહ" જે રણમલની
શોધમાં નિકળયો હતો, તેનો પણ પતો નહોતો તેથી મહારાજા શો-
કાતુર રહેવા લાગ્યા તેમને સઘળો વૈભવ સ્મશાનવત્ લાગવા માંડયો.

થોડા દિવસ પછી શિવ રાત્રીનું પર્વ આવ્યું, તે દિવસે એવો
નિયમ હોય છે કે અજીતગઢની ગાદી ઉપર જે રાજા હોય તે રાજા
એ તેમના ઇષ્ટદેવ શ્રી વિશ્વનાથ મહાદેવનું પૂજન કરવું: ને તે શં-
કરનું પૂજન કરવા રાજાએ પોતે એટલુ કોઇને સાથે લીધા શિવાય
મધ્યરાત્રે જવું. આવો વંશ પરંપરાનો નિયમ હોવાથી કેશરીસિંહ
મહારાજ પૂજનાર્થે જવા મધ્યરાત્રે તૈયાર થયા. વિશ્વનાથનુ શિવા-
લય નગરથી ચાર માઇલ દુર હતું, બરાબર મધ્યરાત્રિએ મહારાજા
સઘળી સામગ્રી લઇને જવા નિકળ્યા.

ઉપરા ઉપરી આવા બનાવ બનવાથી બુદ્ધીશાળી પ્રધાને મહા-
રાજાને એકલા નજવા વિશે ઘણા સમજાવ્યા, પણ મહારાજાએ તે-
નું કહેવું માન્યું નહિં.

મહારાજાની આજ્ઞા ન હોવા છતાં પણ પ્રધાને એક અંગર-ક્ષકને મહારાજાની પાછળ મોકલ્યો કેશરીસિંહે શિવાલયે પહોંચી શ્રી વિશ્વનાથનું પૂજન કર્યું પ્રભુની સ્તુતી કરી આરતિ ઉતારી નચ્ચ તરફ પાછા જવાની તૈયારી કરી.

પાછળ આવેલો અંગરક્ષક રાજા જાણે નહી તેમ રહેવા લાગ્યો દૈવની ગતી વિચીત્ર છે તેની લીલાને ઓળખવા કોઇ સમર્થ નથી? જેવા મહારાજા પાછા ફરવાનો વિચાર કરે છે તેવાજ આશરે પચાશેક માણસો એ ત્યાં નિકળી આવી તેમને ઘેરી લીધા. મહારાજા શસ્ત્રહિન હોવાથી તેમને રોકી શકયા નહીં.

તેમણે હિંમતથી તેઓને પૂછયું? અરે? તમે મને શામાટે ઘેર્યો છે, તમારે શુ જોઇયે છે; હું રાજા કેસરીસિંહ છું.

મહારાજાના પ્રશ્ન સાંભળી તેના જવાબ આપવા તે લોકોમાંથી એક કે જે તેમનો સરદાર હતો તે આગળ આવીને બોલવા લાગ્યો, "કેશરીસિંહ"? તું મારો કેદી છે? હું તને ભયંકર શિક્ષા કરનાર છું તું મને ઓળખે છે? જો? સાંભળ જેનું ત્હેં ભરી સભામાં અપમાન કર્યું છે? તેજ "ઝેરીમલ" આજે તને કેદ કરવા અહિં આવ્યો છે. માટે ચાલ હવે સત્વર શરણુ થા.

ઝેરીમલનાં વચનો સાંભળતાંજ મહારાજાના ક્રોધનો પાર રહ્યો નહિ, પોતાના બંન્ને હાથની મુઠ્ઠાયો વાળી દુસ્મનોને મુષ્ટી પ્રહાર કરવા લાગ્યા; શું! મહારાજા! કેશરીસિંહ! કેદ? એમ કેમ બને, ઓ ક્ષત્રી કુળકંટક હમણાંજ હું તારો ગર્વ ઉતારૂં છું, ચળીયાએ નાગને દબાવ્યો સાંભળ્યો છે? એમ બોલતા મહારાજા ચોગરદમ ઘુમવા લાગ્યા. તેમના પ્રચંડ પ્રહારથી ચાર પાંચ માણસો-

તો, ક્યારનાએ યમલોકમાં પહોંચી ગયા; મહારાજાનો વફાદાર અંગ-રક્ષક પોતાની ફરજ બજાવી માર્યો ગયો. પોતાનાં ચાર પાચ મા-ણસોનો નાશ થયેલો જોઇ ઝેરીમલ ઘણોજ ગુસ્સે થઇ તેના સૈનીકોને કહેવા લાગ્યો !

મહારા બહાદુરો ! શું ! જોઇ રહ્યા છો ! એકદમ આને પકડો બંદીવાન બનાવી દયો.

પોતાના સરદારનો હુકમ મળતાંજ સૈનીકો મહારાજાની ઉપર તુટી પડયા, મહારાજા હિંમતથી શત્રુઓને મારવા લાગ્યા, દુસ્મનોના પ્રહારથી મહારાજાના શરીરમાથી રૂધીર વહેવા લાગ્યુ, ને ઘણુજ રૂધીર વહેવાથી મહારાજા અશકત થઈ જમીનપર ઢળી પડયા, ને બે ભાન થઇ ગયા.

નીચે પડતાંજ શત્રુઓએ તેમને બંધીવાન બનાવી એક ડોળીમાં સુવાડી લઇ ચાલ્યા, ને તેમના મુકામે જઇ મારા સાંભળવા પ્રમાણે તે હત્યારાએ મહારાજાને ગરદન મરાવ્યા છે. પછી તે ઝેરીમલે અમ-રકંટકના મહારાજાને રાજ્યમાંથી ભાગ આપવાની કબુલત આપી તેમના સૈન્યની મદદથી અજીતગઢમાં પ્રવેશ કર્યો. મહારાજા કેશરી-સિંહનો વફાદાર પ્રધાન મહારાજા ના નહી આવવાથી, થોડુંક સૈન્ય લઇ શોધમાં નીકળી ગયો હતો. તે પણ તે વખતે નગરમાં નમળે, તો પણ બાકીના સૈનીકોની મદદથી બહાદુર સેનાપતી અજયસિંહ દુશ્મનોને અટકાવવા સામો થયો, પણ તે બીચારો આખરે તેના સૈનીકો સાથે સ્વાહા મૂઓ: ને ઝેરીમલે જોરથી નગરમાં પ્રવેશ કર્યો

રૈયત ઉપર જુલમ ગુજારી તેમનાં પાસેથી પુષ્કળ દ્રવ્ય મેળવી, અજીતગઢનું રાજ્ય અમરકંટકના રાજાને આપી દીધું, ને તેને પેટ

રણુજીતસિંહ પાસેથી ઘણુંજ દ્રવ્ય લીધુ. પછી ઝેરીમલ અજીતગઢથી ચાલ્યો ગયો, ને થોડો વખત જંગલમાં ગાળી, આપનો પ્રાણ બચાવી, તમારી પાસે રહેવા લાગ્યો.

હવે જે ચંદ્રસિંહ રણમલની શોધમાં નિકળેલો હતો, તેને ભાઇની શોધ નહિ લાગવાથી, પોતાના નગર તરફ પાછો ફરતો હતો; તેવામાં કેશરીસિંહની શોધમા નીકળેલા પ્રધાનનો સૈન્ય સાથે તેને ભેટો થયો. પ્રધાને "ચંદ્રસિંહ" ને ઓળખી સઘળી રાજ્ય સંબંધી વાત કહી, કે જે રાજ્યની ખબર પ્રધાને મેળવી હતી, ને વિશેષમાં જણાવ્યુ કે, આપણું રાજ્ય હાલ રણુજીતસિંહના કબજામાં છે તથા મહારાજાના મૃત્યુના સમાચાર પણ કહી સંભળાવ્યા. "ચંદ્રસિંહ" પિતાના મૃત્યુના સમાચાર સાંભળી રડવા લાગ્યો, પ્રધાન તેને આશ્વાસન આપવા લાગ્યો. થોડીવારે ચદ્રસિંહ તેનું હૃદય હલકું કરી શાંત થયો, ને પ્રધાનને કહેવા લાગ્યો ' પ્રધાનજી ! ચાલો આપણે આપણા નગરમાં જઇ શત્રુને કાઢી મુકીયે ! રાજકુમારનાં વચન શ્રવણ કરી પ્રધાને કહ્યું ! રાજકુમાર ' હાલ આપણાથી નગ્રમાં જવાય તેમ નથી કારણ કે આપણી પાસે પુરતુ સૈન્ય નથી, તેમ તે રાજાનો એવો હુકમ છે કે કેશરીસિંહના પુત્રો જો જોવામાં આવે તો તેમને બંધીવાન બનાવી મારી સમીપ લઇ આવવા, માટે હાલ ત્યાં જવું યોગ્ય નથી, સમય આવે જોઇ લેવાશે એવી રીતે રાજકુમારને સમજાવી સારી શીખામણ આપી તે સુજ્ઞમત્રી આપની તરફ તેના વફાદાર સૈનીકો સાથે આવ્યો છે; ને તે સઘળા ગુપ્ત વેશથી આપની સેવા કરે છે; ને તે પ્રધાનજી હાલ આપની પાસે આપના પ્રધાનપદ ઉપર છે.

**વિજયસિંહ**—( વચમાં આશ્ચર્ય યુક્ત ) શું ! કેશરીસિંહનો વફાદાર પ્રધાન હાલ મારી પાસે છે ?

અરે ! હા ! હવેજ મને ખબર પડે છે, તે ગુણવાળી પ્રધાન વારે વારે મને સારી સલાહ આપે છે, શું ! ચાતુર્યના ! તેની બુદ્ધિના પ્રભાવેથીજ હું રણજીતસિંહ સાથેના યુદ્ધમાં તેની સામે ટક્કર ઝીલી શકયો ! નહીતો તેની સામે થવાનુ મારૂં ગજું નહિ. ધન્ય છે તેને, પણ વારૂં રાજયોગી ત્યારે તમે કોણ છો ! હજી સુધી કાંઇ તમારી વાત મા'રા જાણવામા આવી નહિ.

ચંદ્રસિંહ—મારો પરિચય હવે આપને હમણાંજ થશે.

વિજયસિંહ—એમ તો ઠીક, પણ પછી ચંદ્રનું શુ થયું તે જો તમે જાણુતા હો તો કહો.

ચંદ્રસિંહ—તે પણ હું જાણું છું ! સાંભળો ! પ્રધાનથી છુટો પડયા પછી ચદ્રસિંહ, રણમલને ખોળતો જંગલે જંગલ ભટકવા લાગ્યો.

પણ તેને રણમલની ભાળ મળી નહી. તેથી તેણે વિચાર કર્યો કે ! ચાલ હું વિજય નગર જાઉં ત્યાં તે દુષ્ટ ઝેરીમલ રહે છે. ને ત્યાંજ તે દુષ્ટને તેની કરણીનાં ફળ અપાશે. ને ત્યાંજ મારા વ્હાલા ભાઇનો પત્તો લાગશે. એવો વિચાર કરી ચંદ્રસિંહ આપની તરફ આવવા નિકળ્યો, તે રાજકુમાર ચાલતાં ચાલતાં વિકટ અરણ્યમાં ભુલો પડયો, માર્ગની શોધ કરવામાંજ રાત્રિ પડી. પણ માર્ગ ન જડયો, તેથી તે રાજકુમાર નિરાશ વદને આમ તેમ અથડાવા લાગ્યો, તેટલામાં તેને કાને કારમી ચીશ સંભળાઇ; ચીશનો અવાજ સાંભળી રાજકુમાર તે અવાજ તરફ ધસ્યો. ત્યાં જઇને જુવે છે તો ત્રણ પુરૂષો એક સુંદર બાળાને ત્યાં હરણ કરી લાવેલા હતા. તેથી તે

રાજકુમારે તેમાંના બે પુરૂષોને પીસ્તોલથી પૂરા કર્યા, ને ત્રીજાની સાથે તલવારથી યુદ્ધ કરવા લાગ્યો.

સામા હરીફની તલવાર રાજકુમારની તલવાર સાથે અથડાઇને જમીન પર પડી ગઇ; તેથી સામો માણસ જીવ બચાવવાના ઇરાદે રાજકુમારની નજર ચુકાવી પલાયન કરી ગયો. જે માણસ જીવ બચાવી નાશી ગયો તે માણસ રાજકુમાર "ચંદ્રસિંહનો શત્રુ ઝેરીમલ પોતેજ હતો.

પછી રાજકુમાર ચંદ્રસિંહ તે બાળાની પાસે ગયો, ને તે બાળાનુ શાંત્વન કરી, તેની હકીકત પૂછવા લાગ્યો. તે બાળાએ તેમનો પરિચય આપતાં નામ "કુમુદ" જણાવ્યું, કુમુદને લઇને આપના શરણમાં આવનાર "રાજયોગી" નહીં; પણ મહારાજા કેશરીસિંહનો પાટવી રાજકુમાર "ચંદ્રસિંહ" તે હું આપને પ્રણામ કરૂં છુ, એમ બોલી ચંદ્રસિંહ પ્રણામ કરી ઘુંટણીએ બેસી ગયો.





# પ્રકરણ ૧૨ મું.



ઝેરીખલ.

પાપી સ્વાર્થને સાધવા, કરે પ્રપંચ અપાર;
પણ ધાર્યું તેનું થાય નહિ, ધાર્યું થાય કિરતાર.




જયસિંહ એકાએક આશ્ચર્ય યુક્ત બોલી ઉઠયા, મારી કુમુદને બચાવનાર જે "રાજયોગી" તે શું! "ચંદ્રસિંહ" એમ બોલી મહારાજાઉભા થયા, ને ચંદ્રનો હસ્ત પકડી તેને પોતાના હૃદયની સાથે દાબવા લાગ્યા; ને પછી કહેવા લાગ્યા.

"ચંદ્રસિંહ! તમને આવું કરવું ઘટતું નહોતું. આ રાજ્ય તમારૂં હતું; તમારે શામાટે છુપાવું જોઇયે; રાજકુમારી કુમુદા, "રાજ યોગી" તેજ "ચંદ્રસિંહ" પોતેજ છે ધારી શરમથી નીચું જોયું.

ઝેરીમલ જે વાત સાંભળવા છૂપાઇ રહ્યો હતો, તે જાણે પોતાને કોઇયે ગોળી બ્હાર ન કર્યો હોય; તેમ એકાએક "ચંદ્રસિંહ"ને પ્રગટ થયેલો સાંભળી ચમકયો ને તેને આંખે અંધારાં આવી ગયાં. તે પોતાનું માથું બન્ને હાથે પકડી જમીનપર બેશી ગયો, હવે આપણે ઝેરીમલ અહિં કેવી રીતે આવવા પામ્યો તે તપાસીયે. યોગીંદ્રના ગયા પછી તે ચંડાળે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરી, રણમલને મારી નાંખવાની તૈયારી કરી; ને તેથી તેની શી દશા થઇ તે પણ આપણે પાછળ વાંચી ગયા, ચક્કર ચક્કર ગોળાકૃતીમાં ઉંચે ચઢતો ઝેરીમલ, મોટા જંગલના મેદાનમાં આવી પડયો; નીચે પડતાંજ તેના હાડકાંનો ચુરે ચુરો થઇ ગયો, ઝેરીમલ તે જંગલમાં ઘણા દીવસ સુધી માંદો રહ્યો; જંગલના ભીલ લોકો ને તેની દયા આવી તેથી તે લોકો તેની માવજત કરવા લાગ્યા; તે લોકોની મહેનતથી ઝેરીમલ થોડા દિવસમાં સાજો થઇ ગયો, ને તે લોકોને કળથી સમજાવી પોતાને વશ કરી, તેમનો સરદાર થયો, ને આસ પાસનાં ગામડાઓમાં ધાડો પાડવા લાગ્યો. પછી તેણે તેજ જંગલમાં વિજયસિંહનો પ્રાણ બચાવ્યો તેપણ આપણે જોઇ ગયા, ને ત્યાં પણ તેણે નિમક હરામી કરી, ત્યાંથી નીકળી ગુપ્ત ગૃહ તરફ જવા નિકળ્યો. આ ગુપ્ત ગૃહ તેને ભીલ લોકોએ બનાવ્યુ હતું, ને તે ભીલ લોકોની સાથે ગુપ્ત ગૃહમાં રહેતો હતો. પાંચ વર્ષ પુરાં થયાં હતાં, તેથી તેને યોગીંદ્રની આજ્ઞાનું સાર ગુપ્તગૃહની સ્મૃતિ આવી હતી, ગુપ્તગૃહની સ્મૃતિ આવતાં તે પાપી રણમલને મારી નાંખવા ઝપાટા બંધ ત્યાં જવા લાગ્યો, પણ રામ રાખે તેને કોણ ચાખે. તે દુષ્ટના આવ્યા પહેલાં તો રણમલ ત્યાંથી છુટીને ક્યારનોયે પોતાના ભાઇને મળ્યો હતો.

ઝેરીમલને રણમલના નાશી જવાના સમાચાર મળ્યા, તે ક્રોધથી લાલ પીળો થઇ ગયો ને તેજ વખતે ઘોડાપર સ્વાર થઇ રણમલને પકડી લાવવા નીકળી પડયો. ઝેરીમલ ફરતો ફરતો આઠમે દિવસે વિજય નગરની સરહદમા આવી પહોંચ્યો, ને ગુપ્ત વેશથી તપાસ કરતાં તેને ખબર મળીકે, આ વખતે રાજકુમારી કુમુદા બગીચામા છે. રણમલની શોધમાં નિકળેલાને આ ખબર મળતાંજ આનંદનો પાર રહ્યો નહિ, તે કુમુદાને મેળવવા ઘણોજ આતુર હતો. તેણે નગરમાં જઇ ત્યાથી પોતાના બે ત્રણ મળતીયાઓને લઇ લાગલોજ વિલાશ બાગ આગળ આવી પહોંચ્યો, પોતાના માણસોને બહાર ઉભા રહેવાનું કહી, પોતે એકલો શસ્ત્ર ભુલી જઇ, છુપાતો છુપાતો બગીચામાં દાખલ થયો, કુમુદની સાથે આ બન્ને કોણ છે તથા તેઓ શું વાતો કરે છે તે સાંભળવાના હેતુથી ઝેરીમલ પહાડની કઢણમાં છુપાયો. તેણે "કુમુદ—ચંદ્ર"ની વાત સાંભળી, ને તેનુ બધું પોકળ ખુલ્લું થયું, ને તે સાથે "ચંદ્રસિંહ"ને જાહેર થયેલો જોઇ, આંખે અંધારાં આવી ગયાં, ને તે જમીન ઉપર નીચે બેસી ગયો. તે અરસામાં નાનો રણમલ નોકરના પોશાકમાં ત્યા દાખલ થયો, ને વિજયસિંહને પ્રણામ કરી કહેવા લાગ્યો; બાપુ સાંજ પડવા આવી છે. ભોજનનો સમય થયો છે; તો આપ હવે પધારશો? એટલું કહી એક બાજુએ ઉભો રહ્યો.

ભોજનનો સમય થયો છે ધારી મહારાજા "ચંદ્રસિંહને કહેવા લાગ્યા "ચંદ્રસિંહ" ચાલો ભોજનનો સમય થયો છે માટે હવે આપણે જઇયે. આપ પધારો હું થોડીવારમાં આવું છું. કહી "ચંદ્રસિંહ" ત્યાંથી થોડેક દુર જઇ ફરવા લાગ્યો.

બેટા "કુમુદ" તું ચાલીશ. વિજયસિંહે કુમુદને કહ્યું બાપુ હું તથા વનમાળા આપના ગયા પછી તુરતજ આવીયે છીયે; આપ પધારો, "કુમુદે" ત્યાં રહેવાની ઇચ્છાથી કહ્યું.

"વિજયસિંહ" આનંદ પામી રાજ્ય મહેલ તરફ સિધાવ્યા રાજકુમાર રણમલ પણ એક બાજુ એ પોતાને કોઇ જુવે નહી, એમ ધારી લપાઈને ઉભો રહ્યો. પિતાજીને ગયેલા જોઇ "કુમુદ" વનમાળાને કહેવા લાગી, સખી? આખરે ઈશ્વરે મારા હૃદયની આશા પુર્ણ કરી હોં? મને મારો ખોવાયેલો ચંદ્ર મળ્યો.

ખરૂં છે બ્હેન, પણ જો જો હાં? વળી પાછો તે તમારા હૃદય મદીરમાથી ખશી ન જાય, વનમાળા એ મશ્કરીમાં કહ્યું.

બ્હેન આ ખુશીના સમયે હું એક પુષ્પનો હાર ગુંથી લાવું. એમ કહી વનમાળા પુષ્પ વિણવા બગીચામા ગઇ "ચંદ્રસિંહ" વનમાળાને દુર ગયેલી જોઇ "કુમુદ કુમારી" પાસે આવ્યો ને તેને કહેવા લાગ્યો કાં "કુમારી" તમારો ગુમ થયેલો "ચંદ્ર" આવ્યો કે નહિ; મ્હેં મારૂં વચન પાળયું કે નહિં? કેમ બોલતાં નથી? "કુમુદે શરમથી નીચું જોયું હતું તેથી કોણ બોલે. ફરીથી પાછો "ચંદ્ર" કહેવા લાગ્યો 'કુમારી" કેમ બોલતાં નથી, પહેલાં તો મોટી મોટી વાતો કરતાં હતા; ને હવે તો બોલાતુંયે નથી; પણ "કુમુદે" નીચેથી ઉંચે જોયુંજ નહિ.

"ચંદ્રસિંહ" કુમુદ કુમારીગની પાસે ગયો ને તેનો હસ્ત પકડી કહેવા લાગ્યો; પ્રીય? શુ? તું મારાથી રીસાઇ છે. શું? મ્હારાથી તારો ગુન્હો થયો છે? "કુમુદ" શા માટે તુ બોલતી નથી, બોલો બોલો મારી મધુરી મેંનાં એકવાર બોલો.

નાજુક અલબેલી પ્રીયા, શરમને હવે દુર કરો,
આલીંગન રૂડું અર્પીને, પ્રેમ મુજ હૃદયે ધરો;
આતુર છે મુજ હૃદય, ભેટગા રસિલી તુજને.
ખોલો ઘુંઘટ જલદી હવે, ભાવે ભેટુ ભરી ભુજને.

રસીલી બોલો ? ને આ શરમનો ઘુંઘટ ખોલો ?

જાઓ મને બોલાવશો નહી ! કહી 'કુમુદે' ચંદ્ર નો હાથ તર-છોડી નાંખ્યો.

પ્રીય ! આમ કરવાનું કારણ "ચદ્રે" હસીને પુછયું. તમે ઘણાજ ઠગારા છો ? "કુમુદે" કહ્યું.

શું ? હું ઠગારો છું ? "ચદ્રે" આશ્ચર્ય પામી પુછયું

જી ? હા ! તમે ઠગારા છો તેમજ બેગા ધુતારા પણ છો. "કુમુદે" ચોગ્ય જવાબ વાળ્યો.

ચંદ્રસિંહ—(હસીને) મ્હેં તમને શું ઠગ્યાં, તે કૃપા કરી જણા-વશો તો ઉપકાર થશે,

મારા વ્હાલા ? મારા પ્રભુ ? કહી "કુમુદ" ચંદ્ર ને ભેટી પ-ડી તેની આંખ્યોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં પોતાના રૂમાલથી તેનાં અશ્રુ લ્હોતો "ચંદ્રસિંહ" કુમુદ કુમારીને કહેવા લાગ્યો; પ્રીય રત્ન ? આ માંગળીક પ્રસગે અશ્રુ પાડવા તે ચોગ્ય નથી ?

કુમુદકુમારી—મારા પ્રાણ ! આપને આવું કરવું ઘટતું નહોતું. આમ વેશ બદલીને રહ્યા પણ મને તો કહેવું હતું; તમને મારી પાસે જોઇ હું કેટલી આનંદ પામત; તમે પણ ખુબ કરી છે હાં ! મને પણ ઠગવામાં કસર રાખો

નથીઃ ઠીક છે હવે મારો પણ વખત આવ્યો છે, તમે મને પણ યાદ કરશો, એમ કહેતાં કહેતાં "કુમુદકુમારી હસી પડી.

ચંદ્રસિંહ—મારી મધુરી, ચિંતાને દુર કરો! હવે તો આનંદ થયોને!

કુમુદકુમારી—હા! વ્હાલા! હવે ચાલો આપણે મહેલ તરફ જઇયે પિતાજી રાહ જોઈ રહ્યા હશે, પણ "પ્રીય" તમારા મુખ પરથી જણાય છે કે તમે કાંઇ મ્હાન્ વિચારમાં હો! વ્હાલા બોલો! શો વિચાર કરો છો, તે મને નહિ કહો, "કુમુદે" ઉમળકાથી પૂછયું.

(સંતાઇને ઉભેલો રણમલ, પોતાના ભાઇ તથા રાજકુમારીનો પ્રેમાલાપ આનંદ પામી ઉભો ઉભો સાંભળે છે.)

ચંદ્રસિંહ—મારી "કુમુદ" વિચાર કોને ન હોય, વિચાર વિના મનુષ્ય જન્મ નથી, જે નર વિચાર વિનાનો છે, તે નર નહી પણ એક ખર સમાન છે.

ચાતક ચકવા ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાશ,
ખર ઘુગડને મુર્ખનર સખે સુવે નીજ વાસ.

આવું કવિ રત્નો કહી ગયા છે, તો મને વિચાર કેમ ન આવે, પ્રીય! જ્યા સુધી પિતાનું વેર લેવાયું નથી, ત્યાં સુધી હું ઉદાશજ છું.

પ્રીય! ચાલો આપણે થોડીવાર સામેના કોચ ઉપર બેસી વાતો કરીયે, એમ કહી "ચંદ્ર" કુમુદના કોચ તરફ લઇ જવા લાગ્યો.

એટલામાં વનમાળા ત્યાં આગળ આવી પહોંચી. ને "કુમુદ" "ચંદ્ર"ને વિનોદ કરતાં જોઇ આનંદ પામી, ને કહેવા લાગી "કુમુદ" બ્હેન લ્યો! હું આ સુંદર પુષ્પની માળા ગુંથી લાવી છું.

તે તમારા પ્રીયતમને પહેરાવો, કહી પુષ્પનો હાર "કુમુદ" ને આપ્યો. "કુમુદ-કુમારી" શરમાઇ ગઇ. ને તેણે નીચે જોઇ દીધું.

"કુમુદકુમારી" ના હાથનાથી તે પુષ્પનો હાર ચંદ્રે લઇ 'કુમુદ' ના કંઠમાં આરોપી દીધો.

"કુમુદ" લજ્જાથી નીચુંજ જોઇ રહી, તેને શરમાતી જોઇ "વનમાળા" બોલી, બ્હેન શામાટે શરમાઓ છો, તમારે શરમાવું ન જોઇયે, એમ બોલી વનમાળા "કુમુદ" ને પાસે પડેલા કોચ પાસે લઇ ગઇ, ને તે કોચ ઉપર ત્રણે જણ બેસી વાર્તાવિનોદ કરવા લાગ્યાં.

પેલી તરફ બેશુદ્ધ થયેલો "ઝેરીમલ" હવે સાવધ થયો ને બોલવા લાગ્યો; "ચંદ્ર" તારે હવે આ ફાની દુનીયાંનો ત્યાગ કરવો જોઇયે! તારો પિતા તારી રાહ જોઇ સ્વર્ગમાં ઉભો છે, તેને ત્હારા વિના ચેન પડતું નથી, માટે હવે તું પણ ત્યાં જવાની તૈયારી કરી લે હા! તેણેજ મારા ધારેલા કામમાં ધુળ મેળવી, ને તેણેજ "કુમુદકુમારી" ને મારા હાથમાથી છોડાવી. અરે! હાય! "ચંદ્ર" ને "રાજકુમારી" ની સોડમા બેઠેલો જોઇ મારૂં હૃદય આગથી ભભકી ઉઠયું છે, હાય! હાલ! મારી પાસે કાંઇ શસ્ત્ર પણ નથી, તેમ અત્યારે મારી દ્રષ્ટીએ કોઇ બીજું માણસ પણ પડતું નથી કે તે માણસને મોકલી બહારથી હથીયાર મંગાવું એમ બોલતો તે પાપી ચારે તરફ જોવા લાગ્યો. તો તેની નજર સંતાયેલા "રણમલ" ઉપર પડી, તે છોકરો ત્યાં શામાટે સંતાયો હશે! અરે! તે છોકરો પણ "કુમુદકુમારી" તરફ ધારી ધારીને જોયા કરે છે, શું! તે તો મારી માફક કોઇ પુષ્પને શોધવા નહિ આવ્યો હોય? એમ પણ હોય.

ચાલ હું તેને બોલાવું, ને યુક્તિથી સમજાવી મારી પીસ્તોલ મંગાવું. એમ વિચાર કરી તે ધીમે પગલે રણમલ પાસે ગયો.

" રણમલ " તેને જોતાંજ ચોંકયો, પણ તે ન જાણે તેમ શાંત મુખમુદ્રા રાખી ઉભો રહ્યો; " ઝેરીમલ તેની પાસે જઈ તેને ખભે હાથ મુકી ધીમે સ્વરે કહેવા લાગ્યો.

છોકરા ! તુ કોણ છે ! ને અહિં શામાટે છૂપાયો છે ?

રણમલ—આપ આપનું નામ કહેશો; તે પછી હું તમને મારો પરીચય આપીશ.

ઝેરીમલ—( મનમાં ) છોકરો લાગે છે તો ચાલાક ( પ્રગટ ) છોકરા હું એક ઘણોજ પૈસાદાર માણસ છું.

રણમલ—એમકે ! ઘણી ખુશીની વાત, હાં ! વારૂં આપનો વાસ કયે સ્થળે છે !

ઝેરીમલ—અહીંથી થોડેક દુર મારૂં રહેઠાણ છે.

રણમલ—વારૂં ! ત્યારે આપ મહાપુરૂષનું પધારવું અત્રે શા સબબથી થયુ છે !

ઝેરીમલ—( વિચાર કરી ) છોકરા ! મારે એક નોકરની જરૂર છે, તેને માટે મારે આવવું પડયું છે; જો હવે તને મ્હેં મારી સઘળી વાત કહી, તો તું હવે તારી વાત મને જણાવ.

રણમલ—( મજાકમાં ) ખરૂં છે; મહાશય, હું પણ આપના જેવોજ ભટકતો માણસ છું.

ઝેરીમલ—( સક્રોધ ) છોકરા ! તું ! શું ! મને ભટકતો ધારે છે !

રણમલ—માફ કરજો મારા મહેરબાન, મને ખબર નહોતી કે મારી

બોલવાથી આપને ખોટું લાગશે; હું પણ એક રખડતો માણસ છું, ને નોકરીની ઇચ્છાથી આમ તેમ ભટકું છું; પણ મને મારા મન લાયક કોઇ સારો શેઠ મળતો નથી.

ઝેરીમલ--( આનંદથી ) છોકરા ! હું તારી બોલવાની સફાઇથી ઘણોજ ખુશ થયો છું.

રણમલ—ખરૂં કહો છો મહેરબાન.

ઝેરામલ—તો તું મારી નોકરી કરીશ. ?

રણમલ—ઘણી ખુશીથી આપની પાસે રહીશ, મારા મહેરબાન.

ઝેરીમલ—તો હું તને ખાસ મારી પાસે રાખું છું; હું તને ઘણીજ સારી રીતે રાખીશ; પણ એક વાત હું તને કહું છું તે તું ખુબ યાદ રાખજે, તે એકે તું મારા રહેઠાણે આવ્યા પછી જે જે તું તારા કાને સાભળે તથા આખ્યોથી જુવે તેમાંનું કાંઇ પણ બહાર જવા પામે નહી! સમજ્યો! જો કદાપી તેમાંનુ કાંઇ પણ બહાર જવા પામ્યુ તો એમ સમજજે કે તારા પ્રાણનો નાશ થશે.

આવાં તેનાં વાકય સાંભળી, " રણમલ " વિચાર કરવા લાગ્યો કે આની પાસે રહેવાથી તે દુષ્ટના સઘળાં કાર્યની માહીતી મળશે, ને સમય આવે પિતાજીનું વેર લેવાશે. ઠીક છે! પછી "ઝેરામલ" ને કહેવા લાગ્યો, મહેરબાન, આપ મારી તરફના કોઇપણ જાતની ચીંતા કરશો મા; હુ આપને મારા કાર્યથી સંતુષ્ટ કરીશ.

ઝેરીમલ—તારૂં નામ '

રણમલ—સેવકને "રણવિર" કહે છે.

ઝેરીમલ—વાહ વાહ! કેવું સુંદર નામ! "રણવિર" હાલ હું તને

એક કાર્ય સોંપુંછું, અને તુ તે કાર્ય જલદી કરીશ એવું હું ધારૂંછું.

**રણમલ**—અરે ! મહેરબાન આપ એશું બોલ્યા, જો આપને મારા પ્રાણની પણ જરૂર હોય, તો તે પણ આપવા હું તૈયારછું. ( રણમલે વિશ્વાસ બેસાડવા કહ્યું.)

**ઝેરીમલ**—તો સાંભળ! "રણવીર" જો! આ સામે જે ત્રણ માણસો બેઠાં છે, તેમાં બે સ્રીયો છે ને એક પુરૂષ છે, તેને તું જુએ છે.

**રણમલ**—જી હા, તેમાં આપણે શું !

**ઝેરીમલ**--તેમાં આપણો બધો સ્વાર્થ સમાયલો છે, સાંભળ, તે સ્રીઓને આપણે લઇ જવી છે; પણ જ્યાં સુધી પેલો પુરૂષ ત્યાં છે ત્યાં સુધી આપણાથી કાંઈ કરી શકાય તેમ નથી. માટે તું અહિંથી જા ! ને આ બગીચાની બ્હાર મારા ત્રણ શેવકો ઉભા છે, તેમની પાસે જઇ આ મારી વિંટી હું તને આપુ છુ તે તેમને દેખાડજે ' ને તેમની પાસે એક નાની પીસ્તોલ તથા થોડીક ગોળીઓ માગજે ! ને તે તને આપે એટલે જલદીથી તું અત્રે મારી પાસે લઈ આવજે, સમજ્યો " રણવીર "!

**રણમલ**—બહું સારૂં, પછી શુ કરવું ધાર્યું છે !

**ઝેરીમલ**--તારા આવ્યા પછી, હું તે પુરૂષનો નાશ કરીશ, અને પછી આપણે તે બંન્ને સુંદરીયોને ઉપાડી ચાલતા થઇશું, " રણવીર " તને પણ જે પેલી નહાની દેખાય છે, તે પરણાવીશ; કેમ હવે તો ખુશી થયોને. એમ બોલી " ઝેરીમલે " તેનો ખભો થાબડયો.

રણુમલ—બહુ સારૂં, એમ બોલી " ઝેરીમલે આપેલી વિંટીલઇ "
રણુમલ " ચાલતો થયો, જતાં જતાં મન સાથે બોલવા
લાગ્યો. પાપી " ઝેરીમલ " તું ગમે તેટલા પ્રપંચ
કરીશ, પણ આ " રણુમલ તને ફાવવા દેશે નહી; તું
મને ના''ના ''ારે છે, પણ હુ નહાનો નથી. હું જેટલો
નહાનો છુ તેટલોજ ખોટો છુ, હું પણ એક સિંહ
બાળ છું, હું તારો પ્રાણ લઇશ; પાપી ત્હેં મા''રા
બંધુને મારવા નિશ્ચય કર્યો છે તે તારો નિશ્ચય મારા
જીવતાં તો કદી ફળીભુત થનાર નથી, પાપી આ રણુમલથી
હવે તું સાવધ રહેજે.

રોળીશ પલક એકમાં, સમજ જે ? તું અભાગીઆ,
મારીશ તુજને ? કરી બે હાલ, પાપી દિન તારા હવે ઉઠીયા,
રણુમલ થયો છે તૈયાર, તુંજ પ્રાણુ હરવા પિતાસાટે,
જન્મ ધર્યો મ્હેં આ અવનિમાં, "ઝેરીમલ" ના પ્રાણુ માટે.

ચાલ હાલ તો મારે મારા ભાઇને ચેતાવવો જોઇએ એમ
ધારી જ્યાં " કુમુદ–ચંદ્ર " બેઠાં હતાં ત્યાંથી થોડેક દુર ઉભો રહી
એક વૃક્ષતરફ જોઇ મોટેથી બોલવા લાગ્યો. હે ? મેનાં પોપટ જ-
લદી ઊડી જાવ તમારી ઉપર બાજે તલપ મારવાની તૈયારી કરી છે;
માટે ઝટપટ ઉડી જાઓ. એમ બોલી મ્હોંથી સીટાયો વગાડવા
લાગ્યો. "કુમુદ કુમારી" અહાવી તેની વર્તણુંક જોઈ "ચંદ્રને" કહેવા
લાગી, હદયેશ આમતો જુવો પેલો નાનકડો છોકરો કેવો સુંદર સ્વ-
રૂપવાન છે તે પેલાં વૃક્ષપર બેઠેલાં પખીઓને કોઇક કહી રમત કરે છે.

"ચંદ્રસિંહે" તેની તરફ જોયું, તેણે "રણમલ" ને દીઠો, ને તે શું કરે છે તે "ચંદ્ર" જોવા લાગ્યો.

પોતાનો બંધુ હજુ કાંઈ સમજ્યો નથી, એમ ધારી મોટા અવાજથી તે સાંભળે એમ ફરીથી બોલવા લાગ્યો.

પ્રેમી પ્રેમ તજો હવે, ફરી મળજો તમે કાલ;
"રણવીર" આવીને કહે, પાસે આવ્યો તમ કાળ.

આટલુ બોલી 'રણમલ" "કુમુદ-ચંદ્ર" ની આગળ થઇને "ચંદ્રને જતા રહેવાની શમસ્યા કરી ઝપાટાબંધ ત્યાંથી ચાલતો થયો. "ચંદ્રસિંહ" "રણમલ" ની શમસ્યા તથા કહેવાનો ભાવાર્થ સમજી ગયો, ને ઉભો થઇ ચારે તરફ જોવા લાગ્યો તેને તેટલામાં કોઇ જણાયું નહી ત્યારે શું "રણમલે" ખોટું કહ્યું હશે! નાના "રણમલ" અસત્ય ભાષણ કદી કરેજ નહિ, માટે હવે અહીંથી સત્વર જવું તેજ ઉત્તમ છે, કારણ કે મારી સાથે હાલ બે બાળાઓ છે. તેમને નિર્ભયસ્થાને લઈ જવાં જોઇયે એમ વિચારી "ચંદ્રસિંહ" "કુમુદા" ને કહેવા લાગ્યો.

કુમુદે ચાલો હવે આપણે અહિંથી જઇયે.

કુમુદ કુમારી—હા! ચાલો! પણ પ્રીય? પેલો નાનો છોકરો જતાં જતાં શું બોલતો ગયો. તે તમને પછીથી ખબર પડશે કહી "ચંદ્રસિંહ" "કુમુદ" તથા "વનમાળા" ને લઈ જલદી ત્યાંથી ચાલ્યો ગયો.

"કુમુદ—ચંદ્ર" ને જતાં જોઈ "ઝેરીમલ" ઘણોજ અકળાવા લાગ્યો, પણ શસ્ત્ર વિના શું કરી શકે! તેટલામાંજ "રણમલે"

દોડતો દોડતાં આવી પીસ્તોલ "ઝેરીમલ"ના હાથમાં મુકી; ને એક તરફ ઉભો રહ્યો.

"રણવીર" પંખીયો ઉડીગયાં, "ઝેરીમલે" કહ્યું.

હેં! શું કહો છો! પંખીઓ શેનાં? "રણમલે આશ્ચર્ય પામી પુછ્યું. આપણી તે બે સુંદરીયો જતી રહી. ઝેરીમલે ખુલાશો કર્યો. હેં! શું! જતી રહી, એટલીજ વારમાં? ત્યારે હવે તે આપણુને નહી મળે! રણમલે મ્હોં બગાડી કહ્યું.

"રણવીર"? શા માટે ઉદાશ થાય છે, જો તું મારી પાસે વફાદારીથી રહીશ, તો તને તેનાથી અધીક સુંદરી લાવી આપીશ? "ઝેરીમલે" તેને ખુશી કરવા કહ્યું.

નહી! મારા મ્હેરબાન મારે બીજી જોઇતી નથી, મ્હારે તો તમે જે બતાવી હતી, તેજ જોઇયે હું કયારનો એ તે આવી ત્યારનો આ વૃક્ષની પાછળ સંતાઇને તેના મ્હોં સામું જોઇ રહ્યો હતો; માટે લાવી આપો તો તેનેજ લાવી આપજો, "રણમલે" તેને બનાવા કહ્યું.

બહુ સારૂં ચાલ હવે એમ કહી "ઝેરીમલ" "રણમલ" ને લેઇને બગીચાની બ્હાર આવ્યો; ત્યાં તેના બે સેવકો ઘોડા લઇ ઉભા હતા, તેમાંથી એકને ચાલતા આવવાનું કહી, "રણમલ" ને અશ્વ ઉપર બેસાડી; પોતે બીજા અશ્વ ઉપર સ્વાર થઇ ગયો, ને તેમણે જંગલ તરફ ઘોડા દોડાવી મૂકયા ને થોડીવારમાં તો તેઓ દેખાતા બંધ થઇ ગયા.

---



# પ્રકરણ ૧૩ મું.

## પાપીનું કાવત્રુ.

દુષ્ટ ધારે મન વિશે, મારૂં દુશ્મનને આ ઠામ;
પણ શું થાય તે કર્મ હીણથી, જેને રાખણવાળો રામ.



વિજય નગરમાં આજે આનંદ આનદ થઇ રહ્યો છે, લોકો સારાં સારાં કપડાં પહેરી આમ તેમ ફરી રહ્યા છે. આજે "કુમુદ-ચંદ્ર"નું લગ્ન થવાનુ છે, તેથી આખા નગ્રમાં વિવિધ તરેહની શોભાઓ કરવામાં આવી છે.

સાંજના ચાર વાગે મોટા ભભકાથી "ચદ્રસિંહ"નો વરઘોડો ચઢયો, વરઘોડાનો દેખાવ આનંદ જનક હતો, સૌથી આગળ ઘોડેસ્વારો લશ્કરી પોષાકમાં શુરવીર જેવા જણાતા હતા, તેઓની પાછળ સુન્દર બેન્ડ વાગતું હતું. ને તેની પાછળ હસ્તીઓની ઉપર

સોના રૂપાની અંબાડીઓ મુકી આમંત્રણ કરેલા રાજા મહારાજાઓ સુન્દર પોષાકમાં સજ્જ થઇ બેઠા હતા. તે હસ્તીઓની પાછળ પણ વાજાં પડઘમ ઇત્યાદિ રાખવામાં આવ્યું હતું. પાછળ બન્દુકોવાળા બન્દુકોના અવાજ કરતા હતા આ રસાલાની પાછળ નગરના માનવંતા ધનાઢ્યોનું સાજન હતું, ને તેઓની પાછળ ખુલ્લી તલવારવાળા ઘોડે સ્વારો જેની આસપાસ ચાલે છે, તેવો "ચંદ્રસીંહ" ઘોડા ઉપર બેઠેલો નજરે પડતો હતો વરઘોડો ફરતો ફરતો નગરના મધ્ય ભાગે આવી પહોંચ્યો. પ્રજા જનો મહારાજા 'વિજયસિંહનો' જય થાઓ એમ પોકાર કરી રહ્યા હતા. નગરની સ્ત્રીઓ, અગાશી, છજાં તથા બારીયો ઉપર ઉભી ઉભી મોતી તથા પુષ્પથી વરરાજાને વધાવી રહી હતી, ને ચંદ્રસિંહનુ રૂપ જોઇ "કુમુદકુમારીના ભાગ્યનાં વખાણ કરતી હતી.

આવી રીતે વરઘોડો ફરતો ફરતો, રાજ્ય મહેલ આગળ આવી ઉભો રહ્યો. ઘટતી ક્રિયા કર્યા પછી 'ચંદ્રસિંહ' રાજ્ય મહેલમાં દાખલ થયો. રાજ્ય ગોરે યથાવિધિ 'કુમુદ-ચદ્ર' નું લગ્ન કર્યું; મહારાજાએ તેમજ અન્ય નાગરીકોએ, વર કન્યાને ઘણીજ ઉમદા ભેટો આપી, ને થોડીવારમાં વરકન્યા પરણી ઉઠયાં. પ્રથમ ગણપતીને અને પછી મહારાજા 'વિજયસિંહ'ને પગે લાગ્યાં મહારાજાએ તેમને આશિર્વાદ આપ્યા, બાદ વરકન્યા મહારાણી 'પ્રભાવતી'ને પગે લાગ્યાં.

આ સઘળું થઇ રહ્યા પછી, જ્યાં 'કેસરીસિંહ' મહારાજનો વૃદ્ધ પ્રધાન 'પ્રતાપસિંહ' પ્રધાનજીના પોષાકમાં બેઠો હતો ત્યાં 'ચંદ્ર કુમુદને' શામસ્યાથી સમજાવી લઇ ચાલ્યો. તેમને પોતાની તરફ આવતાં જોઇ વૃદ્ધ પ્રધાન ઉભો થયો, તેટલામાં 'કુમુદ-ચંદ્ર' તેને પગે પડયાં. પ્રધાનનું હૃદય ભરાઇ આવ્યુ, ને તેણે 'કુમુદ-ચંદ્રને'

હાથ ઝાલી ઉભાં કર્યાં ને ગદ્દગદીત કંઠે કહેવા લાગ્યો. મહારાજા તથા મહાગણીશ્રી આપ દીર્ઘાયુ થાઓ. પરમ કૃપાળુ પ્રભુ તમારૂ સર્વદા રક્ષણ કરો, અરે ! આ વખતે જો મહારાજા જીવતા હોત તો તેમને કેટલો આનંદ થાત ? એમ બોલી તેણે એક રત્નજડીત મુઠ• વાળી તલવાર 'ચંદ્રસિંહ'ની કમ્મરે બાંધી. ત્યાર બાદ 'કુમુદ અને ચંદ્ર રાજ્ય મહેલમાં ગયાં. ત્યાં એક મ્હોટા પર્યંક ઉપર બેસી બન્ને દંપતિ પ્રફુલ્લીત વદને વાર્તાલાપ કરવા લાગ્યાં. તે અરસામાં ન્હાનો 'રણમલ' ગુપ્ત વેશથી ત્યાં દાખલ થયો ને તેણે 'ચંદ્રસિંહ અને 'કુમુદકુમારી' ને નમન કર્યું.

હેં ! કોણ ? "રણમલ" બાપુ તું અત્યારે અત્રે કયાંથી ? ચંદ્ર• સીંહે પૂછ્યું

ભાઇ, તથા ભાભીને, હું પ્રણામ કરવા આવ્યો છું. પણ ભાભી તો કાંઇ બોલતાંએ નથી, "રણમલે" મશ્કરીમાં કહ્યું.

નાથ ? આવા વિચિત્ર વેશમાં, આપણા એકાંન્ત સ્થળમાં, આ વનાર, આ વીર બાળક કોણ છે ? "કુમુદે-ચંદ્રને" પૂછ્યું ?

કોણ ? તે તમારો નાનકડો દીયર, કાં ? હવે મ્હને ઓળખ્યો, ભાભી સાહેબ ! "રણમલે" વચમાંજ જવાબ દઇ દીધો આવા તેના મજાક ભરેલા શબ્દો સાંભળી, "કુમુદ" આશ્ચર્ય પામી ગઇ અને આ કોણ હશે, તે વિચારમાં ગરક થઇ ગઇ તેની એવી સ્થિતિ જોઇ. "ચંદ્રસિંહ" કહેવા લાગ્યો, "કુમુદે ? આ, મ્હારો, પોતાનો, ભાઇ કે જેને માટે હું જંગલે, જંગલ ભમ્યો હતો, તેજ આ મ્હારો નાનેરો બંધુ "રણમલ" છે.

પછી " કુમુદાએ " આનંદના ઉમળકાથી; " રણુમલને " પોતાની પાસે બોલાવ્યો, " રણુમલે " ભાભીને પ્રણામ કર્યા.

તે પછી " કુમુદ-ચંદ્રને " પુછવા લાગી કે " રણુમલસિંહની " શોધ ક્યાંથી લાગી ? આવો પોતાની પ્રિયાનો પ્રશ્ન સાંભળી " ચંદ્રસંહે " " રણુમલને " શી રીતે ભોંયરામાંથી છોડાવ્યો તથા તે ભોંયરામાં શી રીતે ગયો તે સર્વ હકીકત " કુમુદને કહી સંભળાવી આ સઘળી હકીકત સાંભળી " કુમુદાને હર્ષનાં અશ્રુ આવ્યાં. તેવે સમયે એક દાસી ભોજનને માટે સુવર્ણનો થાળ લઇ હાજર થઇ, તેમાંથી ત્રણે જણે જમી લીધુ.

ત્યારબાદ " રણુમલ " જવા તૈયાર થયો, તેણે ઝેરીમલને ત્યાં પોતે રહ્યો છે ને તમે તેનાથી સાવધ રહેજો હું ત્યાં છુ, એટલે ફીકર, નથી. એમ કેટલીક સુચના આપી મ્હોટા ભાઇને વંદન કરી, તે ચાલ્યો ગયો.

રણુમલ ના ગયા પછી ચદ્ર તથા કુમુદ પ્રેમથી વાર્તા વિનોદ કરવા લાગ્યાં વાતમાંને વાતમાં કુમુદ નિંદ્રાવશ થઇ ગઇ પણ ચંદ્રને બિલકુલ નિંદ્રા આવી નહિ, તેથી પોતે ઉભો થયો, ને કપડાં પહેરી નાવ લગીર બહાર ફરી આવું એમ વિચાર કરી, નીચે ઉતરી ધીમેથી બાર ઉઘાડી, બહાર નીકળી પડયો. તે વખતે બરાબર મધ્ય રાત્રીનો સુમાર હતો, ચારે દીશામાં અંધકાર છવાઇ રહ્યો હતો, તેથી કોઇ કોઇને જોઇ શકાય તેમ નહોતું. આવે સમયે ચંદ્રસિંહ રાજ્ય મહેલથી થોડેક દૂર આમતેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તે એક જગાએ આવી અટક્યો કારણ કે તેના સાંભળવામાં પોતાની પાછળ કંઇક અવાજ થતો સાંભળ્યો. ગ્રીષ્મ રૂતુ હોવાથી સર્વત્ર સ્થળે .

થાંતી જણાતી હતી, તેથી પોતાની પાછળ આવતો અવાજ તેને નજીક, અને સ્પષ્ટ સંભળાવા લાગ્યો, તેથી તેને વ્હેમ પડવાથી પાસે એક વિશાળ વૃક્ષ હતું તેની પાછળ તે ઉભો રહી એક ચાતે ચારે તરફ જોવા લાગ્યો. થોડીવારમાં તેને જણાયું કે થોડેક દૂર એક કાળી આકૃતિ ધીમે પગલે ચાલી જાય છે તે આકૃતિ તદ્દન શ્યામ કપડાથી ઢંકાયેલી હતી અને ચારે તરફ જોતી, છુપાતી ચાલી જતી હતી. એકાએક આવી આકૃતી જોઇ ચંદ્રસિંહે; વિચાર્યું કે આ કોણ હશે? અને તેની શું મતલબ હશે? ચાલ, હું પણ તેની પાછળ જઇ તપાસ કરૂં, એમ વિચાર કરી ચંદ્રસિંહે પોતાની તલવાર પર હાથ મૂકી, તે આકૃતિની પાછળ, પાછળ, ધીમે પગલે ચાલવા માંડયું. તે આકૃતિ ધીમે ધીમે ગલી કુચીઓ વટાવતી વટાવતી ઠેઠ રાજ્ય મહેલ પાસે આવી પહોંચી, ને ત્યાં થોડીવાર ઉભી રહી, આસપાસ જોવા લાગી. એટલામાં રાજ્ય મહેલની આસપાસ ફરનાર પહેરેગીર ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો, પહેરેગીરને જોઇ તે આકૃતિ પોતાની જગાએથી ખશી જઇ ઝાડ પાછળ સંતાઇ રહી, પહેરેગીર ચાલ્યો ગયો, એટલે તે બહાર નિકળી અને ધીમેથી એક સીસોટી વગાડી. સીટી વાગતાની સાથેજ તેના જેવીજ સ્યામ વસ્ત્રથી આચ્છાદીત થએલી ત્રણ આકૃતિઓ તેની પાસે આવી પહોંચી અને તેમની વચ્ચે ધીમે સ્વરથી નીચે પ્રમાણે વાતચીત થવા લાગી.

સરદારસિંગ પહેલા આકૃતીએ કહ્યું, તેના પ્રત્યુત્તરમાં બીજી આકૃતિએ જવાબ દીધો, કોણ સરદાર બહાદુર ઝેરીમલજી આ શબ્દો સાંભળતાંજ ચંદ્રસિંહ ચમકયો અને મૌન ધારણ કરી સાંભળવા લાગ્યો, હવે આપણે, પહેલી આકૃતિને ઝેરીમલ અને બીજીને સરદારસિંગના નામથી ઓળખી શું.

**ઝેરીમલ**—કેમ સરદારસિંગ કામ પાર પડયું ને?

**સરદાર**—સરદાર સાહેબ આપણે ઘણાં રાજ્યો જોયાં પણ આ વિ-
જયસિંહનું રાજ્ય તો ઘણુંજ ખરાબ જુઓને અહિં
આવ્યા પણ આ રાજ્યમાં પેસતાં કેટલી મુસાબત પડી,
હવે આપણું ધારેલું કામ પાર પડે તો પ્રભુનો ઉપકાર.

**ઝેરીમલ**—સરદાર! બહાદુર સરદાર! આવાં નાહિમ્મતનાં વચનો
કેમ બોલો છે? આ ઝેરીમલ જે કાર્ય ધારે તે કાર્ય કરી
શકવા સમર્થ છે.

જો સાંભળ આ રાજ્યમાં આપણે બે કાર્ય કરવાનાં છે પ્રથમ તો
એકે હાલતો આપણે જે કામ કરવાને આવ્યા છીએ તે, અને બી-
જું "ઝેરીમલે" સરદારસિંગના:—કાનમાં કાંઇક કહ્યું, "સરદારસિંગ"
ચમકયો, ને ઝેરીમલના સામું આંખો ફાડી જોવા લાગ્યો. ઝેરીમલ—
ગભરાય છે શા માટે! તે કાર્ય પણ આપણે પાર કરી શકીશું
માટે હવે તૈયાર થા પ્રાતઃકાળ થવાને હવે ફક્ત ચાર કલાકનો વિ-
લંબ છે, તેટલા વખતમાં આપણે આપણું કામ પૂર્ણ કરવું જો-
ઇએ, સાંભળ જેવો તું મહેલમાં દાખલ થઇશ ને ખુન કર્યાની સા-
બીતીમાં ધીમેથી સીસોટી વગાડીશ એટલે હું આપણા "તેજાસંગ
ને" આપણો "લાલસિંહ" કે, જે, ચંદ્રાવતીની ભેખડોમાં આપણાં
માણસો સાથે છુપાઇ રહ્યો છે; તેને એકદમ ખબર આપવા મોક-
લીશ એટલે તે પણ આ તરફ કુચ કરે. આટલો વખત સુધી "ચં-
દ્રસિંહ" જે છુપાઇને સઘળી હકીકત સાભળતો હતો તે એકદમ
ચમકયો ને મનમાં બોલવા લાગ્યો, શું! દુશ્મનો ચદ્રાવતીની ભેખ-
ડોમાં છુપાયા છે? ને આ પાપી મહારાજાનું ખુન કરવા આવ્યા

છે ? ફીકર નહિ સારૂં થયું કે હું અત્યારે બહાર નિકળ્યો. દુરાત્મા "ઝેરીમલ" હવે તારો પાપનો ઘડો ભરાઇ ચુક્યો છે તારો કાળ પણ હવે નજીકમાંજ છે પાપી જ્યાં સુધી આ "ચંદ્રસિંહ" હયાત છે ત્યાં સુધી તું તારા કાર્યમાં કદી પણ ફતેમંદ થનાર નથી; જોવા દે કે હવે તે શુ કરે છે, એમ બોલી તે ગુપ ચુપ ઉભો રહ્યો. એટલામાં "સરદારસિંગે" પોતાની પાસેથા સાથે રાખેલી ચંદન ઘો કાઢી તેને પૂંછડે લાંબુ દોરડુ બાંધી તેને મહેલની દીવાલ ઉપર ફેંકી ફેંકતાની સાથે તે દીવાલના સાથે સજ્જડ ચોંટી ગઇ, ને બીજા બે જણાઓ તે દોરડાનો નીચેનો છેડો પકડી ત્યાં બેઠા. ને સરદારસિંગ ઉપર ચઢવાની તૈયારી કરવા લાગ્યો એવી રીતે તેમને કામમાં રોકાયેલા જોઇ "ચંદ્રસિંહ રાજ્યમહેલના દરવાજા તરફ ઘણુંજ જલ્દીથી ગયો, ત્યાં વૃદ્ધ પ્રધાન 'પ્રતાપસિંહ" ખુલ્લી તલવારે પહેરો ભર્યા કરે છે. તેમને જોઇ "ચંદ્રસિંહે" એક ઝીણી સીસોટી વગાડી "પ્રતાપસિંહ" ચમક્યા ને સાવધ થયા. ને તે કોણ છે તે જોવા તેની નજીક ગયા, પાસે આવતાંજ "ચંદ્રસિંહે" કહ્યું "પ્રતાપસિંહજી" પોતાનું નામ સાંભળતાંજ "પ્રતાપસિંહ" આશ્ચર્ય પામ્યા ને વિચારવા લાગ્યા અરે ! આ આટલી રાત્રે મારૂં નામ જાણનાર કોણ હશે ? મીત્ર હશે કે શત્રુ ? જોત જોતામાં પ્રતાપસિંહ છેક "ચંદ્રસિંહની નજીક આવી પહોચ્યા કે, તરતજ "ચંદ્રસિંહ" ને ઓળખ્યોને બોલી ઉઠયા, કોણ ? "રાજકુમાર" ? આપ અત્યારે અહિં ક્યાંથી ? "ચંદ્રસિંહે" ઇસારતથી તેમને શાંત રહેવા જણાવ્યું; ને પાસે જઇ ધામેથી તેમના કાનમાં કહેવા લાગ્યો પ્રધાનજી અત્રે એક ભયંકર કાવતરૂં રચાયું છે.

પ્રતાપસિંહ—હેં ! હેં ! શું છે ? જલદી કહો ?

ચંદ્રસિંહ—પાપી દુશ્મન આવ્યો છે, ને તેની પાસે હાલ અત્રે એ માણસો છે, ઝાઝી વાત કરવા નો સમય નથી આપ અત્યારે ને અત્યારે આપણા સો સૈનીકો સાથે લઇ કીલ્લાના દરવાજે જઇ ઉભા રહો, અને કોઇને બહારથી અંદર તેમજ અંદરથી બહાર આવવા જવા દેશો નહિ. તેવો બંદો બસ્ત કરો, કારણ કે ચંદ્રાવનીની ભેખડોમાં દુશ્મનોનું વધારે સૈન્ય છુપાએલું છે, અત્રે જે ત્રણ માણસો છે તેમાં "ઝેરીમલ" પોતે પણ છે, તેઓ અત્યારે મહારાજાનું ખુન કરવા આવ્યા છે. જાઓ જલ્દી કરો કદાપિ દરવાજાની અંદરનો કોઇ નાસવા આવે તેને જો પકડાય તો પકડ જો નહિ તો પૂરો કરજો.

આ પ્રમાણે "ચંદ્રસિંહનું" સઘળું કહેવું સાંભળી લઇ "પ્રતાપસિંહ" તૈયાર થઇ ગયા અને તેમની નસેનસમાં ધમ ધમાટ કરતું લોહી ઉકળવા લાગ્યું અને શૌર્ય વેશથી તેમનું આખું શરીર કંપવા લાગ્યું. તરત તે "રાજ કુમાર" ની રજા લઇ ચાલવા લાગ્યા, ને જ્યાં પોતાનાં માણસો હતાં ત્યાંથી તેમને લઈ દરવાજે જઈ ઉભા રહ્યા. જે સો સૈનિકો તેમની સાથે અજીત ગઢથી આવ્યા હતા તેજ આ સૈનિકો હતા. પ્રધાનજીના ત્યાંથી ગયા પછી "ચંદ્રસિંહ" તુરતજ રાજ્ય મહેલના દરવાજા પાસે આવી પહોંચ્યો, પેહેરેગીરે કોણ કરી બુમ મારી 'ચંદ્રસિંહ તેની નજીક ગયો અને કહ્યું શેરસિંહ ?

શેરસિંહે પોતાને બોલાવનારને ઓળખ્યો ને પાસે આવી નીચો વળી નમન કરી કહેવા લાગ્યો ? મહારાજ આપને અત્યારે એકાએક અહિં આવવાનું શુ કારણુ છે, સેવકને શું આજ્ઞા છે.

ચંદ્રસિંહ—શેરસિંહ ? તમે સાવધ છો ?

શેરસિંહ—જીહા, કેમ ?

ચંદ્રસિંહ—હું અત્યારે મહેલની અંદર જાઉંછું. તમે દ્વાર પાસે બેસજો કોઇને અંદર આવવા દેશો નહિ. સમજ્યા કે ?

શેરસિંહ--પણ બાપુ છે શું ! તે તો કહો ?

ચંદ્રસિંહ—અત્યારે વિશેષ કહેવાનો સમય નથી. અત્યારે એક ઘણોજ ભયંકર બનાવ બનવાનો છે માટે તમે સાવધ રહેજો. કહી "ચંદ્રસિંહે" ઝપાટાબંધ મહેલમાં પ્રવેશ કર્યો, ને ધામે પગલે મહેલનાં બીજાં દ્વાર ઉઘાડતો તે ઠેઠ સયન ભુવનમાં આવી પહોંચ્યો. આ વખતે મહારાજા વિજયસિંહ એક પર્યંકપર ઘસઘસાટ ઉંઘતા હતા, ને બીજા પર્યંક ઉપર મહારાણી પ્રભાવતી પોઢયાં હતાં, પાસે એક ન્હાની બત્તી ઝગઝગાટ બળતી હતી ચંદ્રસિંહે, ને બત્તીનો, પ્રકાશ ઓછો કરી નાંખ્યો; ને પોતે એક ખુણામાં ખુલ્લી સમશેર હાથમાં પકડી ઉભો રહ્યો. તે પછી થોડીજ વારે એક ધીમો અવાજ થતાંની સાથેજ મહેલની પછીતની બારી ઉઘડીને તેમાં થઇ સરદારસિંગ અન્દર દાખલ થયો. તેને જોઇ ચંદ્ર બરોબર સાવધ થયો. સરદારસિંગે ભેઠમાંથી ખંજર કાઢી મહારાજા તરફ ગયો. હજી થોડીજવાર, ઇમ-

ણુંજ મહારાજાનો અમ્મર આત્મા ઉડી જશે. બસ, એકજ ધાઃ પણ નહિ, તેમ બનવું ઘણુંજ મુસ્કેલ છે જેવો તે મહારાજાને ધા કરવા જાય છે, કે તરતજ જેમ કેસરી હરણુ ઉપર તલપે તેમ ચંદ્રસિંહે તેની જગાએથી છલંગ મારી સમશેરનો ધા કર્યો, ફક્ત એકજ ઝટકે તે દુષ્ટનું માથું તેના ધડથી છુટું થઇ ગયુ ને દુર જઇ પડયું. માથા વિનાનુ ધડ થોડા વારને માટે હાલવા લાગ્યુ, રક્તની ધારા વહેવા લાગી; ને થોડીજ વારમાં તે હાલતું બંધ થઇ ગયુ, તેમાં વસનાર અમર આત્મા ઉડી ગયો. તેટલામાં "તેજસિંગ" પણ પોતાના મીત્રને મદદ કરવા ઉપર ચઢી આવ્યો, તેવોજ "ચંદ્રસિંહે તેને પકડયો. દુરાત્મા? હવે તું જીવવાની આશા છોડીદે, તારા જીવવાથી પૃથ્વી કંપાયમાન થાય છે; એમ કહી "ચંદ્રે" શમશેરનો ધા કર્યો. મરી ગયોરે બાપ કહી કારમી ચીશ પાડી તે પાપી નીચે પડી તરફડવા લાગ્યો; ને થોડીજ ક્ષણમાં તે તરફડતો બંધ થઇ ગયો. તેની ચીશ સાંભળી મહારાજા તથા મહારાણી જાગી ઉઠયાં, ને ત્યાં આગળ પડેલાં બે મુડદાં જોઇ આશ્ચર્ય પામ્યાં, ને આ શો બનાવ બન્યો તેનો વિચાર કરવા લાગ્યાં, તેટલામાં "ચંદ્રસિંહ" આગળ આવી મહારાજાને વંદન કરી કહેવા લાગ્યો, બાપુ? અવિનય ઘણોજ થયો છે પણ તેમ કર્યા શિવાય ચાલે તેમ નહોતું; માટે ક્ષમા અર્પશો.

વિજયસિંહ—"ચંદ્રસિંહ" તમે મારા પુત્ર તુલ્ય છો, પણ આ સઘળું શી રીતે થયું તે મને કહો?

ચંદ્રસિંહ—બાપુ! મહાન્ શત્રુ "ઝેરીમલ" છટકી ગયો તેથી હું ઘણોજ દીલગીર છુ, એમ બોલી તેણે તમામ હકીકત મહારાજાને નિવેદન કરી,

"ઝેરીમલ" નું કાવત્રુ જોઈ મહારાજા ઘણા ક્રોધાયમાન થયા, ને "ચંદ્રસિંહે પોતાના પ્રાણ બચાવ્યા તેને માટે તેને ઘણીજ શાબાશી આપવા લાગ્યા.

હવે આપણે નીચે ઉભેલા "ઝેરીમલે" શું કર્યું તે જોઈએ.

દુરાત્મા "તેજસિંગ" ની ચીશ સાંભળી મામલો બદલાઇ ગયો છે, ધારી "ઝેરીમલે" ત્યાથી પલાયન કર્યુ; ને દરવાજા તરફ નાસવા માંડયું જેવો તે દરવાજાની પાસે ગયો કે તેવોજ પહેરાવાળાએ તેને અટકાવ્યો, પાપી ઝેરીમલ તરતજ ત્યાંથી પાછો ફર્યો, ને કીલ્લાની દીવાલ ઉપર ચઢી બહાર પડતું નાંખી નાશી ગયો. પ્રાતઃકાળ થયો હતો, પણ સવિતા દેવનો હજી ઉદય થયો નહોતો; તેવે વખતે વિર "પ્રતાપસિંહ" રાજ્ય મહેલમાં આવી પહોંચ્યો.

મહારાજાને જોઇ નમન કરી કહેવા લાગ્યો ! મહારાજા ! "ચંદ્રસિંહના" કહેવાથી હું મારાં સો માણસો સાથે દરવાજે ઉભો હતો, તે પછી આશરે બે એક કલાક વિત્યા પછી અમારી તરફ એક માણસ દોડતો ગભરાતો આવતો હતો, મ્હેં તેને તરતજ ઓળખી લીધો તે ચંડાળ "ઝેરીમલ" હતો. તેને પકડવાને મ્હેં સૈનીકોને હુકમ આપ્યો, જેવા આપણા સૈનીકો તેને પકડવા ધસ્યા, તે પહેલાં તો તે પાપી કીલ્લાની ઉપરથી પડતું નાંખી નાશી ગયો. પછી હું સૈનીકોને લઇ કીલ્લાની બહાર નીકળ્યો, ને ચંદાવતાની બેખડોમાં છુપાયેલાં દુશ્મનના માણસોની તપાસ કરવા લાગ્યો,

અમારી સળગાવેલી મશાલોના પ્રકાશથી શત્રુઓ ચેતી ગયા, ને આગળ જે સપાટ મેદાન આવેલું છે, ત્યાં તેમના ઘોડાઓ રાખવામાં આવ્યા હતા; ત્યાં નાશી જઈ તે ઘોડાઓ ઉપર સ્વાર થઈ રસ્તે પડી ગયા.

અમે ચારેક માઇલ સુધી દુસ્મનોની પીઠ પકડી, પણ આપણું પાયદળ તે ઘોડે સ્વારોને પહોંચી ન વળ્યું; તો પણ આપણા બ્હાદુર વીરોએ ઝડપથી દોડી પચીસેક શત્રુઓને તો સ્વર્ગ તરફ પ્રયાણ કરાવ્યું, ને બાકીના નાશી ગયા, મરી ગયેલા શત્રુઓના અશ્વો લઇ, હું આપની સમક્ષ હાજર થયો છું.

પ્રધાનજીની વાત સાંભળી મહારાજા તેમની ઉપર ઘણા પ્રસન્ન થયાને એક રત્ન જડીત અગુંઠી કાઢી "પ્રતાપસિંહ" ને આપી વિદાય કર્યા. પછી પ્રાતઃકાળ થઇ ગયો છે ધારી મહારાજા નિત્ય કર્મ કરવા પધાર્યા, વૃદ્ધ "પ્રતાપસિંહ" પણ પોતાના સ્થળે ગયા. બ્હાદુર "ચંદ્રસિંહ" તો ક્યારનોએ મહારાજાનો આજ્ઞા લેઇ પોતાના મહેલ તરફ ગયો હતો, મહેલમાં આવી જુએ છે તો "કુમુદકુમારી" ક્યારનીએ જાગૃત થઇ હતી, ને સ્વામી અત્યારમા ક્યાં પધાર્યા હશે તેવા વિચારમાં નીમગ્ન થઈ હતી. પ્રીયાને વિચારમાં ગુંથાયલી જોઇ "ચંદ્રસિંહ" તેની પાસે આવી ઉભો રહ્યો, "ચંદ્રસિંહ" ને જોઇ "કુમુદકુમારી" આનંદ પામી, ને આપે અત્યારમાં કયે સ્થળે ગમન કર્યું હતું, એમ પૂછવા લાગી. પ્રીયાનાં મધુરા વચન સાંભળી 'ચંદ્રસિંહ" પ્રસન્ન થયો; ને રાત્રીની બનેલી બીના "કુમુદકુમારી" ને જણાવવા લાગ્યો.

પોતાના પ્રાણનાથે તેનાં માતપિતાનું રક્ષણ કર્યું સાંભળી "કુમુદ" "ચંદ્રસિંહ"નો ઉપકાર માનવા લાગી, ગત આખી રાત્રીનો ઉજાગરો હોવાથી "ચંદ્રસિંહ" પ્રાતઃકાળનું નીત્ય કર્મ કરી નીદ્રાધીન થયો; ને "કુમુદકુમારી" માતા પિતાની પાસે રાજ્ય મહેલમાં ગઈ.



# પ્રકરણ ૧૪ મું.

## ભાગ્યનો ખેલ.

લખેલા લેખ લલાટના, નહી મીથ્યા કોઇથી કરાય,
ક્રોડ ઉપાયો કરી જુઓ, પણ લખ્યુ લલાટે થાય.



વર્ષા રૂતુ ચાલતી હતી, તેથી ગરમીનો ઉકળાટ શાંત થયો હતો, સાધારણ શરદી જણાતી હતી; કારણ કે હજી અષાડ માશ ચાલતો હતો. ધોધમાર વરસાદ વરસતો હતો, લોકોથી બ્હાર નીકળી શકાતું નહોતું, દિવસ છતા વરસાદથી અંધકાર છવાઇ ગયો હતો; પવનનુ તોફાનને સાથે મેઘ ગર્જના થતી હતી, આડા આડા વિજળીના ઝબુકા થવા લાગ્યા, ને એક જબરા કાટકાની સાથેજ વરસાદ ધોધમાર વરસવા લાગ્યો. થોડીવારે વરસાદ વરસતો બંધ થઇ ગયો, ને તેની સાથે સ્હેજ પ્રકાશ ફેલાયો, આવા વર્ષાના દિવસો જતા હતા.

બે ત્રણ દિવસથી વરસાદ વરસ્યો નથી, તેથી લોકો પોતાના કાર્યે જવા લાગ્યા, "ચંદ્રાવતીમાં પુર આવ્યુ હતુ, વૃક્ષો લીલાં કુંજ જેવાં બની ખીલી રહ્યાં હતાં; ગાયો ભેંસો નવો ખોરાક ચરી પુષ્ટ

થઇ હતી, મયુર કોકિલા વિગેરે પક્ષીઓ તેમના મધુર ટૌકાથી આનંદમાં વધારો કરી રહ્યાં હતાં. આવા સુંદર દેખાતા સમયે "વિજયસિંહ" મહારાજને શિકારે જઇ મ્હારના ભાગ અવલોકવાની ઇચ્છા થઇ તેથી તેમણે પોતાની સાથે તેડી જવા, એક સેવકને "ચંદ્રસિંહ" ને બોલાવી લાવવા ફરમાવ્યુ. થોડીવારે "ચંદ્રસિંહ" શિકારી પોશાકમાં સજ્જ થઇ, અશ્વને નચાવતો નચાવતો રાજ્ય મહેલ આગળ આવી પહોંચ્યો, અશ્વ ઉપરથી નીચે ઉતરી મહારાજા પાસે જઇ તેમને પ્રણામ કરી ઉભો રહ્યો. "ચંદ્રસિંહ" ને તૈયાર થઇ આવેલો જોઇ, મહારાજા તૈયાર થઇ ગયાને પોતાના અશ્વ ઉપર આરૂઢ થયા.

વૃદ્ધ મંત્રીશ્વરે સાથે થોડાક સૈનીકોને લઇ જવાની સૂચના આપી, પણ મહારાજાએ ના પાડી.

વિજય નગરની બહાર નીકળી તે બંને સ્વારોએ ઘોડા દોડાવી મુક્યા, તેવે સમયે એક મોટો વંટોળીયો થયો, ને તેની સાથે મહારાજાનુ વામ અંગ ફરકવા લાગ્યુ આવા અમંગળ સૂચક ચિન્હો જોઇ "વિજયસિંહ" ચંદ્રસિંહ" ને કહેવા લાગ્યા, રાજકુમાર? આજે આમ કેમ થાય છે.

"મહારાજા" જો આપ મ્હારૂં માનો તો આજે શિકારે જવાનુ રહેવા દયો, કાંઇ પણ અમંગળ બનાવ બનશે એમ મારૂં હૃદય પણ કહે છે; કારણ કે મહાન્ ભયંકર વૈરી હાથમાંથી છટકી જવા પામ્યો છે, ને તેણે મારા સાભળવા પ્રમાણે આ ભયંકર જંગલમાંજ પોતાનું રહેઠાણ રાખ્યું છે. માટે હજીપણ પાછા ફરીયે તો સારૂં; પછી જેવી આપની ઇચ્છા. "ચંદ્રે" પોતાના હૃદયનું કહી દીધું

મારા, શુરવીર, 'રાજકુમાર'? આજ તારા મુખમાંથી આવાં

વચન નીકળતાં જોઈ હું ઘણોજ આશ્ચર્ય પામ્યું; તારા મુખમાં આવાં વચનો શોભે નહી; શું ? બ્હાર નીકળેલો રાજપૂત કદી પાછો ફરે, ને શું ? તે કોઇનાથી ડરે, નહી, નહી, " ચંદ્રસિંહ" ભલે જે થવાનું હોય તે થાય પણ પાછા તો નહીજ જવાય માટે ચાલો. વિજયસિંહે" ચંદ્રને ભય દર્શાવતો જોઇ કહ્યું

" વિજયસિંહે " અશ્વને ચાબુકનો પ્રહાર કર્યો, ઘોડો પૂરપાટ દોડવા લાગ્યો; કલાકેક ચાલ્યા પછી તે બંન્ને જણ એક મ્હોટા પહાડ આગળ આવી અટકી ઉભા રહ્યા.

સાંજનો સમય થવા આવ્યો હતો, આકાશ વાદળથી આચ્છાદીત થયેલું હતું, ઘણોજ રળિયામણો દેખાવ લાગતો હતો.

તે બન્ને સ્વારો ત્યાં ઉભા રહી, આસપાસ દ્રષ્ટી ફેરવી નીહાળવા લાગ્યા, હજી સુધી કોઈ પણ શિકાર તેમની દ્રષ્ટીયે પડયો નથી. એટલામાં " ચંદ્રસિંહ " જે મહારાજાથી સ્હેજ આગળ ચાલતો હતો, તેણે એક ગુફામાં સિંહને સુતેલો જોયો, તરતજ તેણે તે સિંહ મહારાજાને બતાવ્યો. તેથી તે બંન્ને જણા તે ગુફા તરફ ગયાને તે ગુફાથી થોડેક દુર ઉભા રહી બદુકનો બ્હાર કર્યો બંદુકનો અવાજ થતાંજ વનરાજ એકદમ ચમકીને આળસ મરડી ઉભો થયો, ને ભયંકર ગર્જના કરતો બ્હાર ધસી આવ્યો વનરાજની ભયંકર ગર્જનાથી જંગલનાં પ્રાણીયો ગભરાટથી આમતેમ દોડવા લાગ્યાં, એટલામાં વળી વિજયસિંહે બીજો બ્હાર કર્યો, આથી તે વનરાજ છેડાયો, ને એકદમ મોટી છલંગ મારી મહારાજા " વિજયસિંહ " ઉપર તરાપ મારી, કે તરતજ પાછળથી ચંદ્રસિંહે તેની ઉપર ગોળી બ્હાર કર્યો, પણ તે વનરાજ ડગ્યો નહી, તે તો તેના શત્રુની સામે

જ હિંમતથી તુટી પડયો. વિજયસિંહ અશ્વને ગોળ ફેરવવા લાગ્યા, ને તે સિંહની તરાપોને નીરર્થક કરવા લાગ્યા, તેમ તેમ તે સિંહ વધારે ગર્જના કરી અશ્વની પેઠ ફરવા લાગ્યો. એવામાં બરાબર લાગ સાધી મહારાજાએ તેના કપાળ સામુ નિશાન તાકયુ, ને તરતજ બંદુકનો ભ્હાર કર્યો. બંદુકમાંથી નીકળેલી ગોળી તે વિક્રાળ પ્રાણીના કપાળમાં આબાદ વાગી ને એક કારમી ચીશ પાડી તે વનરાજ જમીન ઉપર ગબડી પડયો, ને તરફડવા લાગ્યો. કે તરતજ "ચંદ્રસિંહે તલવારના ધાથી તેને તરફડતો બંધ કર્યો. સિંહને મરાયો જોઇ મહારાજા આનંદ પામ્યા, ને ત્યા એક વૃક્ષની નીચે વિશ્રામ લેવા બંન્ને જણ બેઠા, તેવામાં એક હરણ પાસેની ઝાડીમાંથી નીકળી આવ્યું, તે હરણને જોતાંજ વિજયસિંહ તથા "ચંદ્રસિંહ" ધીમેથી અશ્વ ઉપર સ્વાર થયા, ને તે હરણનું નિશાન તાકયુ બંદુકનો અવાજ થયો, નિશાન નિષ્ફળ ગયુ, ને તેની સાથેજ તે હરણ ચારે પગે થેકડા ભરતું નાશવા લાગ્યુ.

તરતજ તે બન્ને સ્વારોએ પોતાના ઘોડા તે હરણની પાછળ દોડાવ્યા, તે હરણ પુરપાટ દોડવા લાગ્યુ તેની અને ઘોડાની વચમાં ઘણુંજ અંતર પડી ગયુ.

હરણને છટકી ગયેલું જોઇ વિજયસિંહ ક્રોધીત થયા, ને તે ક્રોધ બિચારા અશ્વને બે ચાર ચાબુકો લગાવી શાંત કરવા લાગ્યા. ચાબુકના પ્રહાર થતાની સાથેજ જાતવાન જાનવર ચારે પગે ઉછળયું ને પવન વેગે દોડવા લાગ્યુ. તેની પાછળ રાજકુમારે પણ પોતાના અશ્વને દોડાવવામાં કચાશ રાખી નહિ, પણ તેનો અશ્વ "વિજયસિંહ" ના ઘોડાને પહોચી ન શકયો મહારાજાને લઇ દોડતો અશ્વ

જોતજોતામાં ઘણે દૂર નીકળી ગયો ને દેખાતો પણ બંધ થયો.

ચંદ્રસિંહનો અશ્વ પણ પુરપાટ દોડયે જાય છે, એવામાં તે જંગલમાં બે તરફ જવાના બે રસ્તા આવ્યા. "ચંદ્રસિંહે" અશ્વની લગામ ખેંચો ઘોડો ત્યા અટકાવ્યો, ને હવે કયે રસ્તે પણ ને કયે રસ્તે જઇ મહારાજાને મળું તે આ રસ્તેથી ગયા હશે ? કે આ રસ્તેથી, રાત્રી પડવા આવી છે ને થોડીવાર પછી માર્ગ પણ સુઝશે નહિ, અહીંથી વિજયનગર પણ ઘણું દુર રહ્યું, હવે મારે કયે રસ્તે જવું તથા મહારાજાનું શું થયુ હશે ? એવા વિચાર 'ચંદ્રસિંહ' ને થવા લાગ્યા આટલામાં કોઇ મનુષ્ય પણ નથી કે તેને પૂછુ ? કોઇની પગથી એ નથી તો મનુષ્ય તો કયાંથીજ હોય ? હવે મારે શું કરવું. તેવામાં ચંદ્રસિંહે વિચારમાથી મુક્ત થઇ જોયુ તો, એક મનુષ્યને તેની તરફ આવતો જોયો તે મનુષ્યને જોઇ 'રાજકુમાર' આનંદ પામ્યો, ને બોલવા લાગ્યો. અરે આવા ભયાનક જંગલમાં ને તે વળી રાત્રીના પ્રસગે આ મનુષ્ય કયાં જતો હશે ? એમ ધારી ચંદ્ર તેની તરપ જોવા લાગ્યો. તે આવનાર પુરૂષ પોતાની સમીપજ આવે છે ધારી 'ચદ્રસિંહ' ગંભીર મુખાકૃતી રાખી ઉભો રહ્યો.

આવનાર માણસ 'રાજકુમાર' ની છેક પાસે આવી તેમને ભોંય સુધી નમીને પ્રણામ કર્યા, ને પછી હાથ જોડી કુમાર ને પૂછવા લાગો ! રાજકુમાર ચદ્રસિંહ આપનું નામ ?

અણજાણ્યાના મુખથી પોતાનું નામ સાંભળતાંજ ચંદ્રસિંહ આશ્ચર્ય પામ્યો ને તેને કહેવા લાગ્યો. હા ? ચંદ્રસિંહ મારૂં પોતાનું નામ, તમે કોણ છો ? ને મને કયાંથી ઓળખો છો, હું તમને ઓળખતો નથી !

આવનાર માણસ—ખરૂં છે, આપે મને કદી જોયેલો નહી એ-ટલે ક્યાંથી ઓળખો ! પણ આપને તો હું સારી પેઠે ઓળખું છુ. મારા મહેરબાન ? હુ તો આપને ખોળી ખોળીને થાક્યો. મહારાજા વિજયસિંહ તો ક્યારનાએ અમારા મુકામે આવી વિશ્રાંતિ લેવા બેઠા છે, તેમણેજ મને આપનુ નામ, રૂપ, રંગ વંશ વિગેરે નીશાની-ઓ બતાવી આપને શોધી લાવવાની આજ્ઞા આપી છે. સારૂ થયુ કે આપ મને માર્ગમાંજ મળી ગયા, નહીં તો રામ જાણે મારે કેટલુંએ રખડવું પડત. હવે ? આપ ? ચાલશો ?

હા, ચાલો ! કહી 'ચંદ્રસિંહ' તે આવનાર માણસની પાછળ ઘોડો ચલાવવા લાગ્યો. મ્હોટા મ્હોટા પર્વતોની વચમા થઇને તેઓ એક મ્હોટી ખીણમાં ઉતર્યા. ને તે ખીણમાં ચાલવા માંડ્યુ; ઘોડો પણ થાકી ઠોકરો ખાવા લાગ્યો પણ હજી સુધી મુકામ કેમ આવ્યો નહી એમ ધારી તે પેલા આવનાર માણસને પૂછવા લાગ્યો.

અરે તમારો મુકામ હજી કેટલે દુર છે ?

પાસેજ છે, જુવો, પેલું જે સામે દેખાય છે, તેજ અમારો મુકામ. પણ તે અહિંથી લગભગ ચારેક ગાઉ દુર હશે. તેણે એક દિશા તરફ લાંબો હાથ કરી 'ચંદ્ર'ને કહ્યું, ને પછી મુંગે મોઢે ચાલવા લાગ્યો.

તેણે બતાવેલી દિશા તરફ 'ચંદ્રસિંહ' ઘણુંએ જોવા લાગ્યો. પણ તેને કંઇ જણાયું નહિ, તેથી 'ચંદ્ર'ને તેની ઉપર વ્હેમ આવ્યો.

આવનાર માણસ મુંગે મોઢે આગળ ચાલ્યો જતો હતો, તેવામાં ત્યાં આગળ દશેક માણસોનું ટોળું, મુખે મુખવટો ધારણ કરેલું, હાથમાં બળતી મશાલો રાખી, ત્યાં આવી પહોંચ્યુ. તે ટોળાને જો-

નોજ 'ચંદ્રસિંહ'ને રસ્તો બતાવનાર માણસ તે લોકોમાં ભળી ગયો, ને તે ટોળાના સરદારના કાનમાં કંઇક ધીમેથી વાત કરવા લાગ્યો. તેની વાત સાંભળી તે ટોળાનો સરદાર 'રાજકુમાર'ની સામે ધારી ધારીને જોવા લાગ્યો, ને તે પછી, તેણે તેના માણસોને હુકમ આપ્યો કે આ માણસ (ચંદ્ર)ને પકડો, હુકમનો અમલ તુરતજ થયો, તે માણસો 'ચંદ્રસિંહ'ને પકડવા તેની તરફ ધસ્યા, પણ તે પહેલાં તો 'ચંદ્રસિંહ'ની તલવાર તેના મ્યાનમાંથી નીકળી, હવેજ 'ચંદ્ર'ને ખબર પડી કે દગો થયો છે, તે પોતાની સમશેર તેમની સામે ધરી મોટા અવાજથી કહેવા લાગ્યો! ખબરદાર! એક તસુ પણ આગળ વધ્યા છો તો! નક્કી સમજજો કે તમે બધા મારા હાથથી બચવા પામવાના નથી. પણ નકામું તમારૂં લોહી વહેવરાવવાની મારી ઇચ્છા નથી. ખબરદાર જો આગળ વધ્યા, તો સમજજો કે તમ પ્રાણ ખુટયા, કોણ છો તમે અધર્મીઓ, શા માટે મુજ સામે અત્રે આવિયા.

**સરદાર**—કૃતાંત કાળ રૂપ અમો છીએ, સરદાર હુકમથી આવીયા
વિર શીરોમણી 'ઝેરીમલ'નો, તુજને પકડવાનો હુકમ લાવીયા

**ચંદ્રસિંહ**—તો થાઓ તૈયાર, રોળી નાંખું તમને પલકમાં
પછીથી મારૂં તમ સરદાર, સત્વર મોકલું તેને નર્કમા.

આવો, આવો, જેને નર્કમાં વ્હેલું, જવાની ઇચ્છા હોય તે પહેલો આવો? એમ બોલી, 'ઝેરીમલ'નો પ્રપંચ જોઇ 'ચંદ્રસિંહ' ક્રોધથી દુશ્મનોનો સંહાર કરવા લાગ્યો. શત્રુઓ પણ તેનાથી જાય તેવા નહોતા. તેઓ પણ સૌ સૌની તલવારો તાણી "રાજકુમાર" ની ઉપર તુટી પડયા.

બહાદુર " રાજકુમાર " પ્રભુનું સ્મરણ કરતો દુશ્મનોથી ઘેર તેમની વચ્ચે ચારે તરફ શમશેર ફેરવવા લાગ્યો. ને પોતાની તલવ પર શત્રુઓના ઘા ઝીલતો પોતાનુ રક્ષણ કરવા લાગ્યો. જોતજોતા દુશ્મનના બે માણસો " રાજકુમાર "ના ઘાથી માર્યા ગયા. આ બીજા સિપાઇઓને ઘણો ક્રોધ ચઢયો, ન એક સામટી કીકીયા કરી તેઓ સઘળા 'ચંદ્રસિંહ' ની ઉપર તુટી પડયા. ને તેમ 'રાજકુમાર' ના ઘોડાને મારી નાંખ્યો, અશ્વ મરતાં 'ચંદ્રસિંહ જમીન પર પડયો; તોપણ હિંમત નહી હારતા જલદીથી ઉભો થ શત્રુઓની વચમાં તલવાર ચલાવવા લાગ્યો. સુભાગ્યે હજી સુધી તે શરીર ઉપર એક પણ જખમ થવા પામ્યો નહતો, પણ હવે કા સમય બદલાવા લાગ્યો. વિર 'ચદ્ર' ના સપાટામાં બીજા પ માણસો આવી ગયાં. હવે બાકી બીજા ત્રણ રહ્યા, તે મ્હોત જીવત દરકાર રાખ્યા વગર લઢતા હતા, એવામાં લાગ જોઇ 'ચદ્રસિંહે બીજા હાથથી ભેટમાંથી કટાર કાઢી, ને તેમના માનીતા સરદાર કલેજામાં હુલાવી દીધી, કટારના પ્રહાર થતાંજ તે સરદાર રામશર થઇ ગયો. આવું તેનું અનહદ પરાક્રમ જોઇ બાકીના સિપાઇ લઢવું છોડી દઇ નાશવા લાગ્યા.

પણ તેટલામાંજ તેમના સરદાર બહાદુર "ઝેરીમલજી" તે સ્થ આવી પહોચ્યા. ને "ચંદ્ર ના સામું જોઇ તે એકદમ હર્ષથી બો ઉઠયો કોણ? મારો શિકાર "ચદ્ર" અહા!

ઓ! "ચંદ્ર" શામાટે આવ્યો અહીં, જાવા યમને દ્વાર,
જો! રહીશ અહીંક્ષણ એકતો, જલદીથી થાશ પેલે પાર;
શામાટે? આવ્યો આ વનમાં, કે શુ રસ્તો ભૂલ્યો તજી મામ,
મરીશ હવે તું અભાગીઆ, લોપાશે જલદી હવે તુજ નામ.

**ચંદ્રસિંહ**—થઇ શકે નહિ કાંઇ તુજથી. ઓ દુષ્ટ કલંક હીણા,
ખાશે તુજ શરીર ગર્ધવ ગીધડાં, કટકા કરીશ તારા ઝીણા;
તીક્ષણ જો આ શમશેર છે, ધરી છે તુજ જેવા માટ,
આવ સામે હુ ઉભો છુ; ત્વરાથી પકડાવુ નર્કનીવાટ.

આવું સાભળતાંજ 'ઝેરીમલે' પાસે ઉભેલા એક સિપાઇના કાનમાં કંઇક કહી વિદાય કર્યો. ને તેના ગયા પછી 'ચંદ્રસિંહ' ની પાસે આવી ક્રોધથી કહેવા લાગ્યો'

ચદ્રસિંહ તું પોતેજ કે ?

**ચંદ્રસિંહ**— હા વારૂં ? તું શુ ધારે છે ?

**ઝેરીમલ**—(મુડદાં બતાવી) આ મારાં માણસોનો નાશ કર્યો કોણે ?

**ચંદ્રસિંહ**—જે તારી સામે ઉભો છે તેણે.

**ઝેરીમલ**—તેનું કારણ ?

**ચંદ્રસિંહ**—કારણ પુછતાં શરમાતો નથી, પાપી'

**ઝેરીમલ**—'ચંદ્ર' ખરાબ શબ્દ બોલતાં પહેલાં વિચાર કરજે ?

**ચંદ્રસિંહ**—નહિ તો તું શુ કરીશ ?

**ઝેરીમલ**—શુ કરીશ ? તારા ટુકડા કરીશ. ને તે ટુકડા કાગડા શીયાળવાં ને નાંખીશ ?

**ચંદ્રસિંહ**—અરે ? તે પહેલાં તો તને હું ચીરી નાખીશ. અધર્મી તને પલકમાં રગદોળી નાંખીશ ?

**ઝેરીમલ**—બસકર, તારી જીભને વધારે આગળ વધતી ખેંચી પકડ આવા અપ શબ્દો બોલી તું મારૂં અપમાન કરે છે ? તેનું ફળ હું તને હમણાંજ ચખાડું છે ?

**ચંદ્રસિંહ**—અરે! અભાગીયા તે પ્હેલાં તો આ મારી શમશેર તારી છાની વિંધી આરપાર નીકળી જશે!

એમ બોલી 'ચંદ્રસિંહ' ઝેરીમલ ની ઉપર ધસ્યો બન્ને જણા સામસામી તલવારોના પ્રહાર કરવા લાગ્યા, બરોબર અરધા કલાક સુધી આ બંન્નેનું યુદ્ધ ચાલ્યુ, પણ કોઇ પાછા હઠયા નહિ, એવામાં સમય સાધી 'ચંદ્રસિંહે' તેને તલવારનો એક ફટકો લગાવ્યો; ને તે ફટકો તરતજ 'ઝેરીમલે' તેની તલવાર પર ઝીલી લીધો 'ચંદ્રસિંહ' ની તલવારનો ફટકો એવા જોરથી તેની તલવાર પર પડયો કે જો "ઝેરીમલે" તે ફટકાને તલવાર પર ન ઝીલી લીધો હોત તો અવશ્ય તેના પ્રાણનો વિનાશ થાત. 'ચંદ્રસિંહ' ના ફટકાના આ ઘાતથી ' ઝેરીમલની તલવાર નીચે તુટી પડી ને તે પણ જમીન ઉપર ગબડી પડયો તેને નીચે પડતાં જોઇ 'ચંદ્રસિંહ' એકદમ વિકાળ વાઘની માફક છલગ મારી તેની છાતી ઉપર ચઢી બેઠો ને ભેઠમાથી કટાર કાઢી 'ઝેરીમલ' ની છાતી સામે ધરી કહેવા લાગ્યો, બોલ રાજ્યદ્રોહી તારી છાતી હું કેવી રીતે ચીરૂં? એકદમ કટાર ઘોચું કે ધીમે ધીમે!

**ઝેરીમલ**—(ગળગળે સાદે) ક્ષમા રાજકુમાર હું તમારી ક્ષમા યાચુ છું?

**ચંદ્રસિંહ**—ક્ષમા? કોને? તને હત્યારાને? તને ક્ષમા હોય નહી, નર્કના કીડા તારી આતુરતાથી રાહ જોઇ રહ્યા છે ને તારા શબની શ્વાન ને શીયાળવાં રાહ જોઇ રહ્યાં છે.

**ઝેરીમલ**—(સજળ નેત્રે) હા? તે સઘળાનેજ પાત્ર છું, મારાં પાપ ઘણાંજ ભયંકર છે ઓહ! હવે શું થશે? 'રાજકુમાર' આ આટલી વખત મને બચાવ હું તારે શરણે છું, હવે હુ કદી દગો નહિ કરૂં,

આ ! એવું મારૂં વચન છે, પ્રીય 'ચંદ્ર' મને ક્ષમા કર ને મને બચાવ હું તારો સદાને માટે સેવક થઇ રહીશ, મને ન મારીશ એવા કાલા વાલા કરી દીન્ મુખમુદ્રા કરી ? આંખોમાં પાણી ભરી 'ઝેરીમલ' 'ચંદ્ર-સિંહ'ને કાલાવાલા કરવા લાગ્યો તેના અત્યંત કાલાવાલાથી 'ચંદ્રસિં-હ'નું હૃદય દયાથી પીંગળયું, ને 'ઝેરીમલ'ની છાતી ઉપરથી નીચે ઉતરી તેને કહેવા લાગ્યો ? 'ઝેરીમલ' જા હું તને બચાવું છું, ને તારી દયા ખાઉં છું, જો કે ત્હેં અમને કષ્ટ દેવામાં કાંઇ પણ કસર રાખી નથી તે સઘળું હું ભુલી જાઉં છું" ને તને ક્ષમા આપું છું. માટે હવે પ્રભુને ઓળખી માણસ જાતની ઉપર દયા રાખવાનું શીખજે આ-ટલી તને મારી ખાસ શીખામણ છે.

**ઝેરીમલ**—( હાથ જોડી ) આપનો ઘણોજ ઉપકાર થયો, હવે આપ મારી સાથે ચાલો, અહીંથી પાસેજ આપણો મુકામ છે, આપ અત્યારે મ્હારા મ્હેમાન છો ? માટે ચાલો ? અત્યારે રાત્રીનો સમય છે, માટે વાળુ પાણી કરી, સુખેથી નીંદ્રા લે જો, ને પ્રાતઃકાળે આપણે સાથે વિજય નગર જઇશુ ? મારા ધારવા પ્રમાણે, મહારાજા બીજે રસ્તે થઇ વિજય નગર ગયા હશે. ત્યાં આવી હું મહારાજાને પગે પડી હું તેમની ક્ષમા યાચીશ, તે કૃપાળુ મને ક્ષમા આપશેજ, હાય ? " કુમુદા " બ્હેનને પણ મ્હેં પાપીએ દુઃખ દેવામાં મણા રાખી નથી, તેમને પણ પગે પડી હુ માફી માગીશ ? તે ઉદાર દીલનાં મને અવસ્ય ક્ષમા આપશેજ. માટે " ચંદ્ર-સિંહ " ભાઇ અત્યારે આપ મારી સાથે ચાલો ?

આગળ " ઝેરીમલ " ને પાછળ " ચંદ્રસિંહ બચેલા બે સિપા-

હયોને લઈ ચાલવા લાગ્યા ને થોડીવારમાં" તેઓ મુકામે આ પહોંચ્યા એ મોટા પલગ ત્યા ઢાળવામા આવ્યા હતા, તેની ઉ કપડાં કાઢી તેઓ બેઠા ? થોડીવાર પછી એક માણસ સુદર થાળમ ભોજન પીરસી લાવ્યો, ને તે થાળ "ચંદ્રસિહ" આગળ મુકયે "રાજકુમારે" ઝેરીમલના સામુ જોયુ, "ઝેરીમલ જમેલો હતો તેથ તેણે પોતે જમવાનું ના કહ્યું. "ચંદ્ર" ને ક્ષુધા ઘણીજ લાગી હતી તેથી તેણે ઝપાટા બધ જમી લીધુ; હાથ મ્હો ધોઇ, "ચંદ્રસિંહ' પોતાને માટે બીછાવેલા પલગમાં સુતો. આખા દિવસના સખ્ત પરી શ્રમથી તેને સુતાંજ નિદ્રા આવી ગઈ, "ચંદ્રસિંહ" ને ઘસઘસા ઉંઘતો જોઇ "ઝેરીમલ" આનંદ પામ્યો, તે તેના ઉપર "ચદ્રે" કરેલે ઉપકાર ભૂલી ગયો, તેના આગળના શબ્દો કે જે તેણે "ચંદ્ર"ની દયા માગવા કાલાવાલા કર્યા હતા, તે શબ્દો તેણે વિસારી મુકયા, ને તે પાપી ઝેરીમલ આખરે વિશ્વાસ ઘાત કરી દયાનો ગેર ઉપયોગ કરવાને તૈયાર થયો ? તરતજ તેણે સિપાઇને બોલાવ્યો આજ્ઞાકીંત સેવક હાજ થયો ને શુ હુકમ છે તે નમીને પૂછવા લાગ્યો; આ ઉંઘતા માણ સને ધીરેથી તે જાગે નહી તેવી રીતે તેના બંન્ને હાથમાં બેડી જડી દે. સમજ્યો ? ઝેરીમલે હુકમ આપ્યો ?

બહુ સારૂં સરદાર સાહેબ; એમ બોલી તે સિપાઇએ તરતજ લોહ વર્ણની બેડી ઉંઘતા ચંદ્રસિહના બન્ને હાથે જડી દાધી પછી ઝેરીમલ ત્યાથી ચાલ્યો ગયો.

'ચદ્રસિંહ' કેદ થયો, સિંહ ફસાયો, નિર્દોશ 'ચદ્ર' તેં જેની ઉપર દયા કરી બચાવ્યો, તેણેજ તારી દયાનો ગેરઉપયોગ કરી તને ફસાવ્યો; હા ! બહાદુર 'ચંદ્ર' આખરે તું દયાનો ભોગ થઇ પડયો ! હા! ચંદ્ર તું કેદ ? હા ! વિધાતા તારી ગતી ન્યારી છે, ભાગ્યના ખેલ પણ ન્યારાજ છે.



# પ્રકરણ ૧૫ મું.

## વિજયસિંહનું મૃત્યુ.

રણમાં રોળાયો રાજવી, કરી પરાક્રમ અપાર,
ક્ષત્રીવટ નીજ સાચવી, ગયો સ્વર્ગ મોઝાર.

—:o.—



જંગલમાં ભયાનક લાગતી કાળી રાત્રી સમસમાટ કરી ચાલતી હતી, આકાશમાં મેઘ છવાયેલો હતો; વિદ્યુતના ઝબુકા થતા હતા, દુર પ્હાડોની ખીણોમાં વનરાજની ગર્જના થતા હતી, ને તે વનરાજની ગર્જનાના ભેગી મેઘગર્જના ભળી જતી હતી આવા ભયંકર સમયે વિકાળ જણાતા આ જંગલમાં જો કોઇ નબળું પોચું આવી ચદેતો ભયથી મરી ગયા શિવાય રહે નહી; કાળી ભમ્મર જેવી જણાતી આ રાત્રીને વિષે આ જગલમાં એક ઘોડેસ્વાર મુશાફર વિજળીનો ઝબુકો થવાથી જણાયો, તે મુશાફર ઘણોજ શ્રમીત થયેલો લાગતો હતો, તેની ઉમ્મર પચાસેક વર્ષની જણાતી હતી, તેણે શિકારી કપડાં પહેરેલાં હતાં. ઘોડેસ્વાર આ જંગલમા ભુલો પડયો

હતો, તેને રસ્તાની માહીતી નહતી, તે વારંવાર પોતાની દ્રષ્ટી લં-
બાવે છે, પણ તેને રસ્તો સુઝતો નથી. પડતો ઠોકરો ખાતો તેનો
ઘોડો એક નદીના કિનારા આગળ આવી પહોંચ્યો, પરશેવાના રે-
બેરેબ તેને વળેલા હતા, તેનો ઘોડો પણ વારે ઘડીયે થાકથી ઠોકરો
ખાતો હતો.

તે ઘોડેસ્વારે તે નદીના કિનારે રાત્રી ગાળવાનો નિશ્ચય કર્યો.

તેણે ફરીથી એકવાર ચારે તરફ દ્રષ્ટી ફેંકી તો તેને ત્યાથી
થોડેક દુર કંઇક પ્રકાસ જેવુ જણાયુ, તેથી તેણે તે નદી ને કિ-
નારે મુકામ નહિ કરતા, તે પ્રકાશ તરફ જઇ મુકામ કરવાનો નિશ્ચય
કર્યો. પછી ઘોડા પર સ્વાર થઇ તે અજવાળા પાસે જઇ જુએ છે તો,
ખુલ્લા મેદાનમાં એક છાપરીની આગળ દશ બાર માણસો તાપણું
કરી ચલમ ફુંકતા હતા ને વાતોના તડાકા મારતા હતા.

ઘોડેસ્વાર તે માણસોને જોઇ આનદ પામ્યો, ને તેમની નજીક
જઇ ઘોડેથી ઉતરી, તેમની પાસે જઇ ઉભો રહ્યો.

ઘોડે સ્વારને ત્યાં આવેલો જોઇ, તથા તે કોણ હશે, એવું
ધારી ત્યાં બેઠેલા માણસો આશ્ચર્ય પામી તે ઘોડે સ્વારને જોવા
લાગ્યા તેનો યુધસ્વી બાંધો, ભવ્ય લલાટ અને તેજસ્વીતા નીહાળી
તે માણસો તો છકજ થઇ ગયા, ને તેઓ તે ઘોડે સ્વારને એક
અક્ષર પણ પૂછી શકવાને સમર્થ થયા નહિ; પણ ફકત તેઓ તે
સ્વારના સામું ટગર ટગર જોવા લાગ્યા.

તેમને આવી રીતે મુંગા રહેલા જોઈ, તે આવનાર માણસે
બોલવાની શરૂઆત કરી, ભાઇયો, તમે સઘળા કોણ છો? મને લાગે
છે કે તમે આ જંગલના વતનીયો હશો! તે ઘોડે સ્વારી કરીને

આવનાર માણુસને બોલતો સાંભળી તે માણસોને હિંમત આવી ને તેથી તેમાંનો એક માણુસ આગળ આવી કહેવા લાગ્યો, નાજી? અમે જંગલના વતનીઓ નથી, પણ કોઇ કારણથી હાલ અમે થોડા દિવસથી આ જંગલમાં રહીએ છીએ, વારૂં હવે આપ કોણ છો? ને આવી કાળી રાત્રે કઇ તરફથી આવો છો? અમને લાગે છે કે આપ આ જગલમા ભુલા પડયા હોવા જોઇએ.

આવનાર માણુસ—હા! તેમજ થયુ છે, હું મારા સાથી સાથે આજ બપોરનો શિકાર કરવા નિકળેલો હતો, પણ એક હરણની પાછળ પડવાથી હું મારા સાથીથી વિખુટો પડયો, ને આ જંગલમાં આવી ચઢયો, મને માર્ગ ન જડયો આથી હું અરણ્યમાં આમ તેમ ઘણુજ આથડયો, ને છેવટે મ્હેં દુરથી આતાપણાનું અજવાળું જોયુ ને તે અજવાળાના આધારે હું અહિ આવી ચઢયો.

ભલે પધાર્યા મા'રા મહેરબાન, હુ ધારૂં છું કે આપ કોઇ સરદાર હશો! તે માણસે પૂછયું.

ના, હું સરદાર નથી, આવનાર માણુસે કહ્યું.

તો આપ કોણ છો? ને આપ કયા સ્થળના રહેવાશી છો? તે માણસે ફરીથી પૂછયુ.

હું 'વિજય નગરનો રહિશ છુ. આવનાર માણસે જવાબ આપ્યો.

મહારાજા "વિજયસિંહ" ના રાજયના છો? હું! વારૂં આપનું નામ, તે માણસે નામ જાણવાના હેતુથી પૂછયું.

"વિજયસિંહ," જવાબ મળ્યો.

હેં! સર્વ માણુસોના મુખથી ઉદ્દગાર નીકળ્યો, ને તે સાથેજ

તેઓ એક મોટી ખુશાલીની બુમો મારવા લાગ્યા. તે પછી સઘળા શાંત રહી 'વિજયસિંહ' ને નીહાળવા લાગ્યા, અને પછી "વિજય-સિંહ"ની સાથે વાત કરનાર માણસે મહારાજાને વાસ્તે ઝુંપડીમાંથી પડેલો એક જુનો ખાટલો લાવી ત્યાં બીછાવી દીધો, ને તેની ઉપર મહારાજાને બેસવા કહ્યું.

"વિજયસિંહ" મહારાજા તે માણસોની વચમાં તે ખાટલા ઉપર બેઠા, એક માણસ મહારાજાના ઘોડાની બરદાસ કરવા લાગ્યો તો બીજો માણસ એક લોટામાં પાણી ભરી લાવ્યો, તેમાંથી હાથ મ્હોં ધોઇ મહારાજા સ્વચ્છ થયા; એટલામા એક ત્રીજો માણસ એક વડના પતરાળામાં જુદી જુદી જાતનાં ફળ ફળાદી મુકી લાવ્યો ને મહારાજાની સન્મુખ મુકી તેમને આરોગવાનુ કહ્યુ, "વિજયસિંહ" આ લોકોની આવી પરોણાગતથી સતુષ્ટ થયા, ને સામે મુકેલાં ફળ ફળાદી આરોગવા લાગ્યા.

મહારાજાને જમવામા રોકાયેલા જોઇ, તેમની સાથે પ્રથમ વાત કરનાર માણસે, એક બીજા માણસને બોલાવી તેના કાનમાં કંઇ વાત કહી તેને ત્યાંથી વિદાય કર્યો.

'વિજયસિંહ' તે ફળને આરોગી જળપાન કરી નિવૃત્ત થયા, ને પ્રથમ વાત કરનારની સાથે જુદા જુદા વિષયો ઉપર વાતો કરવા લાગ્યા.

પેલી તરફ પેલો વિદાય કરેલો માણસ ઝપાટાબંધ જંગલમાંથી પસાર થતો હતો, મધ્ય રાત્રી વ્યતીત થઇ હતી, તે માણસ ચાલતો ચાલતો ઠેઠ 'ઝેરીમલ'ની છાવણી આગળ આવી પહોંચ્યો.

આજ, જંગલમાં 'ઝેરીમલ' છાવણી નાંખીને પડયો હતો જે માણસો તાપણું સળગાવી બેઠાં હતાં તે પણ 'ઝેરીમલ'નાં માણસો

હતો, આજે 'વિજયસિંહ' તેમજ 'ચંદ્રસિંહ' શીકારે નીકળવાના છે તેવી બાતમી 'ઝેરીમલે' અગાઉથી મેળવી હતી.

તેઓ બન્ને આ જંગલમાં આવી ચઢયા છે, તે પણ તેણે જાણ્યું હતું, ને તેથી તે બન્નેમાથી કયારે એક જણ છુટો પડે તેની રાહ જોતો હતો, દૈવયોગે મહારાજા તથા 'ચંદ્રસિંહ' હરણની પાછળ પડયા, ને મહારાજા ઘણેજ દુર નીકળી ગયા, તેમની પાછળ 'ચંદ્રસિંહ' પણ તે બે રસ્તા આગળ આવી પહોંચ્યો, ને તે બે રસ્તા બન્ને બાજુ જતા જોઇ ત્યાં અટકી વિચાર કરવા લાગ્યો. એવી રીતે 'ચદ્રસિહ' તથા મહારાજા વિખુટા પડી ગયા, તેની પણ 'ઝેરીમલે' ખબર મેળવી હતી, ને તેથીજ તેણે એક માણસને માર્ગ બતાવનાર ભોમીયા તરીકે, 'રાજકુમાર'ની સઘળી નિશાનીયો બતલાવી તેને ગમે તે પ્રકારે સમજાવી ત્યા લાવવા કહ્યુ, ને બજા બાર માણસોને બીજી તરફ 'વિજયસિંહ' ની શોધમાં મોકલ્યા, તે મોકલેલા માણસોએ શુ કર્યુ તે આપણે જોઇ ગયા, હવે આપણે આપણી કથા આગળ ચલાવીએ.

છાવણીની નજીક આવી પહોંચેલા માણસે ત્યાં ફરતા પહેરેગીરને 'ઝેરીમલ' ને બોલાવવા કહ્યું, પહેરેગીર તેને ઓળખી ચાલ્યો ગયો, ને થોડીવારમાં 'ઝેરીમલ' ને બોલાવી ત્યાં હાજર થયો.

'ઝેરીમલ' ને જોઇ આવનાર માણસે નમન કર્યું ને હાથ જોડી એક બાજુ ઉભો રહ્યો.

**ઝેરીમલ**—'બહાદરસિંગ' શું ખબર લાવ્યો છે!

**બહાદર**—માનવંતા સરદાર! અમે જ્યાં છાવણી નાંખીને પડયા છીએ, તે જગાએ હમણાંજ થોડીવાર ઉપર એક પહેલવાન

જેવો ઘોડેસ્વાર આવ્યો છે. તે ઘોડેસ્વારને અમે સમજાવી તેની આગતાસ્વાગતા કરી છાવણીમા રાખ્યો છે.

ઝેરીમલ—તે ઘોડે સ્વાર કેવો છે, તથા તે કોણ છે? તેની તને ખબર છે?

બહાદર—જી હા તે ઘોડે સ્વાર કાળા ઘોડા ઉપર સ્વારી કરીને આવ્યો હતો, દેખાવે જો કે સાધારણ વૃદ્ધ જેવો દેખાય છે, પણ તેની તેજસ્વી આંખ તથા મ્હોનો ચહેરો ભલ-ભલાનાં કાળજાં કપાવે તેવો છે.

ઝેરીમલ—(કંટાળી) અરે? લાંબુ ટાયલું કરવું મુકી દઇને બસી મરને કે તેનું નામ શું છે?

બહાદર—'વિજયસિંહ'

ઝેરીમલ—(આનંદથી) હેં? શું કહે છે, છેવટે તે સપડાયો ખરો (સ્વગત) અહા મ્હારૂં ભાગ્ય તેજ છે. જો આ સમય હું ચુક્યો તો સદાને માટે ભુલ્યો. હવેજ મારૂ ધાર્યુ પારપડશે ને આ 'ઝેરીમલ' કુમુદ કુમારીને' ઉપાડવામા ફાવશે, 'કુ-મુદા' તુ મારો તિરસ્કાર કરે છે, પણ યાદ રાખજે કે આ-ખરે તારે આ 'ઝેરીમલ' નાજ ચર્ણ તળાંસવા પડશે, ઠીક છે, તે બધું પછીથી થઇ રહેશે; (પ્રગટ) બહાદર?

બહાદર—જી સેવકને શો હુકમ છે?

ઝેરીમલ—તું જા ને કાળસિંહને અહીં મોકલ? બહુ સારૂં કહી 'બહાદર' નમીને ચાલતો થયો. થોડીવારમાં એક હૃષ્ટપુષ્ટ માણુસ શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઈ ત્યાં આવ્યો ને 'ઝેરીમલ' ને નમન કરી પૂછ્યું? સરદાર સાહેબ શું આજ્ઞા છે.

ઝેરીમલ—'કાળસિંહ હાલનેહાલ આપણા બધા માણસોને તૈયારકરી, છુટા છવાયા અહીંથી થોડે દુર જંગલમાં છુપાવીદેઓ, ને જ્યારે હું અવાજ કરૂં કે એકદમ તમારે બ્હાર નીકળી આવવું, ને તે પછી શું કરવાનુ છે, તેની હું તમને તે વખતે સૂચના આપીશ.

કાળસિંહ—બહુ સારૂં આપની આજ્ઞા પ્રમાણેજ અમલ કરૂં છું ? સેવકને જવાની આજ્ઞા છે ?

હા જાઓ ? વિલંબ કરવાનો સમય નથી એમ કહી 'ઝેરી-મલ' વિજયસિંહની પાસે જવા ચાલ્યો. 'કાળસિંહે' પણ 'ઝેરી-મલની આજ્ઞાનુસાર સર્વ ગોઠવણ કરી દીધી ને 'ઝેરીમલ' ના અ-વાજની રાહ જોતો જ્યાં 'વિજયસિંહ' બેઠેલા છે, ત્યાંથી થોડેક દુર છૂપાઈ ને બેઠો.

'ઝેરીમલ' હર્ષમા ને હર્ષમાં જયાં તેનાં માણસો એ છાવણી નાંખેલી હતી, ત્યાં આગળ આવી પહોંચ્યો.

પોતાના સરદારને આવી પહોંચેલા જોઈ તે સઘળાઓ એ તેને અભી વંદન કર્યું, મહારાજા 'વિજયસિંહ' તે નવા આવનારને ની-હાળવા લાગ્યા. 'ઝેરીમલ' 'વિજયસિંહ' ની નજીક ગયો ને અંદર પેટ દ્વેશ રાખી ઉપરથી પ્રણામ કરી કહેવા લાગ્યો. અહો ? કોણ મહારાજા 'વિજયસિંહ' પધાર્યા છે; મહારાજા આપને આ 'ઝેરીમલ' પ્રણામ કરે છે, 'વિજયસિંહ' આ નવીન આવનારને તુરત ઓળખી ગયા, ને ક્ષણભર સ્તબ્ધ બની તેને કહેવા લાગ્યા. પાપાત્મા 'ઝેરીમલ' તારો વાસ અત્રેજ છે કે ?

ઝેરીમલ—હાજી સેવકનો મુકામ અત્રેજ છે, અને આપ અત્રે જે

સ્થળે બેઠેલા છો, તે સ્થાન અને માણસો પણ મારાં છે, હં હં ? પણ હવે આપને આ સેવકની ઓળખાણ પડી હશે.

**વિજયસિંહ**—ઘણી સારી રીતે, એક સુપાત્ર મનુષ્યને ઓળખવા કરતાં, એક નીચ માણસને ઘણાં જન ઓળખી શકે છે!

**ઝેરીમલ**—ખરૂં છે? મહારાજા "વિજયસિંહ" જે "ઝેરીમલ" ને આપ નીચ ગણો છો, તેજ "ઝેરીમલ" ના કબજામાં તમે અહીં હાલ ફસાએલા છો; ને તે "ઝેરીમલ" તમને કેદ કરવા ની ઇચ્છા રાખે છે?

**વિજયસિંહ**--કેદ કરવાની ઇચ્છા! અરે! તું શુ કેદ કરીશ, "વિજયસિંહ" ના આગળ તું શુ? કરી શકવા સમર્થ છે, કેદ કરતાં પહેલાં તો, આ? વિજય તારો ક્ષય કરશે! તને છુંદી નાંખશે? એમ બોલી "વિજયસિંહ" ક્રોધથી ઉભા થયા, ને તેમના નેત્રો રક્ત વર્ણા થઇ ગયાં.

**ઝેરીમલ**--એમકે, "વિજય" "વિજય" હવે તારે મરવું જોઇએ.

કર તૈયારી વિજયતું, જાવા સ્વર્ગની વાટ;
કર ભજન તું ઇશનુ હવે ઘડું છુ તારોઘાટ.
સમય આવ્યો છે મા'રો, મુકીદે તું મનની હામ,
જો ન મારૂં હું તુજને, તો ઝેરીમલનહી મુજનામ.

**વિજયસિંહ**--ઓ કુળહિણા પાપીયા, મદમાં શું ફુલાઇમરે,
વિજય રોળશે તુજને, વિજય હૃદયે નવ ડરે.

**ઝેરીમલ**-થર થરાવું હું શેરને, દુશ્મનને રોળું પલકમાં.
ધરા ધ્રુજાવું ચરણથી, કરૂં કાળો કેર ખલકમાં;
આવે શુર મર્દ મુજ સામે, મારૂં હું એકજ ફટકે.

બીંસી દઇ કાઢું પ્રાણ, જીવતો તે રહી ન શકે;
જગ જાહેર હું જણુ, દીગંત વ્યાપી મુજ કામ.
કાળો ક્રુર હું ઝેરીલો, 'ઝેરીમલ' છે મુજ નામ.

**વિજયસિંહ**—ભસેછે શ્વાનતુંજજેવાં,પણ કરડી નવ જાણે;
ખરો વિર ક્ષત્રી બાળ, કદી મુખથી બોલીનજાણે.
ગાજતા મેઘ વર્ષે નહી, વદુ મુખથી પરમાણી;
જો સૌર્ય હોય ક્ષત્રીવિરનુ, તો આવ તલવાર તાણી.

**ઝેરીમલ**—"વિજયસિંહ" સમજ જે કે આ ઝેરીમલ એક બળવાન્ સિંહ છે!

**વિજયસિંહ**—મ્હારા મનથી તો તું એક ગરીબડું ઘેટું છે, પાપી, બોલી જાણે તે કરી ન જાણે, ને કરી જાણે તે બોલી ન જાણે, સમજ્યો, માટે ચાલ હવે હું તને નર્કનું દર્શન કરાવું. એમ બોલી "વિજયેસિંહે" મ્યાનમાંથી તલવાર ખેંચી, નાગની જીભની માફક, તે તલવાર સરરર કરતી બ્હાર નીકળી ને પાછલી રાત્રીના ઉગેલા ચંદ્રના પ્રકાશમાં ચળકવા લાગી, વિજયસિંહ ના શૌર્યના અનુભવીએ મહારાજાના ક્રોધથી ભય પામી ભયંકર અવાજ કર્યો.

અવાજ થતાંની સાથેજ છુપાઈ રાહ જોતો "કાળસિંહ" સૈનીકો સાથે ત્યાં દોડી આવ્યો, 'કાળસિંહ' ને જોઇ 'ઝેરીમલે' મહારાજાને પકડવાનો તેને હુકમ કર્યો, ને પોતે ત્યાંથી દુર ઉભો રહી જોવાલાગ્યો.

ભૂખ્યા વરૂઓની માફક સૈનીકોએ "વિજયસિંહ" ને ઘેરી લીધા, અણધારેલી આફતથી તથા 'ઝેરીમલ'ના પ્રપંચથી 'વિજયસિંહ' ના ક્રોધનો પાર રહ્યો નહી, પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરી, લાંબી

તલવાર હાથમાં ધરી, જેમ ખેડુત કાપણીમાં ઘાસ કાપે તેમ તલ-વારથી મહારાજા શત્રુ સૈન્ય ને કાપવા લાગ્યા.

સૈનીકો પણ તલવારો ખેંચી 'વિજયસિંહ' ઉપર તુટી પડયા, 'વિજયસિંહ' ચારે તરફ તલવાર ફેરવવા લાગ્યા, ને દુશ્મનના પડતા ઘા તલવાર પર ઝીલવા લાગ્યા; તેમની લાબી ભારે તલવાર તેમના હાથમાં એક પીંછાની માફક ફરવા લાગી ને જે તેના સપાટામા આવ્યુ, તેના બે ભાગ કરવા લાગી.

રાત્રીને પાછલે પહોરે ભયંકર મારા મારી શરૂ થઇ, ઘવાયેલા સિપાઇઓના અવાજથી ગુમરાંણુ થઇ રહ્યું હતું; બરાબર એક પ્રહર સુધી આતુમુલ યુદ્ધ ચાલ્યુ, તેટલા સમયમાં વિર 'વિજયસિંહે' દુશ્મનના પચાસેક સૈનીકોને સ્વર્ગ તરફ વિદાય કર્યા ને બાકીનાની સાથે હજી યુદ્ધ કરતા હતા.

પણ સમય બળવાન છે, મહારાજાનો પ્રીય અશ્વ દુશ્મનોના ઘાથી ઘવાણો, ને તે જાતવાન અશ્વ નીચે ઢળી પડયો; તેની સાથેજ મહારાજા પણ નીચે પડી ગયા; ને જેવા ઉભા થવા જાય છે કે તરતજ પાછળથી ચાર સૈનીકોએ એક સાથે આવી મહારાજાની પીઠ-ઉપર સાથે ઘા કર્યા. તે ચારેના એકી વખતે સામટા પડેલા ઘાથી 'વિજયસિંહ' જમીન ઉપર તુટી પડયા, ને એકજ ક્ષણમાં તેમનો અમર આત્મા જુનું થયેલું ખોળીયુ તજી દઇ નવું ધારણ કરવા કિરતારની હજુરમાં ચાલ્યો ગયો.

'વિજયસિંહ'ના મૃત્યુથી પાપાત્મા 'ઝેરીમલ'ના હર્ષનો પાર રહ્યો નહી, તેણે ત્યાં આવી મ્યાનમાંથી તલવાર કાઢી મરેલા 'વિ-જયસિંહ'ના શબ ઉપર ઘા કરી ધડથી માથું છુટું પાડયું. હજી પણ

જાણે તેનું વૈર પુરૂં ન થયું હોય તેમ, તેણે તે માથું એક લાંબા ભાલા ઉપર ખોસી જાણે કોઇ મ્હોટા યુદ્ધમાં વિજય ન મેળવ્યો હોય તેમ રણશીંગડું ફુકાવતો, તે પોતાની છાવણી નજીક આવી પહોંચ્યો.

રણશીંગડાના અવાજથી 'ચંદ્રસિંહ' નિંદ્રામાંથી ઝબકીને જાગી ઉઠ્યો, ને જુવે છે તો પોતાના બન્ને હાથ કબજે પડેલા દીઠા, શું ! આખરે તે ચંડાળે વિશ્વાસઘાત કરી મારી દયાનો આવો લાભ લીધો ! હાય ! અતે પાપીએ મને દગો દીધો. વિશ્વાસઘાત કરી 'ઝેરીમલે' તેને બંધન કર્યો છે, એવું જોઇ તેના ક્રોધનો પાર રહ્યો નહીં; તેણે મ્હોટી ભયંકર ગર્જના કરી, તેના અવાજથી ત્યાંનો પહેરેગીર ભય પામી ધ્રુજવા લાગ્યો. તેવામાંજ ક્રોધથી ઉગ્ર દેખાતા 'ચંદ્રે' ત્યાં દોડી આવી, લોહ વર્ણની બેડીથી જડેલા બંને હસ્તે તે પહેરેગીરના મુસ્તક ઉપર પ્રહાર કર્યો, 'ચંદ્રસિંહ' ના મજબુત હાથને તે વળી લોઢાની બેડીવાળા, પહેરેગીરના માથા પર પડતાંજ તે બીચારાના માથાના કુચા થઇ ગયા. ને તે પહેરેગીર તમ્મર ખાઇ નીચે તુટી પડયો, તેના મુસ્તકમાંથી રક્તસ્ત્રાવ થવા લાગ્યો.

પાપી 'ઝેરીમલ' કયાં છે ! મને કોઇ બતાવો ! એમ મ્હોટી બુમો મારતો 'ચદ્રસિંહ' દોડતો 'ઝરીમલ'ને ખોળવા લાગ્યો, ક્રોધથી તેનાં નેત્રો ફાટી ભયકરતામાં વધારો કરતાં હતાં, તેનો ચહેરો વિકાળ કાળ સમાન ભાસતો હતો; એટલામાંજ 'વિજયસિંહ'ના મુસ્તકને ભાલા ઉપર ખોસી, ને તે ભાલો વામ કરમાં ઝાલી ચાલી આવતો 'ઝેરીમલ' એકલો 'ચંદ્રસિંહ'ને સામો મળ્યો. 'ચંદ્રસિંહ' ને જોતાંજ કાયર 'ઝેરીમલ' ચેતી ગયો, ને તેનું ઉગ્ર સ્વરૂપ નીહાળી કંપવા લાગ્યો; તરતજ તેણે પાછા ફરતા સૈનીકોને

હાંકો મારી બોલાવ્યા. 'ચંદ્રસિંહ' ક્રોધપુર્ણ નયને તેના સામું નીહાળી તેને કહેવા લાગ્યો, નામર્દ ધીક્કાર છે તને, તું ગર્ભમાંજ કેમ ન મુઓ, બ્યંડળ! ક્ષત્રી બચ્ચો આવુ વિશ્વાસઘાતીનું કાર્ય કરેજ નહી. હાય ! તને શુ કરૂં? હું બંધ સ્થીતીમાં છુ. તેનું આવેશ યુક્ત બોલવું સાંભળી 'ઝેરીમલે' વિજયસિંહ'નુ માથું ખોસેલું છે, તે ભાલો 'ચંદ્ર' ની સામે ધરી કહેવા લાગ્યો! 'ચંદ્ર' તારો ક્રોધ વૃથા છે.

મારા માર્ગમાં વિઘ્ન કરતા, આ ! એક કટકતો દુર થયો ને હવે બીજો કંટક તે તું એકલો રહ્યો, તે તું પણ હવે થોડા સમયમાં દુર થઇશ. આજથી ચોથે દિવસે ભવાનીને તારા શરીરનું બળીદાન આપવામા આવશે! આટલુ કહી તે પાપી ખડખડ હસવા લાગ્યો, તેને હસતો જોઇ 'ચંદ્રસિંહ' તેનો ધીક્કાર કરી ક્રોધથી કહેવા લાગ્યો.

બીજાનું દુઃખ જોઇ હસનાર પાપી 'ઝેરીમલ' હવે બોલાવ તારા સૈનીકોને? ક્યાં છે તારા તે બાયલા સૈનીકો? નરાધમ તું એમ ન સમજીશ કે આ 'ચંદ્ર' તારાથી ડરી જશે એક સિંહની આગળ ઘણાં શીયાળવાં એકઠાં થાય તો શું? તે વનરાજ ડરી જશે? વિશ્વાસ ઘાતી કુતરા? |'વિજયસિંહ' મહારાજના મૃત્યુનું વૈર હું હમણાંજ લઉંછું પ્રપંચી મને નીંદ્રામાં બંધન કરી શું! મલકાય છે? 'ચંદ્રે ભયંકર ત્રાડ પાડી, જો! જો! ઓ! હત્યારા જો? આ તારી લોહ વજ્રની બેડીની દશા ! એમ બુમ મારી જોત જોતામાં 'ચંદ્રે' તે બેડીના કટકે કટકા કરી નાંખ્યા, ને છુટો થઇ 'ઝેરીમલ' તરફ ધસ્યો, સૈનીકો ભયથી સ્તબ્ધ બની ગયા.

'ઝેરીમલે બેડી તોડી નાંખી પોતાની તરફ દોડી આવતા 'ચંદ્ર'

ને જોઇ હવે જીવવાની આશા નથી ધારી સૈનીકોને ગભરાટથી કહે-
વા લાગ્યો. આને પકડો ? નહી તો મારી નાંખો ? ઓ ! 'કાળસિંહ' ?
ઓ ? ધિરસિંહ ' મને બચાવો ? હું મુઓ ? અરે આ આવ્યો
અરે ? તે હમણાંજ મારો પ્રાણ લેશે. એમ બુમે બુમ મારતો ' ઝે-
રીમલ ' નાશવા લાગ્યો.

તેમના સરદારની આવી થયેલી દુર્દશા જોઇ સૈનીકો એ એક
સાથે 'ચંદ્ર' ની ઉપર હુમલો કર્યો ને બધાએ સાથે મળી તેને ઘેરી
લીધો. તેટલા વખતમાં તો ઉગ્ર સ્વરૂપી 'ચંદ્રે' કોઇને લતા પ્રહારથી
તો કોઇને મુષ્ટીપ્રહારથી એમ દશ જણને તો પુરા કરી નાંખ્યા. પણ
આખરે ઘણા સૈનીકોથી ઘેરાયેલો શસ્ત્રહિન્ 'ચંદ્ર' શ્રમીત થઇ ગયો,
તે એકલો શું કરી શકે ? સૈનીકો એ ધસી આવી એકદમ તેને પ-
કડી લીધો, ને તેના હાથ પગમાં લોખંડની મજબુત સાંકળ નાંખી
દીધી. 'ચંદ્ર' ને બંધીવાન બનાવેલો જોઇ 'ઝેરીમલ' જે અત્યાર
સુધી તેના ભયથી કંપતો હતો, તે હવે સાવધ થયો ને તેને બંધા-
યેલો જોઈ આનદ પામ્યો. ને તેણે બંધીવાન 'ચંદ્ર' ને ત્યાંથી લઇ
જવાનો હુકમ કર્યો, બધીવાન 'ચંદ્ર' ને છાવણીમાં લાવ્યા, ને તેને
ચાર દિવસ સુધી કયાં રાખવો તેનો વિચાર 'ઝેરીમલ' કરવા લાગ્યો.
વિચાર કરતાં તેને બંધીવાન 'ચંદ્ર' ને ગુપ્ત ગૃહમાં કેદ રાખવાનું યો-
ગ્ય ધાર્યું તેથી તેણે તેજ વખતે 'કાળસિહ' ને 'ચંદ્રસિહ' ને ગુપ્ત
ગૃહમાં લઇ જવાનો હુકમ કર્યો ? 'કાળસિંહ' સૈનીકો સાથે બધી-
વાન 'ચંદ્ર' ને લઇ ગુપ્ત ગૃહમાં ગયો ને ત્યાં એક નાના ઓરડામાં
'ચંદ્ર' ને રાખી; 'કાળસિંહ 'સૈનીકો સાથે પાછો છાવણીમાં આવ્યો
ગુપ્તગૃહનો બંદોબસ્ત રાખવાને ત્યાં બે ચોકીદારો 'લાલસિંહ તથા

'ફુલસીંહ' કરીને રહેતા હતા, તેમને 'ચંદ્ર' ની ઉપર દેખરેખ રાખ-વાનો હુકમ થયો હતો

સર્વ કામ પુરૂં થયા પછી 'ઝેરીમલ' એક સુંદર પર્યંકમાં નીંદ્રા લેવા પડયો, પોતાના એક મહાન શત્રુનો આજે નાશ થયો ને બા-જો કેદમાં સપડાયો. છે? તેનો પણ સત્વર નાશ થશે, ને હવે મારા માર્ગમાં મને કોઇ વીઘ્ન કર્તા રહ્યુ નહી તેથી કરીને હવે હું 'કુમુદ કુમારી'ને મેળવવાને ભાગ્યશાળી થઇશ. એવા ઉત્કૃષ્ટ ઉમગથી થોડી વારમાંજ તે પાપી નીંદ્રાધિન થઇ ગયો.





# પ્રકરણ ૧૬ મું.

## હૃદય દ્રાવક સમાચાર.

સ્વજન કેરા મરણથી, હૃદય ભસ્મ થઈ જાય;
અશ્રુ ટપકાવી બે ઘડી, આખર ભુલી જવાય.



રે ! આજ કાલ કરતાં બે દિવસ થવા આવ્યા, છતાં મહારાજા તથા “રાજકુમાર” શિકારેથી કેમ પાછા નહી આવ્યા હોય ! શું ! તેમનું કાંઈ અ-રીષ્ટતો નહીં થયુ હોય ! હમણા હમણાંમાં કેવા ભયંકર બનાવો બની ગયા છે. હા ! તેથીજ કરીને ને હૃદયમાં ચિંતા ઉત્પન્ન થાય છે: મારૂં મન મુઝાય છે, મને ાંઈ સમજણ પડતી નથી. ઈશ્વરા ? તુ સત્યનો સહાયક છે, તું મા'રા ાજા તથા 'રાજકુમાર' નુ રક્ષણ કરજે; દયાળુ દેવ ! આજે બીજા ોવસની રાત્રી પડવા આવી છે, પણ હજી સુધી કાંઈ સમાચાર મળ્યા થી, મારા પ્રભુ હવેતો તુ કરે તે ખરૂં ! શુ દુશ્મને તો કાંઈ દગો હી કર્યો હોય. (વિચાર કરી) ના, ના, એમતો ન બને, કદાપી શત્રુ પે દગો કર્યો હોય, તોય શુ; મહારાજા તથા વિર 'ચંદ્રસિંહ' સા-

વધ તેમજ બ્હાદુર છે, એટલે દુસ્મન તેના દાવમાં ફાવવો મુસ્કેલ છે; પણ હજુ સુધી નથી આવ્યા, તેથી મારે શું ધારવુ.

સરદારો, ભાયાતો, તેમજ અન્ય નગ્રજનો પણ ચિંતાગ્રસ્ત થઇ ગયા છે; "રાજ્યમાતા" તથા 'કુમુદ કુમારી' પણ શોકાતુર બની વારે ઘડીએ ખબર પુછાવે છે; હાય ? તેમને હું શુ ખબર મોકલું ? તેમ સેનાપતી 'અમરસિંહ' પણ શોધ કરી હજી પાછા આવ્યા નથી. આવા વિચાર કરતો વૃદ્ધ પ્રધાન 'પ્રતાપસિંહ" તેના મહાલયની અગાશી ઉપર આમ તેમ આંટા મારતો હતો. રાત્રીના નવ વાગ્યા, હજી સુધી કાઇ સમાચાર આવ્યા નથી ધારી "રાજ્યમાતા"એ અધીરાં બની એક સિપાઇ ને પ્રધાનજીને બોલાવી લાવવા કહ્યું.

વૃદ્ધ પ્રધાન "પ્રતાપસિંહ" કપડાં પ્હેરી સિપાઇની સાથે થોડીવારે રાજ્ય મહેલમાં પ્રવેશ કર્યો, રાજ્ય મહેલના ઉપરના ભાગમાં માતાને પુત્રી શોકાતુર વદને બેઠાં હતાં; બતીનો પ્રકાશ પણ જાંખો બળી શોકમાં વધારો કરતો હતો

'પ્રતાપસિંહે' ત્યાં પ્રવેશ કર્યો, તેમને જોતાંજ રાજમાતાએ પૂછ્યુ, મંત્રીશ્વરજી કાંઇ સમાચાર મળ્યા ?

**પ્રતાપસિંહ**—રાજ્યદેવી ! હું તેજ વિચાર કરતો હતો, માણસોને દોડાવવામાં પણ બાકી રાખી નથી; શોધને અંતે માણસો નિરાશવદને પાછાં આવ્યાં છે ને હજી કાંઇ પત્તો કે ખબર મળી નથી, પ્રધાને નિરાશા યુક્ત જવાબ વાળ્યો. આવાં તેમનાં નિરાશા જનક વાક્યો સાંભળી 'કુમદા' રૂદન કરવા લાગી અને ગદ્દગદીત્ કંઠે કહેવા લાગી. શું કહો છો ? 'પ્રતાપસિંહજી.' શું ? મારા પિ·

તાશ્રીનો પત્તો નહિ લાગે? હાય! વિધાતા, તું પણ વેરણ થઇ લાગે છે. વૃદ્ધ 'પ્રતાપસિંહજી' તમે જાઓ ને પિતાશ્રીને ગમે ત્યાંથી ખોળી લાવો, અમે તમારા શરણે છીએ, કહી 'કુમુદા' પ્રધાનજીના ખોળામાં માથું મુકી રડવા લાગી. તેને શાંતી આપતા વૃદ્ધ પ્રધાન, કહેવા લાગ્યા, રાજકુમારી શા માટે ગભરાઈ આક્રંદ કરો છો? ધૈર્ય ધરો, ઈશ્વર સઘળું સારૂં કરશે, જુઓ હજુ સુધી 'અમરસિંહજી' પણ સૈનીકો લઇને શોધમાં ગયેલા છે, તેઓ પાછા ફર્યા નથી, તેથી મ્હને આશા બંધાય છે કે, તેમને રસ્તામાંજ મહારાજાનો મેળાપ થયો હોવો જોઇએ. હજી તો પ્રધાનજી પોતાનું વાક્ય પૂરૂ કરી રહ્યા નથી, તેવામાંજ એક સિપાઇએ ત્યાં પ્રવેશ કરી સમાચાર આપ્યા કે બહાર 'અમરસિંહજી' આવેલા છે, તેઓ અંદર આવવાની આજ્ઞા માગે છે, હુકમ હોય તો પ્રવેશ કરાવું. તેમને સત્વર અંદર લેઈ આવ પ્રધાને કહ્યું. થોડીકવારમાં સેનાધિપતી 'અમરસિંહ' પોતાની સાથે બે કેદીઓને લઇ ત્યાં દાખલ થયો, તેને જોતાંજ પ્રધાને પૂછયું, કાં 'અમરસિંહજી' બાપુની કાંઈ ભાળ મળી? મારા કહેવા કરતાં આ બે બંધીવાનો વધારે હકીકત કહેશે. પ્રભુને આવો સમય લાવવો હતો, તો મ્હને શા માટે જીવતો રાખ્યો?

**પ્રધાન**—(સખેદાશ્ચર્ય) હેં! શું કહો છો? શું કાંઇ ભયંકર બનાવ બન્યો છે કે શું? 'અમરસિંહજી' શામાટે આંસુ પાડો છો? જે હોય તે તમે જલદીથી કહી નાંખો એટલે સમજ પડે.

અમરસિંહ—(રડતાં રડતાં) હાય ! ત્યારે શું માઠા સમાચાર આ હત્ ભાગીનેજ કહેવા પડશે ! અરે ! હાય ! આ જીભ કેમ તુટી પડતી નથી ? રાજ્યમાતા સાભળો, 'કુમુદા બ્હેન' તમે પણ આ અભાગીયાના મુખથી સાંભળો પ્રધાનજી આપ પણ સાભળો મહારાજા તથા ચદ્રસિહભાઇને ખોળવા હું જંગલે જગલ ભમ્યો, પણ મને કાંઇ ભાળ મળી નહિ બીજે દીવસે આખરે થાકી નીરાશ થઇ હું પાછો ફરવાનો વિચાર કરતો હતો, એવામાં તે જગલમાં થઇને આ બે માણસો કાંઇક લઇ જતા મારી નજરે પડયા. મ્હને તેમની ચાલ જોઈ સદેહ પડયો, ને તેમને બધીવાન બનાવ્યા પછી તેમની ઝડતી લેનાં તેમની પાસેથી આ ચીજ મળી આવી છે, એમ કહી તેણે એક કેદીને માથે ઉંચકાવેલો કરંડીયો પ્રધાનજીની સમક્ષ મુકયો, ને પોતે આંખો બંધ કરી નીચું જોઇ ઉભો રહ્યો. વૃદ્ધ 'પ્રતાપસિંહે' ધ્રુજતે હાથે તે કરંડીયાનું ઢાંકણું ઉઘાડયું કરંડીયો ખુલ્લો થતાંજ મહારાજા 'વિજયસિંહનું' મુસ્તક નજરે પડયું હાય ! ઓ વિભુ ! તેં આશો જુલમ ગુજાર્યો ? કરી પ્રધાનજી ધરણી ઉપર ઢળી પડયા. રાજ્ય મહેલમાં તો 'પ્રભાવતિ' તેમજ 'કુમુદા' મહારાજાનું મુસ્તક જોતાંજ એક કારમી ચીશ પાડી, બન્ને જણુ બે ભાન થઇ જમીનપર ગબડી પડયાં. 'વીર' અમરસિંહ તો પોક મુકી રડવા લાગ્યો. આવું હ્દય દ્રાવક આક્રંદ જોઇ પેલા બંન્ને ક્રુર કેદીઓનાં હ્દય પણ દયાથી ચુર્ણ વિચુર્ણ થવા લાગ્યાં, ને તેમનાં પણ નેત્રોમાંથી અશ્રુઓ ટપકવા લાગ્યાં. તે અરસામાં પ્રધા-

નની મુર્છા વળી ને બેઠા થઇ ઘાડે સ્વરે રૂદન કરવા લા-
ગ્યા, દાશ. દાશીઓ, મહેલના પહેરેગારો, પણ જેમ દર-
માંથી કીડીયો ઉભરાય તેમ ફડો ફડ બારણાં ઉઘાડી અં-
દર દોડી આવ્યાં ને તેઓ આવો ભયંકર બનાવ જોઇ,
ચોધાર અશ્રુઓ વરશાવવા લાગ્યાં હજુ રાજ્ય માતા અને
'કુમુદા' એ ભાન સ્થીતિમાંજ હતાં; પ્રધાન તેમને માથે
શિતળ પાણી છાટવા લાગ્યો થોડીવારમાં બંને જણુના મુ-
ર્છાવળીને સાવધ થઇ બેઠા, ને ઘાડુ રૂદન કરવા લાગ્યાં.
આખરે જેમ તેમ કરી પ્રધાને સર્વને શાંત કર્યા. આ વ-
ખતે રાજ્ય માતા રડતાં નથી, તેમનું ધ્યાન મહારાજાના
ચર્ણમાંજ લાગેલું છે તે ધ્યાનસ્થ જેવાં બની ગયાં, તે-
મની આવી સ્થિતિ જોઇ પ્રધાન તેમને ઢંઢોળી જાગ્રત
કરવા લાગ્યો તેથી રાજ્ય માતાએ નેત્રો ઉઘાડયાં.

"પ્રધાનજી".

"માતા ? પ્રધાને કહ્યુ'.

" મારી કુમુદ " કયા છે. રાજ્ય માતાએ પુછયું ?

આ રહી મારી માવડી, કહી "કુમુદ" રડતાં રડતાં માતાને બાઝી
પડીને ચોધાર અશ્રુએ રડવા લાગી.

બાપુ, દીકરા, રડ નહિ ? એમ કહી "પ્રભાવતી" તેને શાંત
પાડવા લાગી, ને સમજાવી શાંત કરી, " રાજ્ય માતા " "અમર-
સિંહ " ? ને પૂછવા લાગ્યાં.

**અમરસિંહ ?**—મહારાજાની સાથે "ચંદ્રસિહ" ગયા હતા, તેમનું
શુ થયુ હશે ! હાય ! તેના તમને ખબર છે ?

**અમરસિંહ**—ના, માતાજી: પણ જે આ બે કેદીયો છે, તે બધી હકીકત જાણે છે, તરતજ તે બંને કેદીયોને બંધન મુક્ત કર્યા, ને તેમને નીચે બેસવાની આજ્ઞા કરી, પણ તે બે કેદીયો નીચે બેઠા નહી.

**પ્રભાવતી:**—ભાઇયો ! તમે જો તે સઘળી હકીકત જાણતા હો તો કહો ! મારે મારા સ્વામીથી છેટું પડે છે, મારે પ્રાતઃકાળ થયા પહેલાં મહારાજાના મુસ્તકની સાથે સહગમન કરવું છે. (પ્રધાનને) "પ્રતાપસિંહ" ચંદ્રાવતીને કિનારે મારે માટે સહગમન કરવાની તૈયારી કરાવો, મારે જે સમય જાય છે તે અમુલ્ય છે. (કેદીને) ભાઇ! હવે તું તારી હકીકત કહે ! મહારાજાનું મૃત્યુ સાથી થયુ તથા તેમની સાથેના રાજકુમારનું શુ થયુ ?

**પ્રથમકેદી:**—માતુશ્રી ! હું અને આ બાજો માણસ "ઝેરીમલ" ના સેવકો છીએ, આજથી ત્રીજે દિવસે રાતના સમયે એક ઘોડેસ્વાર અમારા મુકામે આવી ચડયો, તે ઘોડેસ્વારના વેસમાં મહારાજા 'વિજયસિંહ' પોતેજ હતા. તેમનો અમારી ટોળીના સરદારે સ્વાગત કરી, ને તેમને તેમની હકીકત પૂછી, મહારાજાએ પોતે કોણ છે તે જણાવી દીધુ, આથી અમારો સરદાર આનંદ પામ્યો, કારણકે તે સરદારનેજ મહારાજાની શોધને અર્થે માણસો સાથે મોકલ્યો હતો. તે સરદારે મહારાજાની સેવા કરી, તેમને આજની રાત્રી ત્યાં વિશ્રાંતી લેવા સુચવ્યુ. ભોળા મહારાજા તેની પ્રપંચ જાળમાં સપડાયા. પછી તે સરદારે એક માણસને

તેજ વખતે 'ઝેરીમલ' ને ત્યાં તેડી લાવવા મોકલ્યો,
ઝેરીમલ ને લઇ તે માણુસ જલદીથી પાછો આવી પહોંચ્યો.

'ઝેરીમલ' મહારાજાને જોતાંજ આનંદ પામ્યો, ને સિપાઈ-ઓને તેમને પકડવાનો હુકમ આપ્યો.

મહાદેવી અમને ખબર નથી કે તે દુષ્ટને મહારાજાની સાથે શું વૈર હતું, એટલુ રાજ્યમાતાને વચમાં કહી તે કેદી આગળ
બોલવા લાગ્યો.

સૈનીકો મહારાજાને પકડવા તેમની તરફ ધસ્યા કે તરતજ મહારાજાએ તલવારથી તેમને અટકાવ્યા, એટલામાં 'ઝેરીમલે' અ-ગાઉથી છુપાએલા સૈનીકો 'ઝેરીમલ' નો અવાજ સાંભળી ત્યાં દોડી આવ્યા, ને સઘળા સાથે મળી મહારાજાની ઉપર તુટી પડયા. મહા-રાજા વિજયસિંહ કાળની જીભ સમાન ચળકતી તલવાર ખેંચી દુશ્મ નોની વચમાં ઘુમવા લાગ્યા તેમના ઘાથી ઘણા સૈનીકો જમીનદોસ્ત થઇ ગયા, પણ છેવટે મહારાજનો અશ્વ મરાયો ને મહારાજા નીચે પડી ગયા. ને તકનો લાભ લઇ ચાર ચંડાળ સૈનીકોએ પાછળથી એક સામટા ઘા મહારાજાની ઉપર કર્યા, વિરવિજયસિંહ જમીનઉપર તુટી પડયા, ને થોડીજવારમા પ્રભુની હજુરમાં પધારી ગયા.

આ યુદ્ધમાં મને પણ એક જખમ લાગ્યો હતો, તેથી હું લઢવું છોડીદઇ મારે ઠેકાણે જઇ સુતો. પછી બીજે દિવસે એટલે ગઇકાલે 'ઝેરીમલે' મને મહારાજાનું મુસ્તક આપી આજ્ઞા કરીકે આ મુસ્ત-કને દુર જંગલમાં ફેંકી દે ? તેનો હુકમ સાંભળી હું તથા મારો આ જોડીદાર મહારાજાના મુસ્તકને એક કરડીઆમાં બંધ કરી નાંખી દેવા ચાલ્યા, જંગલમાં ખરા મધ્યાનકાળે અમને ઘણીજ ગરમી

લાગવાથી એક વૃક્ષની નીચે અમે બન્ને જણા 'ઝેરીમલ' ના કુ-
કૃત્યની વાતો કરતા બેઠા. એટલામાં આ 'અમરસિંહજી' તેમના
સૈનીકો સાથે ત્યાં થઇને જતા હતા, તેમની દ્રષ્ટી અમારા ઉપર પડી
ને ગુપચુપ વાતો કરતા જોઇ તથા સામે પડેલો આ કરંડાયો જોઈ
તેમને અમારી ઉપર સંશય આવ્યો, તરતજ તેમણે આ કરડીયો
સ્વાધીન લીધો, ને તેને ખુલ્લો કર્યો, તો તેમાંથી મહારાજાનુ મુસ્તક
નજરે પડ્યુ, મહારાજાનું મુસ્તક જોતાંજ 'અમરસિહજી' બેભાન
થઇ જમીન ઉપર ઢળી પડયા. ને બીજા સૈનીકોએ અમને પકડી
બાંધી લીધા. થોડીવારે 'અમરસિંહ' શુદ્ધીમાં આવ્યા, ને આ કરં-
ડીયો લઇ અમને તમારી પાસે લાવ્યા. આટલું બોલી તે પ્રથમ કેદી
બોલતો બંધ રહ્યો.

હાય ! આખરે પાળેલા સર્પે અમનેજ દંશ દીધો ? વારૂં
બાઇ, મહારાજાની સાથે એક રાજકુમાર હતા, તેમનુ શું થયું ? તે
તને ખબર છે ?' રાજમાતાએ પૂછ્યું.

હા દેવી ! તે મને ખબર છે. દ્વીતીય કેદી બોલી ઉઠયો.

તેમનું શું થયું ! રાજયમાતાએ ફરીથી પુછ્યું.

**દ્વીતીય કેદી**—જે રાજકુમાર વીશે આપ પૂછોછો, તે કુમારનું નામ
'ચંદ્રસિંહ' છે, તેમને હુ સારી રીતે ઓળખુંછું મહા-
રાજા તથા કુમાર શિકારે નીકળ્યા છે, ને તે આ જંગલમાં
શિકાર કરવા આવનાર છે, તેવી બાતમી 'ઝેરીમલ' ને
અગાઉથી મળી હતી તેથી તે પાપીએ આ હતભાગ્યને
આજ્ઞા કરીકે બન્નેમાંથી એક જુદા પડે, ને આ જંગલમાં
માર્ગને માટે ભાથડે ત્યારે હું તેને માર્ગ બતાવનાર બો-

ભીયો થઇ ખેંચી લાવજે, તેણે મને રાજકુમારની કેટલીક નિશાનીયો બતાવી હતી, ને તે નીશાનીયો હું સમજી લઇ હું જંગલમાં ભટકવા લાગ્યો, જે સમયે મહારાજા આ લોકોના મુકામે આવ્યા હશે, તેની પહેલાં સમીસાંજની વખતે મને જંગલમાં રસ્તો શોધતા રાજકુમાર દુરથી નજરે પડયા. તુરત હું તેમની નજીક ગયો, ને તેમને જુઠું સમજાવી હું અમારા મુકામ નજીક તેડી લાવ્યો. એટલામાં અમારાં દશેક માણસોનુ ટોળું અમારી આગળ આવી પહોંચ્યુ, ને તે ટોળામાં હું મળી ગયો, અમારી ટોળીના સરદારે રાજકુમારની ઉપર હુમલો કર્યો, હુમલો થતાંજ દગો થયો છે ધારીને રાજકુમાર ક્રોધાયમાન થઇ તલવાર ખેંચી અમારી ઉપર તુટી પડયા. ને જોત જોતામાં તેમણે અમારા સરદાર સાથે અમારાં આઠ માણસોને કાપી નાંખ્યા, તેવામાંજ 'ઝેરીમલ' ત્યાં આવી પહોંચ્યો; રાજકુમારને જોઇ તેણે હર્ષથી બુમ પાડી. થોડીવારમાંજ તે બંનેનું યુદ્ધ થવા લાગ્યુ, તેમાં રાજકુમારે તે અધમને નીચે નાંખી તેની છાતી ઉપર ચઢી બેઠા.

ત્યારે શુ ? રાજકુમારે મહારાજાનું વૈર લીધુ, ને શુ તે પાપીને મારી નાંખ્યો ? રાજય માતા અધીરાં બની પૂછવા લાગ્યાં.

**દ્વીતીયકેદી**—નહી ? માતાજી, તે પાપી તેના અજબ ફરેબથી જીવતો રહેવા પામ્યો છે, તેણે દયાને માટે ઘણાજ કાલા વાલા કરી "ચંદ્રસિંહ" ની પાસેથી જીવીતદાન્ મેળવ્યુ. પછી જાણે કંઇજ બન્યું નથી એવું મ્હોં રાખી, તે પાપી "કુમાર" ને કહેવા લાગ્યો;

"ચંદ્રસિંહજી" અત્યારે રાત્રી પડી છે, માટે હવે મુકામે ચાલો, કાલે પ્રાતઃકાળે આપણે સાથે વિજય નગર જઈશું. ને ત્યાં ગયા પછી હું મહારાજાની માફી માગી તેમની ક્ષમા મેળવીશ, એવી રીતનાં તે ઘણાંજ નમ્ર વાકયો બોલ્યો, તેથી 'ચંદ્રસિંહ' તેના વચનમા ભોળવાઈ જઈ, અમારી છાવણીમાં આવ્યા ત્યાં તે પાપીએ તેમની સારી શેવા ચાકરી કરી તેમને સંતોષ પમાડયા. વાળુ પાણી કરી ઝેરીમલને રાજકુમાર જાણે કંઇજ બન્યુ નથી તેમ બંન્ને હસ્તે વદને વાતો કરવા લાગ્યા કલાકેક વાતો કરી હશે, તેટલામાં એક માણસે ત્યાં આવી, ઇશારતથી 'ઝેરીમલ' ને સમજાવી બહાર આવવા સુચવ્યુ. 'ઝેરીમલ' તેની ઇશારત સમજી, 'રાજકુમાર' ને આવું છુ કહી ત્યાંથી ગયો ને બહાર આવી તે આવનાર માણસને મળ્યો, આવનાર માણસ તેને બીજા માણસ પાસે તેડી ગયો, બીજા માણસને ઓળખી 'ઝેરીમલે' પૂછયું, શુ ખબર છે ? તે બીજા આવનાર માણસે' મહારાજા 'વિજયસિંહ' વિષેના સમાચાર કહી સંભળાવ્યા.

ઝેરીમલે 'વિજયસિંહ' ની ખબર સાંભળી કે તરતજ અમારા મુખ્ય સરદાર 'કાળસિંહ' ને બોલાવ્યો ને તેને કેટલીક સુચના આપી વિદાય કર્યો. પછી તે દુષ્ટ 'રાજકુમાર' ની પાસે આવ્યો ને જુવે છે તો 'રાજકુમાર' ને નીંદ્રામાં પડેલા જોયા પાપી 'ઝેરીમલે' વિશ્વાસ ઘાત કર્યો, ને નીંદ્રીત 'રાજકુમાર' ને હાથે બેડીયો જડાવી દીધી. પછી તે પાપી ત્યાંથી નીકળી 'વિજયસિંહ' મહારાજ પાસે આવી પહોંચ્યો, મહારાજાનું શુ થયુ તે સર્વ હકીકતથી આપ જાણીતાં થયાં છો, એટલે વિશેષ કહેવાની જરૂર નથી.

છેવટે મહારાજા મૃત્યુ આધીન થયા, ને તે પછી તે પાપીએ



મહાસભાનું મુસ્તક ધડ ઉપરથી કાપી લીધુ, ને તે મુસ્તકને ભાલા ઉપર ખોસી સાથે લઇ લીધુ વિજયસિંહના મૃત્યુથી આનંદ પામી ઝેરીમલ રણશીગડું ફુંકાવતો છાવણી તરફ આવવા લાગ્યો. રણશીંગડાના નાદથી 'રાજકુમાર' જાગી ઉઠયા, ને જુવે છે તો તેમના બંન્ને હાથ કબજે પડેલા દીઠા, શું ? ચંડાળે વિશ્વાસ ઘાત કર્યો ? હા ? નક્કી ત્હેણે દગો કર્યો એમ વિચારી તેમના ક્રોધનો પાર રહ્યો નહી. તેથી તેમણે ત્યાંથી ઉભા થઇ, પાસે ફરતા પહેરેગીરને બેડીઓવાળા હાથથી પૂરો કર્યો, ને 'ઝેરીમલને શોધવા બ્હાર મેદાનમાં ધસી આવ્યા રસ્તામાંજ' ઝેરીમલ સામો મળ્યો; ને સેવકના હાથમાં બળતી મશાલના પ્રકાશમાં ભાલા ઉપર ખોસેલા ' વિજયસિંહના મુસ્તક ઉપર ' રાજકુમાર " ની નજર પડી. વિજયસિંહનુ મુસ્તક જોતાંજ કુમારની આંખ ફાટી ને મોટી ગર્જના કરી લોઢાની જડેલી બેડીના કટકે કટકા કરી નાંખ્યા, ને મુઠીયો વાળી 'ઝેરીમલ' ને મારવા દોડયા.

'કુમાર' નુ આવું અદ્દભુત પરાક્રમ જોઇ તે પાપી ભયથી ધ્રુજવા લાગ્યો, 'ચંદ્રસિંહ' ને પોતાની તરફ ધસી આવતા જોઇ, તે પાપી મદદને માટે સૈનીકોને બુમો પાડવા લાગ્યો, તેની બુમોના અવાજથી સૈનીકો તેની મદદે દોડી આવ્યા; ને 'રાજકુમાર' ને ઘેરી લીધા તેમાંના કેટલાકના પ્રાણ 'રાજકુમારે' લીધા, પણ આખરે ઘણાં માણુસોને; એક શસ્ત્ર વિનાનો માણુસ શું કરી શકે ? 'ચંદ્રસિંહ અમીત થઇ ગયા, તેથી તે ચંડાળોએ સામટો હુમલો કરી તેમને પકડી લીધા; ને તેમના હાથ પગમાં સાંકળો જડી દીધી. પછી તેમને તેજ વખતે ત્યાંથી લઇ ચાલ્યા, ને કયાંક ગુપ્ત રીતે મુકી આવ્યા, મારા સાંભળવામાં એમ આવ્યું છે કે તેમનું દેવીને બળીદાન આપવામાં આવનાર છે, માતુશ્રી !

આટલી હકીકત હું જાણું છું, કહી તે કેદી શાંત થઈ ઉભો રહ્યો.

**પ્રભાવતી**—અરે ! હાય ? ત્યારે શું ? મારા 'ચંદ્ર' નો પણ તે દુષ્ટ જીવ લેશે ? હાય હવે શું થશે ?

'કુમુદકુમારી' ચંદ્રનુ બળીદાન આપવામાં આવશે એમ સાંભળી ભયથી વિહ્વળ બની બે ભાન થઇ ગઇ; તેની આવી હાલત જોઈ 'રાજ્યમાતા' પણ ગભરાઇ ગયાં 'અમરસિંહે' શીતળ વારો છાંટી 'કુમુદ' ને સાવધ કરી, પછી વૃદ્ધ પ્રધાન તે બંન્ને કેદીયોને પૂછવા લાગ્યા રાજકુમારને ક્યાં રાખવામાં આવ્યા છે, તેની તમને ખબર છે ?

**બંન્ને કેદી**—જી, ના, એકાએક તેમને રાત્રી એજ લઇ જવામાં આવ્યા છે, ને તેમને ક્યાં લઇ જવામાં આવ્યા છે, તથા તેમને ક્યાં રાખવામાં આવ્યા છે, તેની અમને ખબર નથી.





# પ્રકરણ ૧૭ મું.

## સતીનું સહગમન.

સતી ગુણીયલ સાધવી, સ્વામી સાથે સતી થતી,
નાથ નામ રટતી જીભે, સ્વામી સહ સ્વર્ગે જતી;
ધન્ય તે કુળદીપક નારીને, અમર નામ તેનું થાય છે,
સ્વામી સાથે સ્વર્ગે સંચરી, જય જય તેનો થાય છે.



મધ્ય રાત્રી પોતાનો અમલ જમાવી રહી છે, મનુષ્યો ઘાડ નીંદ્રાને આધીન થઇ પડેલાં છે, કોઇનો સંચાર પણ જણાતો નથી, ફક્ત કુતરાંઓ રડી, ભયંકર જણાતી રાત્રીમાં વધારે ભયંકરતા જણાવતાં હતાં. ઘણેક દુર કોઇ મહેલ્લામાં રોન ફરતા પહેરેગીરનો અવાજ સંભળાતો હતો. આવે સમયે રાજ્ય મહેલના ઉપરના ભાગમાં એક ખુણામાં એક આકૃતી છૂપાઇને ઉભી રહી હતી, તે આકૃતી એ, ઉપલા કેદીઓનો જવાબ કે જે ઠેકાણે "રાજકુમાર"

ને રાખવામાં આવ્યા છે તેની અમને ખબર નથી એવો. તે કેદી-ઓનો જવાબ સાંભળી, તે આકૃતીએ તુરતજ તે ઠેકાણું હું જાણું છું, એમ બોલી ત્યાં પ્રવેશ કર્યો. તે આકૃતી વિચીત્ર વેશથી હાથમાં એક નાની પોટકી પકડી ત્યાં પ્રવેશ કરી બધાંની વચ્ચે ઉભી રહી, તેને જોઇ ત્યાં બેઠેલાંઓ આશ્ચર્ય ચકીત્ થઈ ગયાં, ને આ કોણ હશે? એવો વિચાર કરવા લાગ્યાં. તે-લામાં "કુમુદ કુમારી" તેને ઓળખી બોલી ઉઠી? કોણ! કોણ! મારા વિરા રણમલ એમ બોલી જેમ એક બ્હેન ભાઇને મળે તેવા ઉમળકાથી "કુમુદ" રણમલને મળી, ને તેને સ્કંધે પોતાનો કંઠ ટેકવી રડવા લાગી. તેને રડતી જોઈ "રણમલ" કહેવા લાગ્યો? ભાભી? શાંત થાઓ, શામાટે આક્રંદ કરો છો, ઇશ્વર જે બુરૂં કરે છે તે કાંઇ સારાને અર્થેજ માટે સર્વ શોક છોડી દ્યો. કોઇ પણ બીલકુલ ગભરાશો નહી, મારા ભાઇને કયાં રાખવામાં આવ્યા છે, તે સ્થળની મને ખબર છે, ત્યા જઇ હું ભાઇને અવશ્ય બંધન મુક્ત કરી, અત્રે તેડી લાવીશ! માટે સૌ શાંત થાઓ. તેનાં વચનો સાભળી "કુમુદા" તેને રડતાં રડતાં કહેવા લાગી, વિરા! તું શુ કરીશ? તું ના'નો છે, રખે તને પણ શત્રુ સપડાવે, માટે તું ત્યાં ન જઇશ? કદાપી જવું હોય તો, પ્રધાનજી તથા સૈનીકોને સાથે લેતો જા, ને તેમને બંધન મુક્ત કરી આવ; પણ તને તો એકલો, હું, કદી જવા દેનાર નથી. મારા વિરા? તારે એકલું નથી જવું; ભાગ્યમાં લખ્યુ હશે તે બનશે.

**રણમલ**—મારાં ભોળાં ભાભી! શામાટે તમારા મનમાંથી આવા વિચાર કાઢી નાંખતાં નથી, હું જેટલો ના'નો છું, તેટલો જ ખોટો છું, દુશ્મનનું ગજું નથી કે તે મને સપડાવે.

કહો તો ચરણના પ્રહારથી, ભૂમી ચાંપુ પાતાળમાં,
વિધ્વંશ કરૂં તે શત્રુનો, મુજ ક્રોધ કેરી જવાળમાં;
શોક તજો ભાભી હવે, કહો તે કાર્ય હું કરૂં,
બંધુ મારાને છોડાવી, પાપીને બંધન કરૂં.

ભાભી, તમને ખબર તો હશેજ કે હું તેનો નોકર થઇ રહ્યો છું, અને તેથીજ તેની ગુપ્ત વાતોથી જાણીતો થયો છું. મહારાજાના મૃત્યુ સમયે હું ત્યાં હાજર નહોતો, મને તે પાપીએ દુરના ગામમાં એક કાર્યને માટે મોકલ્યો હતો. જો હુ તે વખતે ત્યાં હોત તો મહારાજાને બચાવત, ગમે તે યુક્તીથી મહારાજાનો પ્રાણ બચાવત માટે હવે જે થયુ તે ખરૂં થયુ ન થયું થનાર નથી. "**गतम् न शोच्यामि**" હવે તો ગમે તે યુક્તી પ્રયુક્તીથી ભાઇને છોડાવવા જોઇયે, ભાભી? તમે કહો છો કે સૈનીકોને લઇને જા પણ તે એવી જગા છે કે ત્યાં જાહેર રીતે જવાય તેમ નથી, જો કદાપી માણસો ને લઇ જાહેર રસ્તે જાઉં, ને તે દુષ્ટને ખબર પડે, તો ભાઇના પ્રાણનો જલદી વિનાશ કરે, માટે હવે જે મારે કરવાનું છે, તે સઘળું ખાનગી કરવાનું છે ને તે કામ બળનું નથી પણ કળનું છે.

**કુમુદકુમારી**--મારા વિરા, તું શું કરવા ધારે છે?

**રણમલ**--જુવો? જાણે હું આ, જે પોટકી લાવ્યો છું, તેમાં સઘળા સ્ત્રીના શણગાર છે, તે હું ધારણ કરીશ, ને તે ભયંકર સ્થળે દાખલ થઇશ. ચોકીદારોને મીઠી મીઠી વાતોમાં લુબ્ધ કરી હું મારો ખેલ કરવો શરૂ કરીશ, ને છેવટે ભાઇને ત્યાંથી છોડાવીશ. ને જલદીથી આવી તમને મળીશ સમજ્યાં ભાભી?

" કુમુદકુમારી " તથા " રણુમલ "ની વચ્ચે થતી વાતો ત્યાં બેઠેલાં સઘળાં અત્યાર સુધી શ્રવણ કરતાં હતાં. તેઓ આ નાનના છોકરાની ચતુરાઇની વાતો સાંભળી આશ્ચર્ય પામી ગયાં ને આ છોકરાની સાથે " કુમુદકુમારી " ને પરીચય ક્યાંથી ? તથા આ છોકરો કોણ હશે ? તેનો વિચાર કરવા લાગ્યાં, છેવટે વૃદ્ધ પ્રધાન " રણુમલને પૂછવા લાગ્યા. બહાદુર, છોકરા ! અમને તું તારો પરીચય આપ તું કોણ છે ? તથા તારૂં નામાભીધાન શું છે ?

" મંત્રીશ્વરજી ! આપ મને નથી ઓળખતા પણ હું તો આપને સારી રીતે ઓળખું છું, " રણુમલે " જવાબ આપ્યો.

શું ? તું મને ઓળખે છે ? ત્યારે તુ કોનો પુત્ર વારૂં ?

પ્રધાનજીએ આશ્ચર્ય પામી પૂછયું.

આપના મરનાર મહારાજા " અજીતગઢાધીપતી " કેશરીસિંહ " નો ખોવાયેલો નાનો પુત્ર "રણુમલસિંહ" ને "ચંદ્રસિંહનો" ભાઇ. " રણુમલે ખુલાશો કરી કહ્યું.

કોણુ ? મારા નાના " રાજકુમાર " " રણુમલસિંહ ". પ્રધાને આશ્ચર્ય પામી રણુમલ સામું જોયું.

રણુમલને ઓળખી પ્રતાપસિંહ આનંદ પામ્યા ને તેને વ્હાલથી છાતી સરસો ચાંપવા લાગ્યા, રાજ્ય માતા પ્રભાવતી રણુમલને ઓળખી તથા તેને જીવતો જાણી ખુશી થયાં, ને રણુમલને હેતથા પાસે બોલાવવા લાગ્યાં.

રણુમલ રાજ્ય માતાને પ્રણામ કરી તેમની પાસે બેઠો, રાજ્ય માતાએ તેને માથે હાથ મુકી આશીર્વાદ આપ્યો

રાત્રીના ચાર વાગવાનો સમય થવા આવ્યો, રાજ્યમાતાએ પ્રધાનજીને ચિતા ગોઠવવાની તૈયારી કરવા આજ્ઞા કરી, પ્રતાપસિંહ રાજ્યમાતાનો સતી થવાનો દ્રઢ નિશ્ચય જોઇ દીલગીર થઇ ગયા, ને શોકાતુર વદને, "અમરસિંહને" ચંદ્રાવતીને કિનારે ચંદન કાષ્ટની ચિતા રચવાની આજ્ઞા કરી

"અમરસિંહ" તે સઘળી તૈયારી કરવા ત્યાંથી ચાલ્યો ગયો પછી "પ્રતાપસિંહે" તે બંન્ને કેદ પકડાયેલા માણસોને તેમની ઇચ્છાથી સૈન્યમાં દાખલ કર્યા, ને તે બન્ને કેદીયો પાપીની પાસેથી છુટયા ધારી આનંદ પામી ત્યાંથી ગયા, ને સૈનીકોની સાથે રહેવા લાગ્યા.

જેમ જેમ પ્રાતઃકાળ થવાનો સમય થતો ગયો, તેમ તેમ 'રાજ્યમાતા પ્રભાવતીની સહગમન કરવાની ઇચ્છા પ્રબળ થવા લાગી. તેમનું શરીર કંપવા લાગ્યુ ને તે ધ્યાનસ્થ થવા લાગ્યાં, આ જોઇ 'કુમુદા' તથા 'રણમલ' રડવા લાગ્યાં, ને માતાને પગે પડી કહેવા લાગ્યાં; માતુશ્રી અમને મુકીને નજશો! અમે નીરાધાર છીએ, અમને કોને શરણે મુકી જાઓ છો? એમ બોલી બન્ને જણાં ઘણુજ આક્રંદ કરવા લાગ્યાં. રાજ્યમાતાએ નેત્રો ઉઘાડી તે-મના સામુ જોયું, ને તેમને રૂદન કરતાં જોઇ તેમને માથે હાથ મુકી કહેવા લાગ્યાં? બાળકો શામાટે આવા માંગલીક પ્રસંગે રૂદન કરો છો? તમે નીરાધાર નથી? સર્વનું રક્ષણ કરનાર મહાન્ દયાળુ શ્રી વિશ્વનાથની શિતળ છાંયામાં તમન કોઇ પ્રકારનો ભય છે જ નહિ, હમેશાં તે તમારૂં રક્ષણ કરવા સમર્થ છે, ને તેજ તમારૂ રક્ષણ કરશે? માટે મારાં બાળુડાં તમે નિર્ભય થાઓ, ને તે પ્રભુનું ધ્યાન

ધરો, પછી પ્રધાનજીને પૂછવા લાગ્યાં કે હવે કેટલીવાર છે, મારા નાથથી મારે છેટું પડતું જાય છે, ને તેમના વિયોગથી મારૂં હૃદય ચીરાઇ જાય છે.

માતાજી સઘળું તૈયાર છે, આપના પધારવાનીજ ફક્ત વાર છે ? પ્રધાને ગળગળે સાદે ઉતર વાળ્યો, તરતજ રાજ્યમાતાએ સ્નાન કર્યું, ને જેટલાં આભુશણ પહેરાય તેટલાં પહેરી લીધાં, પછી પ્રધાને રાજ્ય ગોરને બોલાવા સિપાઇને મોકલ્યો. પરોઢીયુ થયું હતું, નગ્ર જનોએ આજની રાત્રી જાગ્રત અવસ્થામાં ગુજારી હતી, મહારાજાના મૃત્યુથી સઘળે હાહાકાર થઇ રહ્યો હતો, તેમાં વળી રાણી માતાનું સતી થવાનુ સાંભળી બીચારાં પ્રેમી નગ્ર જનો રૂદન કરવા લાગ્યાં, ને નર નારીનાં ટોળે ટોળાં સતી માતાનું છેલ્લુ દર્શન કરવા નદીને કિનારે જવા લાગ્યાં. થોડીવારમાં રાજ્ય ગોર આવી પહોંચ્યા, ને તેમણે રાજ્ય માતાને જે ક્રીયા મહેલમાં કરાવાની હતી તે કરાવી, તે પછી એક કનકના થાળમાં મહારાજાના મુસ્તકને પધરાવી, રાજ્ય માતા તે થાળ લઇ ચંદ્રાવતીને કિનારે જવા સુખપાલમાં બેઠાં; ને થોડીવારમાં ચંદ્રાવતીને કિનારે આવી પહોચ્યાં. 'પ્રતાપસિંહ,' 'અમરસિંહ,' 'કુમુદા' તથા 'રણમલ' આ વખતે ચોધાર અશ્રુઓથી રડતાં હતાં, ચંદ્રાવતીને કિનારે આવી સતી માતા સુખપાલમાંથી નીચે ઉતર્યા. કે તરતજ લોકોએ જે અંબે, જે અંબેના પોકારથી તેમને વધાવી લીધાં, જે અંબે જે અંબેના પોકાર સાંભળી સતી માતા પણ તેમની અંદર જે અંબે, જે અંબેનો પ્રોકાર કરવા લાગ્યાં. સેનાપતી 'અમરસિંહે' અગાઉથી આવી ચિતાની ગોઠવણ કરાવી દીધી હતી. શરણાઇ, ઢોલ વગેરે વગાડનારાઓને પણ ત્યાં હાજર રાખવામાં આવ્યા હતા ચંદન તુળશી તથા પીંપળાનાં કાષ્ટની એક સમચોરસ ચિતા સીંચી

હતી, અને તે ચિતાની ઉપર કાષ્ટની મઢુલી બનાવવામાં આવી હતી; ને તે મઢુલીને અંદર જવાનો માર્ગ રાખી ચારે તરફથી ઘાસ, તુળશીનાં કાષ્ટ તથા એવા જલદીથી સળગી ઉઠે એવા પદાર્થોથી ઢાંકવામાં આવી હતી. કિનારે આવ્યા પછી રાજ્ય માતા આનંદી જણાવા લાગ્યાં, તેમના મુખપર સ્હેજ પણ શોકની નીશાની જણાતી ન હતી, મરવાનું નજીક જોઇ તે ગભરાતાં નહોતાં, તેતો જલદીથી મરી સ્વામીની પાસે જવાને આતુર થઇ રહ્યાં હતાં ચંદ્રાવતીમાં સ્નાન કરી બીને ત્ત્રે રાજ્ય માતા ચિતા સમક્ષ આવ્યાં, સઘળા ભરાયેલા જનોને તેમણે હસ્ત લાંબા કરી આશીર્વાદ આપ્યા, પછી 'રણમલ' ને તથા 'કુમુદકુમારી' ને 'પ્રતાપસિંહ' ને સોંપવામાં આવ્યાં.

વૃદ્ધ પ્રધાન ભીંજાયેલી ચક્ષુઓએ સતી માતાને પ્રણામ કર્યા, તેમને આશીર્વાદ આપી સતી માતાએ તેમને રૂદન નહી કરતાં પ્રભુ સ્મરણ કરવાનું સૂચવ્યુ.

સેનાપતી ' અમરસિંહ ' તથા અન્ય સેવકજનોએ સતીમાતાનાં આશીશ વચનો મેળવ્યાં, પછી સતી માતાએ ' કુમુદ ' તથા રણમલને પોતાની પાસે બોલાવ્યાં, તરત બંન્નેજણાં અશ્રુ વરસાવતાં તેમની પાસે ગયાં, તેમને રડતાં અટકાવી સતી દેવી કહેવા લાગ્યાં. મારાં પ્રીય બાળકો રડો નહિ, શાંત થઇ મારો ઉપદેશ સાંભળો. બેટા રણમલ સર્વદા સંસારમાં ' નિતી ' ને રસ્તે ચાલજે ! ગમે તેટલું સંકષ્ટ આવી પડે તોપણ સત્યનો ત્યાગ કરીશ નહી. મોટાભાઇની તેમજ અન્ય વડીલ જનોની આજ્ઞા પાળજે ! કોઇને દુઃખદાયક થાય તેવાં વચનો તથા કાર્ય કરતાં પહેલાં વિચાર કરજે, દયા, ધર્મ, ને સર્વદા સંગાથે રાખજે પ્રાણ જતાં પણ તેમને છોડીશ નહી. દુઃખ વખતે પ્રભુની સ્હાય માંગજે ને તેનામાં દ્રઢ વિશ્વાસ રાખજે, પારકા

ધર્મમાં જઈ મરવું ને કરતાં પોતાના ધર્મમાંજ રહી પ્રાણ ત્યાગ કરવો તે ઉત્તમ છે. પોતાનો ધર્મ ખરો છે એમ આશથા રાખી અ-હર્નિશ તે કલ્યાણકારી શ્રી ,પણચંદનુ ધ્યાન ધરજે. શીવ, બ્રહ્મા ને વિષ્ણુ તે સઘળા એકજ છે એમ માનજે, ને તેમનામાં દ્રઢવૃતી ધરી છેવટે આ સંસાર તરી જજે 'રણમલ' હજુ તું બાળક છે હજી તારે મહત્વનાં કાર્યો કરવાનાં છે, પ્રભુ તારૂં કલ્યાણ કરો ને તને સદા સર્વદા સુખી રાખો. એમ બોલી રાજ્યમાતાએ રણમલને કલ્યા-ણકારી વચનો કહ્યાં રણમલે મુસ્તક નમાવી સતી દેવીને પગે લાગી તેમનાં આર્શીવચનો અંગીકાર કર્યા. પછી સતીમાતા કુમુદકુમારીને પાસે બોલાવી શુભવચનો કહેવા લાગ્યાં. પુત્રી તું ડાહી તેમજ સદ્દગુણી છે, તને કાંઇ કહેવા જેવું નથી, પણ તને આ છેલ્લો ઉપદેશ કરૂં છુ. સ્ત્રીએ હમેશાં પોતાના સ્વામીમાં ચીત રાખવું, તેના સુખે સુખી ને તેના દુઃખે દુઃખી રહેવું એ સ્ત્રીઓની શોભા છે; પ્રાંણાંત સુધી શિયળનું રક્ષણ કરવું, સ્વામીની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કરવું નહિ. સ્ત્રીએ પોતા-ના સ્વામીની, મન, કર્મ અને વચનથી નિષ્ઠા રાખી શેવા કરવી, બેટા કુમુદ કોઈની વ્હેમ ભરી વાત સાંભળી તેનો વિચાર કર્યા વિના પતિને દુભવતી નહિ, સંસારની જાળ અટપટી છે. દુષ્ટ મનુષ્યથી હમેશાં સાવધ રહેજે, ને હંમેશાં સ્વામીની શુદ્ધ મનથી શેવા કરજે 'સુખ દેખી અભીમાન કરીશ નહિ, ને દુ.ખ દેખી ગભરાઇશ નહિ, બેટા કુમુદ પ્રભુ તને સુખી રાખો એમ કહી રાજ્ય માતાએ કુમુદને છાતી સરસી દાબીને આશીર્વાદ આપ્યો પછી કુમુદને દુર કરી સુર્ય સામા હાથ જોડી ઉભાં રહ્યાં, ને તેમને નમસ્કાર કરી બોલવા લાગ્યાં, હે સર્વ સાક્ષી દિવાકર તમારો પ્રકાશ સઘળે વ્યાપી રહ્યો છે. તમે સઘળા જીવનનું મુળ છો, અને તમે આખી સૃષ્ટીનાં પુન્ય, પાપ

જુઓ છો એટલુંજ નહિ પણ પ્રાણી માત્રનાં અંતઃકરણના વિચાર જાણોછો; તો હે દયાળુ દેવ મે જે પાપ કર્યા હોય તે બાળી નાંખીને મને શુદ્ધ કરજો. પછી અગ્નિની સામુ જોઇ કહેવા લાગ્યાં, હે અગ્નિ દેવતા જો મેં ખરેખરૂ પતિવ્રત પાળ્યુ હોય તોજ મને અંગીકાર કરશો. પછી તેમણે ઇશ્વરની સ્તુતી કરવા માડી હે મહાન પીતા હવે હુ તારે શરણે છું મારા અપરાધની ક્ષમા કરજે એમ સ્તુતિ કર્યા પછી તેમણે ચીતાની પ્રદક્ષિણા કરવા માંડી, પ્રદક્ષિણા વખતે પોતાના શરીર ઉપર ધારણ કરેલા અલંકારો બ્રાહ્મણોને તથા ગરીબ જનોને આપવા લાગ્યાં, તેમણે અંગ ઉપરથી સર્વ ઘરેણાં આપી દીધાં. તેમનું મન આ સંસાર ઉપરથી તદન ઉઠી ગયું, તેમનાં નેત્રો ચળકવા લાગ્યાં. પ્રાતઃકાળ થયો હતો, શીતળ વાયુ વાતો હતો, "રાજમાતા" સતી થાય છે, ધારી ચંદ્રાવતીનું નીર પણ સ્થભી રહ્યું હતું. પછી સતીદેવીએ સુવર્ણના થાળમાંથી સ્વામીનુ શીર લઇ હૃદય સાથે દાબી ચીના ઉપરની મઢુલીમાં પ્રવેશ કર્યો, ને સ્વામીનું શીર ખોળામાં ધરી આંખો બંધ કરી પ્રભુ સ્મરણ કરતાં બેઠાં. તેમને અંદર બેઠેલાં જોઇ રાજ્યગોરે ચીતાની ઉપર ધીની ધારા કરી, અને મશાલ વડે ચીતા સળગાવી દીધી. અગ્નીનો એકદમ મોટો ભડકો થયો, મઢુલીને મથાળે મુકેલાં કાષ્ટો કડ કડ કરતાં નીચે તુટી પડવા લાગ્યાં; તરતજ રણશીંગડાં તુરાઇ, ઢોલ, શરણાઇ, ઝાંઝ વગેરે વાજીંત્રોના નાદ થવા લાગ્યા. તે વાજીંત્રોના નાદની સાથે લોકો પણ જેમ પડાય તેમ જોરથી જે અંબે જે અંબે, અંબે માતકી જે. સતી માનકી જે એવી બુમો પાડવા લાગ્યા. એવોતો ભયાનક રાક્ષસી દેખાવ થઇ રહ્યો હતો કે તેનું વર્ણન કરવું મુશ્કેલ થઇ પડ્યું હતું. અરેરે! રાજમાતાનું સુંદર કોમળ

શરીર મોટાં મોટાં લાકડાંથી ઢુંકાઇ ગયું; અને એક પણ છેલ્લી ચીસ પાડયા શીવાય આ પંચમાભુતનો દેહ તજી તેમાંનો પ્રાણ ઉડી ગયો. ચીતાની ભયંકર જવાળાઓને આકાશ સાથે વાતો કરતી જોઇ પ્રધાનજી, કુમુદકુમારી, રણમલ, અને અમરસિંહ પાશાણ પ્રતીમાઓ સમાન ઉભાં ઉભાં જોતાં હતાં. બધાં નગર જનો પણ હજુ ત્યાં હતાં. થોડી વારમાં તે ભડ ભડાટ બળતી જવાળાઓએ 'પ્રભાવતી' ના શરીરને બાળી ભસ્મ કરી નાંખ્યુ, ને જોત જોતામાં અગ્નિ શાંત થઇ ગયો, ને ફકત એક મોટો રાખનો ઢગલો ત્યાં પડયો રહ્યો. 'કુમુદા', રણમલ, પ્રધાનજી, અને અમરસિંહ ચીતા બળી રહ્યા પછી તે ચીતાને પ્રણામ કરી ભગ્ન હૃદયે નગરમાં પાછા આવ્યા. આ વખતે પ્રાતઃકાળ થઇ ગયો હતો. 'કુમુદા' ને રાજ્ય માતાના સતી થયા પછી મહેલ સ્મશાનવત્ ભાસવા લાગ્યો, તે વારંવાર માતાને સભારી અશ્રુ પાડવા લાગી રણમલ તેને શાંતી જનક શબ્દોથી આશ્વાસન આપવા લાગ્યો. 'કુમુદ કુમારી' પ્રધાનજી તથા રણમલ વગેરે કુંડાળું વળી વાતો કરવા લાગ્યાં. વાર્તામાને વાર્તામાં નવેક વાગ્યાનો સમય થવા આવ્યો એટલે રણમલ ઉભો થયો, અને 'કુમુદ કુમારી' ને કહેવા લાગ્યો. ભાભી હવે હું રજા લઉ છું, પ્રધાનજી ? 'કુમુદ કુમારીને' ગભરાવા દેશો નહિ; હું ભાઇને છોડાવી ટુંક સમયમાં પાછો આવીશ.

**કુમુદ કુમારી**—વીરા ? જાઓ ? મંગળ કાર્ય કરી સત્વર પાછો આવજે, શ્રી ગીરીવરધારી તારૂં રક્ષણ કરશે એવી તને મારી આશીષ છે. જા વીરા ? ફતેહ કરી વહેલો આવ.

ભાભી તમારી આશીષ હું માથે ચઢાવું છું, કહી રણમલે સર્વને પ્રણામ કરી મહેલમાંથી ગમન કર્યું; ને થો- ડી વારમાં દ્રષ્ટી મર્યાદાની બહાર નિકળી ગયો.

---



# પ્રકરણ ૧૮ મું.

## વીરની ધૈર્યતા.

ટેકીલા સત્ય વીરને, દુઃખ પડે અપાર,
કસોટી તેની કરી, પ્રભુ ઉતારે પાર.



ભયંકર જણાતા ગુપ્ત ગૃહના એક ખંડીયેર જેવા બાગમાં પત્થરથી બાંધેલું મકાન આવી રહેલું હતું, તે મકાનને ચારે તરફ ફરતો કાળા પત્થરનો મજબુત કોટ બાંધેલો હતો; અને તેની અંદર જવાને માટે લોઢાની જાળીનો કમાનદાર દરવાજો હતો. ને આ મકાનના એક નાના ઓરડામાં રાજકુમાર 'ચંદ્ર' ને પુરવામાં આવ્યો હતો, 'ચંદ્રસિંહ'ને હાથે પગે લોઢાની ભારે સાંકળો બાંધેલી હતી, તોપણ આ ક્ષત્રી પુત્ર દુઃખથી ને ગભરાતાં છુટવાના વિચારમાં તેના ભારે બોજા સહીત આમ તેમ બળાત્કારથી ફરતો હતો. તેને જે સ્થળે રાખવામાં આવ્યો હતો તે સ્થાનને મજબુત તાળું લગાડેલું હતું, ને તે સ્થળના દરવાજો આ-

ગળ બે સિપાઇઓ ઉઘાડી તલવારે પે'રો ભરતા હતા, ને તેઓ વારંવાર કેદી 'ચંદ્ર'ની ઉપર દ્રષ્ટિ નાખતા હતા. 'ચંદ્રસિંહ' પણ પોતાને છુટવાનો કાંઇ ઉપાય નથી એવું જાણી દીલગીર થઇ ગયો અને ફરતાં ફરતાં મન સાથે બોલવા લાગ્યો. શુ? છેવટે મારે આવા કંગાલ મ્હોતથીજ મરવું પડશે? અરે હાય! પીતાનુ તથા સ્વસરનુ વેર નહિ લેવાય? ઓ! ભાઇ રણમલ, ઓ મારી પ્રીય 'કુમુદકુમારી' તમને પણ છેલ્લીવાર ન મળાયુ, અરે હાય તેઓ મારે માટે કેટલું કલ્પાંત કરતાં હશે! હાય? શું કરૂં. શું આખરે મારે મારો ટેક છોડી દેવો પડશે? અને શું? મારે આ વિશ્વાસઘાતી ખુની 'ઝેરીમલ'ના છુટવાને માટે કાલાવાલા કરવા પડશે? એમ બોલી 'ચંદ્રસિંહ' થોડીવાર વિચાર કરવા લાગ્યો. પણ આખરે તે તેનો ગુસ્સો દબાવી શકયો નહિ, ને એકદમ તે આવેશથી બોલવા લાગ્યો. નહિ! નહિ! કદાપી નહિ! તેમ થવું ઘણુંજ મુસ્કેલ છે. સુર્ય પશ્ચિમ ઉદય થાય, નેવનાં નીર મોભે જાય ને ભલે આ 'ચંદ્રસિંહના' પ્રાણનો અત્યારેજ વિનાશ થાય પણ તે પોતાનો ટેક નહિજ છોડે. અરે હાય! મને આવા હિચકારા વિચાર કેમ આવે છે. ઓ પ્રભુ! આ અજીતગઢના રાજકુમારની આવી દશા કરવી આપને ન ઘટે. અરે! શું? શીઆળવાએ સિંહને જીત્યો સાંભળ્યો છે? તેમ અજીતગઢના પાટવીને તેના કોઈ પણ શત્રુએ નમાવ્યો સાંભળ્યો નથી. હાય તારે મારી આ શું દશા; હવે મારે શું કરવું, અરે! હું પણ કેવો મુર્ખ કે શત્રુનો વિશ્વાસ કર્યો, ને તેનાં ઉપરથી સુંદર જણાતાં વચનોથી ભોળવાયો, અને સુખે નિંદ્રાધીન થયો; હાય! ત્યારેજ હું બંધીવાન થયો.

ઓ પાપાત્મા "ઝેરીમલ" ઓ. વિશ્વાસઘાતક, હવે તારો વિનાશ

પાસેજ છે. ઘણું કરે તે થોડાને માટેજ. પાપી તું મારો પ્રાણ લઇશ! ભલે કદાપી હું જીવથી જઇશ, પણ તેનો બદલો ઇશ્વરતો લેશેજ. અહા! શાસ્ત્રમાં પણ વિશ્વાસઘાતનું કેટલું પાપ લખેલું છે. "**વિશ્વાસ ઘાતી મહા પાપી**" એ તેં સિદ્ધ કરી બતાવ્યું, તો એવા પાપીને ઇશ્વર શામાટે જીવતો રાખતો હશે.

ઓ જગતપીતા હવે તો દયા કરો, આ મારી દશા સામું નિહાળો, પ્રભુ દયા કરો, દયા કરો, હાય! મારી આ શી દશા.

ગજલ.

પ્રભુ આ શી દશા મારી. દુ:ખી હું દાસ છું તારો;
બચાવો હે! હરી મુજને, મુઝાવી ' કાં મુને મારો. ૧
(આ) ભયંકર કેદખાનામાં, વળી આખા જમાનામાં;
હરી એક આશરો તા'રો, પ્રભુ હવે સ્હાઓ કર મારો. ૨

ફરતો હતો સુખપાલમાં, પ્રીયા ભ્રાત સંગે હે હરી.
મુજ શિંહને સપડાવીયો, એ પાપીએ છળ કપટથી.

બચાવો ના સતાવોને, અરજ કંઇ ઉર લાવોને;
છોડાવો રંકને પ્યારા, રહો ના મુજથી ન્યારા. ૩
અરે, એ દુષ્ટ પાપીએ, દગો! દીધો દગો દીધો;
ફસાવી ઉંઘતો મુજને, 'અહિં' લાવી પુરી દીધો. ૪

મુજને બચાવો અહિં થકી, હરિ સહાય તારી માગતો;
ગફલત હવે પછી નહિ ખઉં, રહું પાપીથી હું જાગતો.
જો એક વાર અહિંથી છુટું, તારી કૃપાથી ઓ વિભુ.
એ દુષ્ટને તો મારીને, લઉં વૈર મારૂં ઓ પ્રભુ;

છૂટું કેવી રીતે અહિંથી, જવાની નહિ જગા કંઇથી.
વળી બેડી જડી દુષ્ટે, થયો કાયર હવે કષ્ટે. ૫
વચન મિઠાંથી લોભાયો, હવે ઘણો થાય પસ્તાવો;
દરફને દુશ્મનોને તો, થતાં વળી છેદવાં એતો. ૬
પીતાને મારીયો દુષ્ટે, દગાથી પકડયો મુજને;
પ્રપંચીઓ દગાખોરા, હવે નવ છોડું હું તુજને. ૭
અહિંથા જો છુટો થાઉં, પ્રભુ ઇચ્છાએથી હું તો;
જરૂર મારૂં ન જીવાડું, સમજજે દુષ્ટ મન તું તો. ૮

ત્રિ. સો. હ.

ઓ વિશ્વાસ ઘાતી સમજ જે કે તારો પાપનો ઘડો હવે ભરાઈ ચુકયો છે. હાય આવા પાપીને ઇશ્વર શા માટે જીવતો રાખતો હશે. ઓ ! જગતના સંહાર કારક સદાશીવ આ વેળા તમારૂં ત્રીલોચન ઉઘાડી આ પાપીનો સંહાર કરો, ઓ સુર્ય દેવતા તમે તમારા પ્રખર તાપથી તપી આ વિશ્વાસ ઘાતકને બાળી ભસ્મ કરો, આવા પાપીનો ભાર પૃથ્વી પણ ઝીલી શકવા સમર્થ નથી. એમ બોલતો 'ચંદ્રસિંહ' આમ તેમ ફર્યા કરતો હતો. તેટલામાં ત્યાં આગળ 'ઝેરીમલ' આવી પહોંચ્યો. સિપાઈઓને કેદીની હકીકત પુછી ને બંધીવાનને પોતાની સમક્ષ હાજર કરવાનું કહ્યું. જેવો હુકમ કહી સિપાઇ ચાલ્યો ગયો, ને તાળું ઉઘાડી અંદર દાખલ થયો, ને 'ચંદ્રસિંહને' લઇ બહાર આવ્યો. હાથ પગમાં નાંખેલી ભારે સાંકળોને લીધે 'ચંદ્રસિંહથી' બરાબર ચાલી શકાતું નહોતું. તો પણ તે સિપાઇની સાથે ધીમે ધીમે 'ઝેરીમલની' નજીક આવી તેની તરફ ધિક્કારની નજર ફેંકી એક બાજુ ઉભો રહ્યો. 'ચંદ્રની' આવી સ્થીતી જોઈ 'ઝેરીમલ' ખડખડાટ હસવા લાગ્યો, ને પછી ધીમે સ્વરથી કહેવા લાગ્યો.

કેમ! કેદખાનામાં મઝા પડે છે ને? નાદાન છોકરા જોયું તારી ઉદ્ધતાઈનું કેવું ફળ મળ્યું. હવે તારે મ્હોતની સજા ભોગવ્યા શિવાય છુટકો છેજ નહિ.

ચંદ્રસિંહ—(સક્રોધ) ઓ નીચ? તું એમ ન સમજીશ કે આ 'ચંદ્ર' મ્હોતથી બીહે છે, ખુની, હીજડા આ જેલખાનુ નથી પણ એક રંગમહેલ છે. આ લોહ વર્ણની સાંકળો નથી પણએક સુવર્ણના દાગીના છે, સમજ્યો?

ઝેરીમલ—એમ! જોઉ છું કે તું આખરે દયાને માટે કોના કાલાવાલા કરે છે?

ચંદ્રસિંહ—આ 'ચંદ્ર' શુળીએ ચઢતાં પણ કોઇને કાલાવાલા કરશે નહિ.

ઝેરીમલ—હઠીલા આ તારી હાલત, તે તારાં બોલેલાં વચનોનુંજ કારણ છે.

ચંદ્રસિંહ—નહિ! તારા જેવા દુષ્ટ પર વિશ્વાસ રાખવાનુંજ કારણ છે.

ઝેરીમલ—નાદાન, તું શું બકે છે. તેનું તને ભાન છે? શેતાન તું સરદાર બહાદુર "ઝેરીમલનુ" અપમાન કરે છે?

ચંદ્રસિંહ—અહો! કોણ તુ સરદાર બહાદુર; ના ના તું તો એક કાયરને નામર્દ છે. બહાદુર સરદારો સમરક્ષેત્રમાં લઢી વેરનો બદલો લે છે; તો તું એક બીકણ પુરૂષની માફક જેમ બિલાડી ઉંદરને પકડવા છુપાઇ રહે છે, તેમ તુ છુપાઇ જનારો છે. એમ? તો ચાલ પકડ રસ્તો, કહી 'ઝેરીમલ' ક્રોધથી તલવાર ખેંચી 'ચંદ્રને' મારવા ધસ્યો. સામો 'ચંદ્ર' પણ પોતાનું સઘળું બળ એકઠું કરી તેના સામો આવ્યો, તેથી પહેરેગીરે તેને વચ્ચે પડી અટકાવ્યો; થોડીવાર 'ઝે

રીમલ' શાંત થઇ પાછો આસને બેઠો. બહાદુર 'ચંદ્ર' જો-રથી આવ્યો તો ખરો, પણ સિપાઇઓના અટકાવવાના ધ-ક્કાથી અને સાંકળોના ભારથી નીચે પડી ગયો, અને મહા મહેનતે ઉભો થયો. આ વખતે તેની ચક્ષુઓમાં અશ્રુ આવ્યાં હતાં તે આકાશ સામું જોઇને બોલવા લાગ્યો. હાય મેં નહોતું જાણ્યુ, કે કેશરીસિંહના પાટવીને આ ચંડાળનાં આવાં દુષ્ટ વચનો શ્રવણ કરવાં પડશે ! ઓ વિ-શ્વનાથ, ઓ શ્રી કૃષ્ણચંદ્ર હવે આ પ્રાણનો સંહાર કરી નાંખો. આવા અપ શબ્દો હું સહન નથી કરી શકતો. એમ બોલી નીચું વદન કરી ઉભો રહ્યો, તેથા ઝેરીમલ તેને કહેવા લાગ્યો.

'ચંદ્ર' જો તારે છુટવાનો વિચાર હોય, તો તારા છુટકાસનો એકજ રસ્તો છે.

**ચંદ્રસિંહ**—શું છે ?

**ઝેરીમલ**—જો સાંભળ તને યાદ તો હશેજ કે તારી 'કુમુદ કુમારીને' હું કેટલો ચાહું છું.

**ચંદ્રસિંહ**—શું કહ્યું ? શું કહ્યું ?

**ઝેરીમલ**—તેમા તું વચ્ચે ન પડયો હોત તો કયારનો એ હું તે મધુરા પુષ્પને લઇ જવાને ભાગ્યશાળી થયો હોત. હાય આખરે તે સુદરી તારા હાથમાં આવી છે હું તેને ચ્હાઉં છું; જેવી રીતે એક મ્યાનમાં બે તલવાર ન સમાય, તેમ એક સુંદરીને માટે બે પુરૂષો નહોવા જોઇએ. માટે સમજી વિચાર કરી તેને તું મારે સ્વાધિન કરાવ એટલે હું તને બંધન મુક્ત કરૂં.

**ચંદ્રસિંહ**—(ગુસ્સાથી તપી જઈ) ચુપ! કર અભાગીયા ચુપ કર?
એમ કહી 'ચંદ્ર' 'ઝેરીમલને' મારવા ચાલ્યો, પણ સિપાઇઓએ તેને અટકાવ્યો 'ચંદ્રને' મારવા આવતો જોઇને 'ઝેરામલ' કહેવા લાગ્યો. અહો! બંધનમાં જકડાએલો છે ને મારા સપાટામાં સપડાએલો છે છતાં પણ આવી ઉદ્ધતાઇ? હજી નમનતાઇ ન શીખ્યો?

**ચંદ્રસિંહ**—શું નમનતાઈ?

**ઝેરીમલ**—હા નમનતાઈ.

**ચંદ્રસિંહ**-વનરાજને પુર પીંજરે, પણ તૃણ કદી ખાશે નહિ;
ધુળ ઉછાળ ભલે સુર્યને, ઝાંખો કદી થાશે નહિ.
બાળ સુખડને ભલે અગ્નિમાં,પણ સુગંધ નીજ તજશેનહિ;
તેમ તુજને ચંદ્રસિંહ આ, પ્રાણ જતાં નમશે નહિ.
ભલે પૃથ્વી જાય પાતાળમાં, કદી વ્યોમનો પ્રલય થશે;
સુર્ય ઉદય થાશે પશ્ચિમે, પણ નહિ થાશે તે નહિજ થશે.
સાગર નિજ હદ તજી દઈ, સર્વ સૃષ્ટીનો પ્રલય કરે;
પણ ટેકીલો વીર ચંદ્ર આ, તુજ હિજડાથી નહિ ડરે.

**ઝેરીમલ**—નહિ ડરેતું અભાગીયા, સમજ શિરે કાળ ચક્ર ભમે;
તુજ પ્રાણ જાશે પલકમાં, આ પૃથ્વી સઘળી ધમ ધમે.
સમજ સમજ તું મન વિષે, નકર અભિમાન તુ બ્હોત;
પડશે સમશેર માહરી, જલદી થાશે તુજ મ્હોત.

**ચંદ્રસિંહ**-થાય નહિ કંઇ તુજથી, જેને રાખણ વાળો રામ;
મીથ્યા શું ફુલાઇ મરે, તજને તું કુડાં કામ.
રટતું રસનાએ કરી, રામ રામ બસ રામ;

તો તારણુ કરશે તાદરૂં, ઉદ્ધારશે જગસ્વામ.
સમજજે મદાંધ મન વિષે, મરશું આપણુ બેય;
બીક થી પછી કાળની, એતું મુજને કહેય.
રહેવાશે નહિ કદી, સુખી થાવા આ સંસારમાં.
આવ્યા છીએ સૌ આપણે, દીન એક જાવા સ્વર્ગમાં;
કંઇ રાજા મહારાજ્યના, ભુપતી આ સંસારના.
ચાલ્યા ગયા ક્ષણુ એકમાં, મહાવીર આ સંસારના;
આવ્યા બાંધી મુઠીએ, જવું ઉઘાડે હાથ.
કરીશ ભજન જો રામનું, તો સહાય થશે શ્રીનાથ;

માટે અભિમાન છોડીદે, ને પ્રભુની સાથે તારૂં મન જોડીદે.

**ઝેરીમલ**—ઠીકછે એમ કરીશું. પણુ તેં આજે મારૂં ઘણુંજ અપમાન કર્યું છે તેનું ફળ હું તને હવે સત્વર ચખાડીશ.

**ચંદ્રસિંહ**—તું શું ચખાડીશ? અભીમાન રૂપી મદીરાપી મદોન્મત થએલા મદાંધ, તું તે કોણુ?

**ઝેરીમલ**—હું કોણુ છું, તેની તને હવેજ ખબર પડશે. હવે તું થોડા વખતને માટેજ જીવતો છે. કાલે મધ્યરાત્રીએ તારા પ્રાણુનું વિસર્જન થશે; હા! તે પછી મને શાંતી વળશે હા! તે પછીજ મને મારી વહાલી 'કુમુદા' મળશે, એમ કહી તે હસવા લાગ્યો.

**ચંદ્રસિંહ**—સિંહને બંધીવાન બનાવી શું હશે છે? જો ખરો ક્ષત્રી પુત્ર હોય, તો એકવાર મને છુટો મુક, ને પછી જોઇ લે. પણુ તું ક્ષત્રી પુત્રજ નથી, તું તો કોઇ નામર્દ વ્યંઢળ પુરૂષ છે.

'ઝેરીમલ' પોતાનું અપમાન થવાથી ક્રોધ પામી લાલ પીળો થવા લાગ્યો. તે જો 'ચંદ્રસિંહ' ને મારી નાંખવા ધારે, તો તે તેજ વખતે મારી શકે; કારણ કે તે વખતે તે શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઇને આવેલો હતો, ને 'ચંદ્ર સિંહ' લોઢાની સાંકળોથી બંધાએલો હતો. પણ 'ઝેરીમલ' ને તો તેને તે વખતે મારી નાંખવો ન હતો, તેણે 'ચંદ્ર' ના શરીરનું દેવીને બળીદાન આપી રીબાવી રીબાવી મારી નાંખવાનું ધાર્યું હતું, તેથીજ 'ઝેરીમલ' તે વખતે સઘળું અપમાન સહન કરી બેશી રહ્યો હતો. પછી તેણે સિપાઇને આજ્ઞા કરી કે બંધીવાનને તેની કોટડીમાં પુરી દયો, સિપાઈ એ 'ચંદ્ર' ને ત્યાંથી લઇ જઈ તેની કોટડીમાં પુરી દીધો. પછી સિપાઇઓને ખુબ સાવધ રહેવાનું કહી 'ઝેરીમલ' ત્યાંથી ચાલ્યો ગયો. જતાં જતાં તેને 'કુમુદ કુમારી' ના વિચાર આવવા લાગ્યા, ને તેથી તે પોતાના મન સાથે બોલવા લાગ્યો, 'કુમુદા' કુમુદા ત્હેં મને ઘેલો બનાવ્યો છે, ચંદ્ર વ. દની તને મેળવવા ને હું કયારે ભાગ્યશાળી થઇશ! તારા વિરહથી હું દીવાનો બની ગયો છું, મારૂં હૃદય પ્રેમાગ્નીથી બળે છે. આવ, રસીલી આવ, મને વધુના તરસાવ; પ્રીય 'કુમુદ કુમારી' જો કે તું મને ધીક્કારે છે, તો પણ હું તને ખરા જીગરથી ચાહું છું, આ 'ઝેરીમલ' તારે માટે તન મનને ધન સઘળું આપી દેવા તૈયાર થયો છે. 'કુમુદ કુમારી' કદાપી તું નહિ માને, તો પણ હું તને છોડનાર નથી, હું તને મેળવીશ ત્યારેજ શાંત થઇશ. (વિચાર કરી) અત્યારે સાયંકાળ થવા આવી છે, તો ચાલ અત્યારે હું વિજય નગર જાઉં કારણ કે હાલ ત્યાં કોઇ નથી, એટલે 'કુમુદ કુમારી' ને ઉપાડી લાવતાં કોઇ પણ જાતની હરકત મને નડનાર નથી, માટે ચાલ હું વિ.

જયનગર જાઉં ને 'કુમુદ કુમારીને ઉપાડી લાવું. (વીચાર કરી) વિ- જય નગર જતાં જતાં રાત્રી પડશે, એટલે મને પણ ઠીક ફાવશે, બરાબર મધ્યરાત્રીએ હું 'કુમુદા' ના મહેલમાં પ્રવેશ કરીશ; અને તે સુંદરીને કળે બળે ઉપાડી સત્વર પાછો વળીશ. હાલ મારે કોઈ પણ માણસ સાથે રાખવાની જરૂર નથી, તે કાર્ય કરવાને માટે હું એકલોજ પુરતો છું, માટે ચાલ હાલને હાલ વિજય નગર જાઉં. એમ મનમાં નીશ્ચય કરી તેણે વિજયનગર ના રસ્તે પ્રયાણ કર્યું, ને ઝપાટાબંધ ચાલતો, ચાલતો જંગલની ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયો.





# પ્રકરણ ૧૯ મું.



## કુંડળીયો.

રણુમલ વીરો આવીયો, "ચંદ્રસિંહ" ની પાસ;
ફરેબ કરીને છોડાવીયો, પોંચી મનની આશ.
પોંચી મનની આશ, પાશથી છોડયો બંધુ;
હીંમત કરીને વિર દુઃખનો તાર્યો સિંધુ.
દુઃખનો સિંધુ તરી ગયો, ઇશ્વર જેને સહાય છે;
(તો) લાખો બંધન માંહ્યથી, સેંજે છુટી જવાય છે.

— —



કુમુદ કુમારીની રજા લઇ નીકળેલો. રણુમલ મધ્યાન કાળે "ઝેરીમલ" ની છાવણીમાં આવી પહોંચ્યો, ત્યાં તપાસ કરતાં તેને જણાયું કે "ઝેરીમલ" કેદખાનામાં "કેદીની પાસે ગયો છે, "ઝેરીમલ"નાં માણુસો "રણુમલ" ને ઓળખતાં હોવાથી, તેઓ સઘળા તેની આસપાસ ભરાઇને બેઠા, ને "રણુમલ"ને પુછવા લાગ્યા, કે "રણુવીર તું આટલા દિવસ સુધી ક્યાં

ગયો હતો? વગેરે પ્રશ્નો પુછવા લાગ્યા. ચતુર "રણમલે" દરેકને તે-
મના સવાલના જવાબ આપી સંતોષ પમાડયા. એટલામાં એક મા-
ણસ ન્રૂના પાત્રમાં થોડોક મેવો તથા થોડાંક ફળ ફળાદી લાવી "ર-
ણમલ"ની આગળ મુકયાં, સ્વચ્છ પાણી પણ ભરી લાવી તેની આ-
ગળ મુકયું. "રણમલ"ને ક્ષુધાપણ કકડીને લાગી હતી, તેથી તેણે
ઝપાટાબંધ ખાઇ લીધું; પછી પાણી પી વિશ્રાંતીને માટે થોડીવાર સુતો.

સઘળા સૈનીકો સરદાર બહાદુર "ઝેરીમલ" ના માનીતા 'રણ-
વીર' આગળ ઉભા રહી, તેની શું આજ્ઞા છે તે હાથ જોડીને પુ-
છવા લાગ્યા, "રણમલે" સર્વને ત્યાંથી જવાની આજ્ઞા આપી, તેથી
તેઓ તેને નમીને ત્યાંથી ચાલતા થયા. તેઓના ગયા પછી "રણ-
મલે" નીંદ્રા લીધી, તે જ્યારે સાયંકાળ થવા આવ્યો ત્યારે નીંદ્રાનો
ત્યાગ કરી ઉઠી બેઠો થયો, ને આસપાસ જોવા લાગ્યો; પણ તેટ-
લામાં તેને કોઇ દ્રષ્ટીગોચર થયું નહિ. આથી તે પ્રસન્ન થયો, ને
ત્યાંથી થોડેક દુર એક નાની ઝુંપડી દેખાતી હતી, તે તરફ ગયો; તે
ઝુપડીનાં દ્વાર અંદરથી બંધ કરેલાં હતાં, તેથી 'રણમલ' તે દ્વારને
ધીમેથી ખખડાવી, ધીમે સાદે બુમ મારવા લાગ્યો. "ગુમાનસિંહ "?
કોણ હશે, એ! ઝુંપડીમાંથી સવાલ થયો. હું "રણવીર" દ્વાર ઉઘા-
ડજો! "રણમલે જવાબ આપ્યો. તરતજ બારણું ઉઘાડવામાં આ-
વ્યું, ને "રણમલે" અંદર પ્રવેશ કર્યો. તે ઝુંપડીની અંદર રહેનાર
"ગમાનસિંહ" રણમલનો મીત્ર હતો, ઉમ્મરે રણમલ કરતાં પાંચ વ-
રસે મ્હોટો હતો, ને તે "ઝેરીમલ"નો સગો થતો હતો, "રણમલે
તેનામાં ઉમદા ગુણો જોઇ તેની સાથે સ્નેહ કર્યો હતો, ને તે બંનેનો
સ્નેહ દિવસે દિવસે દ્રઢ થતો ગયો, "ગુમાનસિંહ" "રણમલ" ને

માટે પ્રાણ આપવાને પણ પાછો હઠે તેમ નહોતો. "રણમલને અંદર આવતાંજ "ગુમાનસિંહે પુછ્યું. "રણવીર ? અત્યારે એકાએક તારૂં આવા ગમન કયાથી થયું ?

**રણમલ**—કોઇ કામ શિવાય આવે છે. "ગુમાનસિંહ ભાઇ ! આજે મારે તમારૂં એક અગત્યનું કાર્ય પડયુ છે, મારે તમારી થોડીક મદદની જરૂર છે ? કેમ મદદ કરશોને ? બોલોને ? શો જવાબ આપો છો ?

( રણમલે હસ્તાં હસ્તાં ઉપરા ઉપરી પ્રશ્ન પુછ્યા.)

**ગુમાનસિંહ**—રણવીર ? એમ કેમ બોલે છે, તહારે માટે આ પ્રાણ પણ તૈયાર છે. બોલ્યા કરતાં કરી બતાવવું એ વિશેષ છે, માટે બોલ તા'રે મા'રૂં શુ કામ છે ?

**રણમલ**—ગુમાનસિંહ તમે જાણતા તો હશો કે આપણા સરદારે ત્રણ દિવસ ઉપર એક માણસનો નાશ કર્યો છે, તથા બીજાને કેદ કર્યો છે, ને તેનું કાલે મધ્યરાત્રે દેવીને બળીદાન આપવામાં આવનાર છે.

**ગુમાનસિંહ**—હા. તે મને ઘણી સારી રીતે ખબર છે.

**રણમલ**—તેને હું બંધન મુક્ત કરવાની ઇચ્છા રાખું છુ ?

**ગુમાનસિંહ**—હેં ? (આશ્ચર્ય યુક્ત થઈ) શું કહે છે ?

**રણમલ**—ખરૂં કહુંછું ને, તેમાંજ તમારી મદદ લેવાની હું આશા રાખુંછું.

**ગુમાનસિંહ**—પ્રીય રણવીર તારો વિચાર ઘણોજ ઉત્તમ છે. હા ! તે સુંદર રાજકુમારને કેદ કર્યો તે વખતે હું ત્યાંજ હતો. શું તેનું અદ્ભુત પરાક્રમ જો આપણા સરદારે તેને દગેથી

ન પકડયો હોત તો તે કદાપી પકડાતજ નહિ. અહા ! શું તેનું તેજ, ને વીર્યતા, પણ રણવીર તું એને શી રીતે છોડાવી શકીશ, ને મારે તને શું મદદ કરવાની છે, તે મને જલદી જણાવ, અને તારેને તે કેદીને શો સબંધ છે તે પણ તને યોગ્ય લાગે તો મને કહે.

**રણમલ**—ગુમાનસિંહ, તે કેદી મારો વડીલ ભ્રાત છે. જે મને મારા પ્રાણથી પણ વિશેષ પ્રીય છે.

**ગુમાનસિંહ**—( આશ્ચર્ય ) શું તે તારો ભાઇ છે ?

**રણમલ**—હા.

**ગુમાનસિંહ**-રણવીર, તે પાપીના પંજામાંથી તેને શી રીતે છોડાવીશ ?

**રણમલ**—તેની યુક્તિ મેં ગોઠવી છે, પણ તે પહેલાં આપ મને કહેશો. કે તેમને કયાં રાખવામાં આવેલા છે.

**ગુમાનસિંહ**—ગુપ્ત ગૃહમાં.

**રણમલ**—વારૂં હાલ ત્યાં કેટલા ચોકીદાર હશે ?

**ગુમાનસિંહ**—બે.

**રણમલ**—તેઓનાં નામ તમને ખબર છે ?

**ગુમાનસિંહ**—હા. એકનું નામ ફુલસિંહ તથા બીજાનું નામ લાલસિંહ છે.

**રણમલ**—બહુ સારૂં હું તેમના પહેરામાંથી ભાઇને છોડાવી શકીશ.

**ગુમાનસિંહ**—તે કેવી રીતે ?

**રણમલ**—જુઓ સાંભળો, હું મારી સાથે સ્ત્રીનો તમામ પોશાક લાવેલો છું. તે હું ધારણ કરી ગુપ્તગૃહની નજીક જઈ બંસીના સુરમાં મારો સુર મેળવી સુંદર ગાયન ગાઇશ. મારો

સુર એટલો કોમળને ઝીણો છે કે, કોઇ વરતી ના શકે કે આ ગાનાર પુરૂષ છે, કે સ્ત્રી. મારા ગાનથી મને એમ ભાસે છે કે તે બંને ચોકીદારો મારી તરફ આકર્ષાશે, ને મને અંદર લઇ જશે, જ્યાં હું અંદર દાખલ થયોકે પછી ફીકર નહિ. અંદર જઇ શુ કરવું તે તે વખતે થઇ પડશે.

ગુમાનસિંહ—અરે ! વાહરે તારી અક્કલ. રણવીર ત્હેં પણ ખુબ કરી હેં ! પણ હવે મને કહે કે મારે તને શી મદદ કરવી.

રણમલ—તમારે ફક્ત ગુપ્તગૃહમાં જ્યાંથી જવાય છે, ત્યાં આગળ તમારો અશ્વ લઇ ઉભા રહેવું ને મારા અંદર પ્રવેશ કર્યા પછી થોડીકવારમાં મારા ભાઇ સ્ત્રીના પોશાકમાં બ્હાર આવશે, ને તે તમને તેમનું નામ કહેશે, એટલે તમારે તરતજ તેમને ઘોડે બેસાડી વિજયનગર તરફ વિદાય કરીદેવા. તેમને એક ક્ષણ પણ ત્યાં રોકશો નહી, જેમ બને તેમ જલદીથી તેમને તે ભયંકર સ્થળેથી રવાના કરી દેજો, ' ગુમાનસિંહ ' આટલું મારૂં કાર્ય કરશો એવી મને આશા છે, તમારો ઉપકાર હું કદી વીસરનાર નથી.

ગુમાનસિંહ—' રણવીર ' આજે તારા મુખમાંથી આવા શબ્દો કેમ નીકળે છે ! તુ તો મારો ભાઇ છે, અને ' ચંદ્રસિંહ ' પણ મારા ભાઇ છે. હું તારા કહેવા મુજબ તેમને તરતજ વિદાય કરી દઇશ, પછી કાંઇ? વિરા ! અંદર પ્રવેશ કર્યા પછી સાવધ રહેજે, જે કાર્ય કરે તે વિચારીને કરજે, જા, હવે ! રાત્રીના અગીઆર વાગવા આવ્યા છે, ઇશ્વર તને તારા કાર્યમાં સહાય કરો, એવો મારો શુભ આશીર્વાદ છે.

ગુમાનસિંહની સાથે આવી રીતની ગોઠવણ કરી 'રણમલે' ત્યાંથી ચાલવા માંડયુ, ને જ્યાં ગુપ્તગૃહ થોડુંક છેટું રહ્યુ. એટલે 'રણમલ' અટકયો. અને એક વૃક્ષ નીચે જઇ પેલાં સ્ત્રીનાં વસ્ત્રની પોટકી છોડી તેમાંથી સ્ત્રીના શણગાર કાઢી ધારણ કર્યા, ને હાથમાં રૂપાની બંશી લઇ ગુપ્તગૃહ તરફ ચાલવા લાગ્યો. આ સમયે ચંદ્ર મધ્ય આકાશે આવ્યો હતો. ચંદ્રોકાની શીતળ ચાંદની સર્વત્ર જંગલમાં છવાઇ રહી હતી પવન પણ મધુરો મધુરો વા'તો હતો, અમે તેવો દુઃખી માણસ જો આ વખતે તે જંગલમાં હોય તો થોડી વારને માટે તે તેનાં તમામ દુઃખ ભુલી જાય. એવા રમણીય દેખાતા જંગલમાં 'રણમલ' ગુપ્તગૃહની નજીક આવી પહોંચ્યો. અહિંથી ગુપ્ત ગૃહ ચાર પાંચ કદમ દુર રહ્યું હશે એમ ધારી રણમલ ત્યાં એક પડેલી શીલાપર બેઠો, ને ધીમે રહી બંશીમાં પોતાનો સુર મેળવવા લાગ્યો, જ્યાં સુરનોને બંશીનો રાગ એકત્ર થયો કે 'રણમલે' માઢ રાગ ગાવો શરૂ કર્યો. જ્યાં ગાન ચાલ્યુ કે સર્વત્ર જગ્યાએ શાંત ભાસવા લાગ્યુ મુળ રાત્રીનો સમય ને માઢ રાગ પછી શું બાકી રહે! 'રણમલનો' મીઠોને કોમળ સુર બંશીની સાથે જંગલમાં લાંબે દુર સુધી સંભળાવા લાગ્યો. ગુપ્તગૃહમાં પણ રાજ્યકેદી ચંદ્રની ચોકી કરતા બંને પહેરગીરોના કર્ણપુટને પણ તે શબ્દ સંભળાવા લાગ્યો. આતુરતાથી તે બંને સિપાઇયો કાન માંડી સાંભળવા લાગ્યા. અલ્પ સમયમાં 'રણમલનું' ગાન પુરૂં થયું, તેની સાથેજ આ બંને સિપાઇ બચ્ચાઓનાં હૃદય ચુર્ણ વિચુર્ણ થવા લાગ્યાં. છેવટે ફુલસિંહ લાલસિંહને ઉદ્દેશી કહેવા લાગ્યો.

દોસ્ત લાલસિંહ જોને આ મધ્યરાત્રે આવું સુંદર ગાન કોણ

ગાતું હશે? મને તો કોઇ સ્ત્રીના જેવો અવાજ લાગે છે.

**લાલસિંહ**—મને પણ તેમજ લાગે છે. શુ તેનો કોમળ સુર! ત્યારે તો તે ગાનાર કેવુંયે હશે? ભાઇ ફુલસિંહ, જો તારી રજા હોય તો હું જોઇ આવું કે તે કોણ છે, ને જો કદાપી મારૂં ચાલશે તો હું તેને અહિં પણ તેડી લાવીશ.

**ફુલસિંહ**—સુખેથી જા. આ ભયંકર ભાગમાં રહે, ઘણા દિવસ થયા પણ કોઇ દિવસ મોઝમઝા ભોગવવાનો સમય આવ્યો નથી. તેમ આપણો સરદાર પણ હાલ અત્રે નથી, તેથી ઠીક ગમ્મત પડશે, માટે તુ જા, ને ગમે તેમ કરી સમજાવી ફોસલાવી તે ગાનારને અહીં લઇ આવ. બહુ સારૂં કહી લાલસિહ તેની રજા લઇ ભોંયરાની બહાર નીકળ્યો. તેવામાં 'રણમલે' બીજુ' ગાયન ગાવું શરૂં કર્યું હતું. લાલસિંહ બહાર નીકળીને જુવે છે તો એક સર્વાંગ સુંદર સ્ત્રી બંશીના તાનમાં ગાવામાં ગુલતાન થઇ હતી, તેના આનંદનો પાર રહ્યો નહિ, ને મનમાં બોલવા લાગ્યો. અરે આ વનદેવી તો નહિ હોય. શુ અપ્સરા હશે, કે કોણ હશે, કે આવા રાત્રીના સમયે જગલમાં આવી હશે. એટલામાં 'રણમલ'નું ગાયન પુરૂં થયું. તેણે આસપાસ દૃષ્ટિ નાંખી તો લાલસિંહને ગુપચુપ ઉભો રહેલો જોયો. પણ રણમલે તો જાણે તેને ન જોયો હોય તેમ કરી તેને સંભળાવવા આકાશ સામુ જોઇ બોલવા લાગ્યો, અરે હાય, હવે મધ્યરાત્રી થવા આવી છે, મારે અત્યારે ક્યાં જવું, અરેરે મારાં માણસોથી હું છુટી ન પડી હોત તો સારૂં થાત,

અરેરે આ રાત્રી કેમ ખુટશે. કંઈ આખી રાત ગા, ગા, પણ કરાય! હવે હું કયાં જાઉં કહી 'રણુમલ' કૃત્રીમ ડુસકાં ભરી રડવા લાગ્યો.

રણુમલના શબ્દો સાંભળી લાલસિંહના હર્ષનો પાર રહ્યો નહિ તરતજ તે 'રણુમલ'ની પાસે આવ્યો ને પુછવા લાગ્યો.

સુંદરી તમે કોણ છો તે હું જાણતો નથી, પણ અહિં પાસેજ આ સેવકનો મુકામ છે મે આપના દરેક શબ્દ સાંભળ્યા છે તો જો આપને કાંઇ હરકત ન હોય તો મારી સાથે ચાલો. હુ તમને મારા સ્થળે લઇ જાઉં. આજની રાત્રી ત્યા ગાળી સવારે તમારે જ્યાં જવું હોય ત્યાં જજો, ત્યાં એક મારો ભાઈ છે તે પણ ગાવું બજાવું સારૂં જાણે છે. જો તમે ત્યાં આવશો તો ઘણોજ આનંદ થશે પછી જેવી તમારી મરજી. 'રણુમલ'ને તો તેજ જોઇતુ હતુ તેથી તે તરતજ ઉભો થયો, ને મધુરા વચને આખનુ કટાક્ષ ફેંકી કહેવા લાગ્યો. મારા જેવી એક અબળાને આપે આશ્રય આપ્યો તેને માટે હું તમારો ઉપકાર માનું છું.

લાલસિંહ તેના કટાક્ષથી વીંધાઇ ગયો, ને તેને લઈ થોડીવારમાં ગુપ્તગૃહમાં દાખલ થયો. લાલસિંહને સ્ત્રીની સાથે આવતો જોઇ ફુલસિંહ તરત સમજી ગયો કે તે ગાનાર આ સ્ત્રીજ છે તેના હૃદયમાં આનંદની રેલમ છેલ થવા લાગી. ને તે બંનેને લેવા સામો દોડયો. લાલસિંહે ફુલસિંહ ને તે ગાનારી સ્ત્રીનો પરીચય કરાવ્યો. તેથી ફુલસિંહના આનંદનો પાર રહ્યો નહિ, અને તે સ્ત્રીની તરફ જોઇ હસીને કહેવા લાગ્યો તમારૂં નામ આ સેવકથી અજાણ્યુ રાખશો કે?

**રણુમલ**—અરે વાહરે મારા મહેરબાન, એમ કેમ બોલો છો દાસીને રતનકુંવર કહે છે.

**ફુલસિંહ**—વાહ ! વાહ! શું સુંદર નામ? વારૂં તમે ક્યાંનાં રહેવાશી છો ?

**રણુમલ**—જી. દાસી, દક્ષિણુ દેશની રહેવાસી છે ગાયનકળામાં કુશળ છુ. મોટા મોટા રાજા રજવાડાઓમાં મારા નાચ મુજરા થાય છે. ( રણુમલે હવે હાંકવા માંડયું. )

**લાલસિંહ**--ઓ હો હો હો ! ત્યારે તો આ સેવકોને પણ તમારા સુકોમળ કંઠમાંથી નીકળતા ગાનનો લાભ મળશે કે ( લાલ-સિંહે મર્મમાં કહ્યું ). અરે યાર ! એ શું બોલ્યા, તમને તો એકની દસ ચીજો સંભળાવવા તૈયાર છુ, એમ બોલી 'રણુમલ' બંશીમાં સુર મેળવી ગાવા લાગ્યો; તેના ગાનથી બંને સિપાઇયો ડોલવા લાગ્યા, અને વચમાં વાહવા, વાહવા એમ ઉચ્ચાર કરવા લાગ્યા. ગાયન બંધ થયુ. 'ફુલસિંહ તો હજુ ગાન ચાલે છે ધારી ડોલતો હતો, તેને ખબર પડી કે ગાયન પુરૂ થયુ છે ત્યારે તે બોલ્યો કે હાં હવે એક ચીજ ફરીથી થવા દયો.

**રણુમલ**--અરે વાહરે મારા મહેરબાન ( ધીમો તમાચો મારી ) એટલીજ વારમાં આમ લટુ બની ગયા કે; એમ કહી ફુલસિંહ તરફ એક કટાક્ષ ફેંકયું. ફુલસિંહના ગાલે રણ-મલની આંગળીનો સ્પર્શ થતાંજ તેના શરીરમાં કામદેવે પ્રવેશ કર્યો, ને ઉભો થઇ રણુમલનો હાથ પકડી કહેવા લાગ્યો. મારી મધુરી, તમારી કમળની ડાંડી સમાન અંગુલીને મારા ગાલપર અડાડવાની શા માટે તસ્દી આપવી પડી ?

હા ! હવે આગાલનું ભાગ્ય ફરી ગયું લાગે છે. હા હા ! પણ સુંદરી હવે એક ચીજ થવા દયો.

રણમલ--અરે વાહરે મારા શોખીન જીવડા, હું તમને એવી તો ચીજો સંભળાવું કે તમે ખુશ ખુશ થઈ જાઓ, પણ જો લગાર શરાબનું જોર હોય તો ઠીક જામે (રણમલે મંગળા ચરણ શરૂં કર્યું, )

લાલસિંહ—હા. યાર પ્યારીની વાત બરાબર છે, પણ તે ચીજ અત્યારે લાવીએ કયાંથી !

ફુલસિંહ—તેજ વાંધો છે ના, શરાબનો નીશો, ને આ દીલારામનું ગાન જો હોય તો વાહવા કેવી મજા પડે. ને વળી ઓર રંગ જામે ( રણમલ તરફ જોઇ ) લાચાર છીએ કે અમારા નશીબમાં આવું સ્વર્ગનું સુખ આવ્યું પણ આ વખતે તે ચીજ નથી એટલી ખામી રહી જાય છે.

રણમલ—એજ કે બીજું શા માટે ઉદાશ થાઓ છો મારા દીલ દાર તમારાથી કાંઇ મારે વધારે છે. મને તેનો શોખ છે તેથી હું હમેશાં તેને સાથેજ રાખું છું, તે લ્યો, અત્યાર તો ઉડાઓ સવારે વળી કોઇ ગામ બામ આવશે ત્યાંથી લઇ લેવાશે. જાઓ, જુઓ પેલા મારા પોટકામાં સૌથી સરસમાં સરસ દારૂ છે, તે કાઢો અને અહિં લાવો. એવુ સાંભળતાંજ લાલસિંહ તરતજ તે પોટકા તરફ દોડયો, ને ત્યાં જઇ રણમલે અગાઉથી સાથે રાખેલો એક મોટો દારૂ નો શીશો છોડી લાવી બધાની વચમાં મુકયો.

રણમલ—(હસતાં) હું નહોતી જાણતી કે તમે પણ આવા શોખીન

હશે. તમે પણ રંગીલા જણાવ છો (કહી આંખને પલ-
કારો માર્યો ) તે બંને દુષ્ટો મોહીત બની ગયા, ને તેથી
આકુળ વ્યાકુળ થવા લાગ્યા પછી રણમલે પોતાના હાથે
એક સુંદર પ્યાલામાં દારૂ રેડી તે પ્યાલુ ફુલસિંહ તરફ
ધર્યું. બીચારો ફુલસિંહ તો આનંદમાં ગરકજ થઇ ગયો.
આવી મધુરી સુંદરી મને તેના કોમળ હસ્તે શરાબ પીવ-
રાવે છે. વાહવા ! હવે મારા નશીબનો ઉદય થયો લાગે છે.
એટલામાં રણમલે તેને કહ્યું. લ્યો મારા રંગીલા જવાન
આ દાસી આપને આ અમૃતનો પ્યાલો પીવરાવે છે તે
પીઓ. રસીલી તમારા હાથનું ઝેર પણ પીવા કયો અભા-
ગીના પાડશે. એમ કહી પ્યાલો ગટગટાવી ગયો. પછી
રણમલે બીજો પ્યાલો ભરી લાલસિંહને આપતાં કહ્યું. લ્યો
લાલા તમે પણ ઉડાઓ એમ બોલી, સ્મીત હાસ્ય કરી
પ્યાલો લાલસિંહને આપ્યો. તેણે પણ સપાટા બંધ તે
પ્યાલો ખાલી કરી નાંખ્યો. એમ ઉપરા ઉપરી રણમલે તે-
ઓને ખુબ દારૂ પીવરાવ્યો. દારૂના નીશાથી તે બંને પશુ
ઓ થોડીવારમાં ડોલવા લાગ્યા. હાં હવે એક ચીજ થવાદયો.

રણમલ—(હશીને) હાંજી હવે તેજ થાય છે. આખી રાત ગાવા
બજાવાની પડી છે. શા માટે અધીરા થાઓ છો, પણ આ-
પણાથી આમ વારે ઘડીયે મળાવાનું છે? માટે આજની
રાતતો આપણે એક બીજાના સુખ દુઃખની વાતો કરીએ.

આવું સાંભળી લાલસિંહ જે નિશામાં ડોલતો હતો તે બોલી
ઉઠયો ખરૂં છે? પ...પ...પ્યા...રીની વાત ખ...ખરી છે. શું એનું

ત...ત...તેજ એમ લવતો લાલસિંહ પછી ફુલસિંહને કહેવા લાગ્યો એ...એલા ફુલીઆ...આ...આ...પ...પ...રમેશર ને તે ક...ક... કાંઇ અ...અકકલ હશે કે નહી કે તે તે તેણે મ...મ...અને પુરૂ-ષનો અવતાર આપ્યો જ...જ...જો તેણે મને આ રતનકુંવરની ચોળી બનાવી હોત ત...ત...તો ર...રોજ હું એ... એના ર...ર-દય ઉપર ન...નરહેત? પણ તે...તેમાં પ...પરમેશ્વરની શું અ... અકલ નહિ પહોંચી હોય.

ફુલસિંહ—એ...એ...લા, લાલીયા તા...તારૂં ધારવું ખોટું છે. પ...પ...પરમેશ્વરની ભુ...ભુલ તો ખરી, પ...પણ તું ચોળી થવાનું કહે છે. તે નહિ, મને તો સ...સાડીનો અ-વતાર ઠ...ઠ...ઠીક લાગે છે. જો સ...આડી થાઉ તો પ્યારીને આખે અંગે લપેટાઈ જાઉં, બસ જાઉં, બસ જાઉં. એવી રીતે નીશામાં તે બંને જણ અંદર અંદર વાતો ક-રવા લાગ્યા. એવું જોઇ રણમલ વિચાર કરવા લાગ્યો, હાં, હવે તેમને બરાબર નીશો ચઢ્યો છે; હવેજ મારૂં કાર્ય નિર્વિઘ્ને પુરૂં થશે, એમ ધારી તે બંનેને કહેવા લાગ્યો, કાં મારા મહેરબાન એટલી વારમાંજ આમ ચકચુર બની ગયા? હાં પણ એક વાત તમને પુછવાની હું ભુલી ગઇ, મારા મ-હેરબાન, આ, જે, જગ્યાએ તમે રહો છો તે તમારૂંજ ઘર છે કે?

ફુલસિંહ—( અડબડીયાં ખાતો ) ન...ન...ન...નહિ પ...પ...પી યારી અ...અ...આતો ક...ક...કેદખાનું છે.

રણમલ—એમ કે? તો દાસીને આ કેદખાનાની સેલ નહિ કરાવો?

તરતજ લાલસિંહ એકદમ બોલી ઉઠયો મ...મ...મા...રી
ર...ર...સી...લી...શું...શું...ત. .ત...ત...હારા...થી
થી...ક...ક...ઇ...વ...વ...ધારે છે, લ...લ...લે...આ
કે...કે...કું...ચીયો...ન...ન...ને...પ...પે...લું...ત...ત
ત...તા...ળું... ઉ...ઉ...ઘાડી...સ...સ...હે...લ...કરો
બ.. સ...હે...લ...ક...રો.

એમ બોલી રણુમલ તરફ કુચીયોનું જુમખું ફેંકયું ને ફુલ-સિંહની ઉપર બે ભાન થઇને ઢળી પડયો. ને તે બંને જણા નીશામાં ચકચુર થઇ જમીન સુંઘવા લાગ્યા. કુંચીઓનું જુમખું લઇ રણુમલ કેદખાનાની કોટડી તરફ દોડયો, ને ત્યાં પહોંચી ઝપાટાબંધ તાળું ઉઘાડી નાંખ્યુ આ વખતે 'ચંદ્રસિંહ' દુઃખથી નિંદ્રાધીન થએલો હતો તેની પાસે જઇ રણુમલ તેને જગાડવા લાગ્યો. ભાઇ ! ઓ ! ભાઇ !

**ચંદ્રસિંહ**—( ઝબકીને જાગી ઉઠી બેઠો થઇ ) કોણ ? શુ પાછો પાપા 'ઝેરીમલ' આવ્યો છે કે શુ ?

**રણુમલ**—હું રણુમલ, ભાઈ ઉઠો !

**ચંદ્રસિંહ**—(ઉભો થઇ) કોણ રણુમલ ! એમ કેમ બને ! એમ કહી આશ્ચર્યથી રણુમલ તરફ જોવા લાગ્યો. રણુમલ આ શું ? ને તુ આવા વેશથો અહિં શા માટે આવ્યો છે ?

**રણુમલ**—ભાઇને બંધન મુક્ત કરવા.

**ચંદ્રસિંહ**—શુ મને છોડાવવા, તે કેવી રીતે બની શકશે ?

**રણુમલ**--ભાઇ તે કહેવા જેટલો સમય અત્યારે છે નહી, પહેરેગી-રોને બદલાવવાનો સમય થવા આવ્યો છે આપ એકદમ આ મારાં સ્રીનાં લુગડાં પહેરી વીદાય થાઓ, ને બહાર

નીકળી જાઓ. તમારી ચોકી કરનારા પહેરેગીરોને મેં
નીશામાં બેભાન કર્યા છે, માટે કંઇ હરકત નથી, ને
તેટલામાં આપ નિર્વિઘ્ને બહાર નીકળી જશો! જલદી
કરો નહિ તો વળી કંઇ નવી આફતમાં ફસાઇ જઇશું.

ચંદ્રસિંહ—વીરા! હું તને અહિં એટલો મુકી કદી જવાનો નથી,
શું તું મારે લીધે અહિં કેદમા રહે, ને હું નિષ્ઠુર થઇ
ચાલ્યો જાઉં? એમ કદી બનેજ નહિ?

રણમલ—(ચંદ્રને જવાને માટે ખેંચ તાણ કરતો) મારા ભાઇ
આપ પધારો તો સારૂ સમય ગુમાવવા જેવો નથી પ્રભુ
મારૂં રક્ષણ કરશે! હું ગમે તે યુક્તિથી છુટી આવીશ. આપ
પધારો, હમણાંજ પહેરેગીર બદલાશે માટે હવે આપ સ-
ત્વર વિદાય થઇ જાઓ. ગુફાના દ્વારની પાસે મ્હેં આપણા
એક હિતચીંતકને તેનો અશ્વ લઇ ઉભો રાખ્યો છે, તેને
ત્યાં જઇ તમારૂં નામ કહેશો કે તરતજ તે તમને તેનો
અશ્વ આપશે, ને તે અશ્વ પર સ્વાર થઇ અત્યારેને અત્યારે
આપ વિજયનગર પધારો કારણ કે ઝેરામલ અહિં જોવામાં
આવ્યો નથી, તેથી મારા ધારવા પ્રમાણે તે દુષ્ટ સુના પ-
ડેલા વિજયનગરમાં તોફાન કરવા ગયો હશે. માટે આપ
એક ક્ષણ પણ ન રોકાતાં વિજયનગર ભણી વીદાય થઇ જજો.

ચંદ્રસિંહ—રણમલ તારી ઇચ્છાને માન્ય રાખી હું જાઉં છું, દુશ્મનથી
સાવધ રહેજે. ઇશ્વર તારૂં રક્ષણ કરશે. બાપુ જેમ બને
તેમ જલદીથી નાશી છુટવાનો પ્રયત્ન કરજે. જો કદાપી
ન કરે ને નારાયણ તારી ઉપર કાંઇ ભયનું વાદળ તુટી પડે

તોપણ હિંમત હારીશ નહિ, હું તારી ચાર દીવસ સુધી રાહ જોઇશ, ને તે અરસામાં તું મને નહિ આવી મળે તો હું તને સહાય કરવા આવીશ, માટે ગભરાઇશ નહિ હોં! હું જાઉં છું. કહી 'ચંદ્ર' રણમલનો સ્ત્રી વેશ ધારણ કરી, ને રણમલ તરફ એક સ્નેહ ભરી દ્રષ્ટિ નાંખી ચાલતો થયો. થોડીવારમાં ગુફાના દ્વાર નજીક આવી પહોંચ્યો કોણ? ઉપરથી ગુમાનસિંહે સવાલ કર્યો.

એક દુઃખી મીત્ર, ચંદ્રે કહ્યું.

નામ? ગુમાને પુછ્યુ.

ચંદ્રસિંહ.

અહો! ત્યારે શું તમે આવી પહોંચ્યા, કહી ગુમાનસિંહે ોડાની લગામ ચંદ્રને સોપી, ચંદસિંહ તેનો ઉપકાર માની ઘોડાપર ઢી બેઠો ગુમાનસિંહની રજા લઇ ઘોડાને એડી મારી વિજયનગરને સ્તે અશ્વને દોડાવી મુકયો. આણી તરફ ચંદ્રના બહાર નીકળી ગયા છી તરતજ પહેરેગીરો આવી પહોંચ્યા, ને લાલસિંહ તથા ફુલસિં-ને બેભાન અવસ્થામાં પડેલા જોઇ ચમકયા. તેઓએ તેમની તપાસ રી તો જણાયું કે આ લોકો ઘણોજ દારૂ 'પીવાથી બેભાન' થયા . તેથી તેમને ત્યાંથી ઉપાડી એક કોટડીમાં જઈ સુવાડયા. પછી મણે કેદીની તપાસ કરી તો તેમણે કેદીને કોટડીમાં દીઠો, તેથી તે-નો જીવ હેઠો બેઠો. તેઓએ કેદીની કોટડીને બંધ કરી, ને ત્યાં પહેરો રવા લાગ્યા, અને નિર્દોષ રણમલ કેદખાનામાં સપડાઈ ગયો.

---



# પ્રકરણ ૨૦ મું.

## પ્રયાણ.

કેદથી છુટયો રાજવી, પ્રભુએ પુરી આશ;
પ્રીયાને જલદી જઈ મળું, પણ જીવ, ભાઇની પાશ.



ઘોડાપર સ્વાર થયેલો ચંદ્ર અશ્વને પુરપાટ દોડાવે જતો હતો. થોડી વારમાંજ તે વિજય નગરથી બે ગાઉ દુરના એક ઉજડ મેદાનમાં આવી પહોંચ્યો, ચોમાસાની મધ્ય રાત્રે ચંદ્રનું રૂપેરી તેજ પ્રકાશતુ હતું બરોબર ચંદ્રમા માથા ઉપર આવ્યો હતો. તેનાં કીરણો જમીનપર પ્રકાશતાં હતાં, તેથી તે રેતીની અંદરનાં રજકણો ચળકતાં હતાં, તમરાંનો ઝીણો અવાજ સંભળાતો હતો આસપાસ દ્રષ્ટી નાંખતાં શાંન્ત જગ્યા દેખાતી હતી ચોમાસું ચાલતું હતું, તો પણ તે દીવસે તાપ સખત પડવાથી તપેલી રેતી પણ ઠંડી થઇ ગઇ હતી, તેથી મંદ મંદ પવનની લ્હેંકી આવતી હતી, આસપાસ ઝાંખાં ઝાંખાં ઝાડો દુર નજર નાંખવાથી જણાતાં હતાં. કુત-

શનો ભસવાનો અવાજ દુર સંભળાતો હતો. તેથી હવ વિજય નગર થોડુંક દુર હશે એવું ચંદ્રસિંહને લાગવા માંડયું. આકાશ નિર્મળ અને સ્વચ્છ હતું, તેમાં તારાઓનાં ઝુમખાં ઝગમગી રહ્યાં હતાં. તે મેદાનમાં એક પણ ઝાડ નહોતું, રેતી તો એટલી બધી હતી કે તેમાં જો માણસ ચાલે તો તેનો પગ રેતોમાં ઉતરી પડે; જો કદાપી ભોગ જોગે મોટો વંટોળાયો થાય તો તે માણસના ભાર નથી કે જીવતો ઘેર જઇ શકે. એવા ઉજડ મેદાનમાં ચંદ્રસિંહ ધીમે ધીમે પોતાનો અશ્વ ચલાવે જતો હતો. ચંદ્રે સ્ત્રીના પોશાકનો ત્યાગ કરેલો હતો.

આ વખતે તેના બદન પર ફક્ત એક ઝીણું મલમલનું પહેરણ તથા સુરવાળ પહેરેલાં હતાં. તેનું માથું ઉઘાડું હતું, તેથી તેના કાળા વાળ તેની ગરદન ઉપર પથરાઇ તેની સુદરતામાં વધારો કરતા હતાં. અલ્પ સમયમાં ચંદ્રસિંહ, વિજય નગરના કિલ્લાની સમક્ષ આવી પહોંચ્યો. કિલ્લાના દરવાજાનાં દ્વાર તે વખતે બંધ હતાં. તેથી તે દરવાજો ઉઘાડવા દરવાનને બુમો મારવા લાગ્યો, ને થોડી વારમાં અંદરથી અવાજ આવ્યો.

- કોણ ?

મુશાફર.

જાઓ, અત્યારે દરવાજો નહિ ઉઘડે, અંદરથી દરવાને જવાબ આપ્યો.

**ચંદ્રસિંહ**—ભાઇ હું, અત્યારે અગત્યના કામ માટે આવેલો છું, માટે દરવાજો ઉઘાડો.

**દરવાન**—તને એકવાર કહ્યું કે અત્યારે દરવાજો નહિ ઉઘડે.

**ચંદ્રસિંહ**—કારણ ?

**દરવાન**—અમારા પ્રધાનજીનો એવો હુકમ છે કે દસ વાગ્યા પછી ગમે તેવો માણસ આવે તો પણ દરવાજો ઉઘાડવો નહિ. માટે જાઓ અત્યારે ગમે તેમ કરી આજની રાત કોઇ ઝાડ તળે ગાળો.

**ચંદ્રસિંહ**—અરે ભલા માણસ, મારે અત્યારે ખુદ પ્રધાનજીનુંજ કામ છે, ને તેમને મળવું છે. માટે દરવાજો ઉઘાડ.

**દરવાન**—તમારૂં નામ?

**ચંદ્રસિંહ**—અણુ જાણ્યા માણસને તેનું નામ જાણ્યા શીવાય હું મારૂં નામ કહેતો નથી.

**દરવાન**—અહોહો! નામ નથી કહેતો તો જા નથી ઉઘાડતા, ત્હારે ગમે તેવું કામ હશે તો પણ હું અત્યારે ઉઘાડવાનો નથી. માટે મુંગે મોઢે ચાલ્યો જા. મને તો તું કોઇ દગાખોર જણાય છે. માટે ચાલ્યો જા ને જો હવે વધુ ગરબડ કરીશ તો બંધીવાન બનાવી ચોકીમાં પુરી મુકીશ, સમજ્યો?

**ચંદ્રસિંહ**—હું કોટી ઉપાયે અહિંથી જનાર નથી, જો તુ દરવાજો નહિ ઉઘાડે તો હું મોટી મોટી બુમો પાડી તને ઉંઘવા નહિ દઉં,

આથી દરવાનનો મીંજાજ ગયો, ને હાથમાં ચાબુક પકડી રૈફ બંધ દરવાજો ઉઘાડવા બારીની કુચી લેવા કોટડીમાં ગયો, ને મનમાં નિશ્ચય કર્યો કેતે માણસને અંદર લઇ બે ચાર ચાબુકનાસપાટા લગાવી દઉં, એમ વિચારી તેણે તરત દરવાજાની બારી ઉઘાડી. બારી ખુલ્લી થતાંજ ચંદ્રના પ્રકાશમાં ચંદ્રસિંહે તે બારી ઉઘાડનારને ઓળખ્યો, ને તેને કહેવા લાગ્યો. કોણ! સમશેરજંગ? દરવાનતો પોતાને બોલવનારને ક્યારનોએ ઓળખી

ગયો હતો, આ દરવાન વિજય નગરનો જમાદાર હતો ને તેનો પહેરો અત્યારે તે દરવાજે હતો. ચંદ્રને ઓળખી જમાદાર સ્તબ્ધ થઇ ગયો, ને મ્હેં તેમનું અપમાન કર્યું હવે મારૂં શું થશે એમ ધારી ભયભીત થઇ હાથ જોડી ધ્રૂજતો ધ્રૂજતો ધુંટણીએ બેસી ગયો તેને પોતાથી ભય પામેલો જોઇ "ચંદ્રસિંહે" તેની પાસે જઇ તેનો હાથ પકડી ઉભો કર્યો, ને તેને શાંતી આપી વિજય નગરના સમાચાર પુછયા. આથી તે જમાદારને હિંમત આવી ને હાથ જોડી કહેવા લાગ્યો; મહારાજ આપ અત્યારે એકાએક કયાંથી પધાર્યા? આપણા નગ્રમાં હમણાં હમણાંમાં ઘણાજ કરૂણા રસીક બનાવો બની ગયા છે; મહારાજાનું મૃત્યું ને તેમની પાછળ "રાજ્યમાતા" એ સહગમન કર્યુંછે. આપના સમાચાર નહી મળવાથી રાજ્યતંત્ર હાલ પ્રધાનજી ચલાવે છે, "રણમલ ભાઇ આપને છોડાવવાને નીકળી ગયા છે.

**ચંદ્રસિંહ**--શું! 'રાજ્યદેવી' સતી થયાં?

**સમશેરજંગ**-- જી હા.

**ચંદ્રસિંહ**--ધન્ય છે! સતી માતા! તમને મારા પ્રણામ છે. તમે ઘણુંજ શુભ કાર્ય કર્યું છે. પ્રભુ તમારા આત્માને શાંતી આપો. જમાદાર!

બીજા કાંઇ સમાચાર છે!

**સમશેરજંગ**--હાજી. 'કુમુદા' બ્હેન આપના ગુમ થયાના સમાચાર સાંભળી અન્નનો ત્યાગ કરી ફક્ત ફળાહાર કરી દિવસ નિર્ગમન કરે છે.

જો આપની આજ્ઞા હોય તો હું આ શુભ સમાચાર તેમને કહેવા જાઉં.

ચંદ્રસિંહ—મારા બહાદુર જમાદાર, તારે અત્યારે જવાની કાંઈ જરૂર નથી. એટલામાં જે બીજા સિપાઇઓ ઉંઘતા હતા તે આ બંને જણુને વાતો કરતા સાંભળી જાગી ઉઠયા, ને જુવે છે તો રાજકુમારને ત્યાં ઉભેલા જોયા. સઘળાએ આનંદનો ઉદ્દગાર કાઢયો; ને રાજકુમારને નમન કર્યું. પછી ચંદ્રસિંહ સમશેરજંગ ને કહેવા લાગ્યો સમશેરજંગ ? તમે મારી સાથે ચાલો, આપણે અત્યારે રાજ્યમહેલ સુધી જઇએ. તમે તમારાં શસ્ત્ર સજીલ્યો, ને મને તમારી પીસ્તોલ ને તલવાર આપો. ચંદ્રસિંહના કહેવા પ્રમાણે જમાદાર તૈયાર થઇ ગયો, ને પોતાની પીસ્તોલ તથા તલવાર ચંદ્રને આપી. બંને જણુ રાજ્યમહેલ તરફ વીદાય થયા, ને થોડી વારમાંજ રાજ્યમહેલની દીવાલ નજીક આવી પહોંચ્યા. તો અંદર કાંઇ ગરબડ થતી સાંભળી, તે ગરબડ શા કારણુથી થાય છે તે સાંભળવાના ઇરાદાથી બંનેજણુ તે દીવાલને ઓથે થતી ગરબડ સાંભળવાને માટે છુપાઇ રહ્યા.





# પ્રકરણ ૨૧ મું.

## પાપીની પ્રેમ યાચના, અને સતિનો તિરસ્કાર.

સિંહ છુટી પીંજર થકી, આવ્યો નીજ મુકામ,
'ઝેરીમલ' ને દેખીયો, 'ચંદ્રે' તેણે ઠામ.



આકાશમાં ચંદ્ર પોતાની કળાથી શાંત રાત્રીમાં નેની શીનળતા ફેલાવી રહ્યો હતો, દુઃખી સ્ત્રી પુરૂષો ને તેનાં સુંદર શીતળ પ્રકાશથી શાંતી વળતી હતી. નવોઢા દંપતીઓ પોતાનાં મકાનની ખુલ્લી અગાશીઓમાં બેશી આનંદ ભોગવતાં હતાં, રાત્રીના બે વાગવાનો સુમાર થયો હતો. તેવામાં રાજ મહેલના દક્ષીણ ભાગ તરફના ઉધાનમાં એક પુરૂષ તેના બદનને કાળાં કપડાંથી લપેટીને સંતાઇ ઉભો રહ્યો હતો. રાજમહેલમાં સઘળાં નીંદ્રાધીન થએલાં હતાં, તેમાં ફક્ત 'કુમુદ કુમારી' હજી સુધી

જાગૃત અવસ્થામાં હતી, નીંદ્રા દેવીએ તેની ઉપર કૃપા કરી નહી હોય; એમ જણાતું હતું. શશીના શીતળ કીરણોથી શાંત થવાને બદલે 'કુમુદકુમારી' બળું બળું થઇ રહી હતી. કયાં જાઉં ને કયાં રહું, ઓ! મારા પ્રીય 'ચંદ્ર' તમે કયાં છો? એમ બોલી 'રાજ કુમારી' હુઠવો મુકીને રડી પડી. તેના રડવાના અવાજથી નજીકમાં સુતેલી તેની સખી વનમાળા જાગી ઉઠી, ને 'કુમારી' ને રડતી જાઇ કહેવા લાગી. બ્હેન શું થાય છે. શા માટે આપ રૂદન કર્યા કરો છો, છાનાં રહો બ્હેન છાનાં રહો! પ્રભુ સૌ સારૂં કરશે! વનમાળાનાં વચન સાંભળી 'કુમુદ કુમારી' તેને ગળે વળગી કહેવા લાગી, વનમાળા મને કાંઇ ચેન પડતું નથી, હાય! હવે શું કરૂં? પિતાજી તો જાણે ગયા પણ મારૂં પ્રીય રત્ન કોણ જાણે કયાં ગુમ થયું છે. હાય? તેની નથી ખબર કે અંતર, હાય! તેના વિના આ હૃદય બળીને ભસ્મ થઇ જાય છે. (ચંદ્રને) 'ચંદ્ર' વ્હાલા ચંદ્ર' તમે કયાં છો? આવો, આવો, અલબેલા આવો, તમારા વિયોગથી તમારી 'કુમુદા' કરમાય છે, તમારા વીના તે પ્રાણ ધારણ કરી શકનાર નથી વ્હાલા આવો, આવો, તમારા વિના તરફડતી 'કુમુદ' ને આવી શાંતી આપો. 'વ્હાલા તારા વિના મને કાંઇ પણ ગમતું નથી, વ્હાલા હું તારૂંજ નામ રસનાથી રટું છું.

> પ્રીય પ્રાણ તમે કયાં ગયા, મન મારૂં મુંઝાય છે,
> આવો આવો હૃદય વિસામા, મુજ જીવ હવે ગભરાય છે;
> ખાવું પીવું નવ ગમે, અકળાઉં ઘણી આવાર.
> મ્હેલ ભયાનક સમ ભાસે છે, નવ ગમે જરીક શૃંગાર,
> સુતાં બેસતાં ચાલતાં, જપું વ્હાલા તુજ નામ;
> (તો) દર્શન દયો મુજ શામળા, પુરો દાશીની હામ.

હાય, વ્હાલા ? તમને ગયે આજે ચાર દિવસ પુરા થાય છે; ન્હાનકડો 'રણમલ પણ તમને છોડાવા આવ્યો છે, અરે ? તેની પણ કાંઇ ખબર હજી આવી નહી, નાનકડા બાળ ? અરેરે ! ત્હારે આ સમયે સુખ ભોગવવાને બદલે દુઃખ ? હાય ! ભાવી પ્રબળ છે, એમ બોલતી બોલતી ચોધાર અશ્રુએ રડવા લાગી; આથી વનમાળા તેને દીલાસો આપતી કહેવા લાગી; બ્હેન ? આમ રડતાં શુ હશે, 'ચંદ્રસિંહ' તેમજ 'રણમલ' ભાઈ જ્યાં હશે ત્યાંથી ઇશ્વર તેમને ક્ષેમ કુશળ ઘેર લાવશે, માટે રૂદન ન કરશો, ધૈર્ય ધરો, આમ ગભરાઇ શા માટે જાઓ છો, ચાલો આપણે આ નીચેના ઉદ્યાનમાં ફરીયે, ને હૃદયને શાંત કરીયે. એમ કહી વનમાળા 'કુમુદ' નો કર ઝાલી નીચે લઇ ગઈ. તેમને આવતાં જોઇ પેલો સંતાઇ રહેલો પુરૂષ આનંદ પામ્યો, ને મન સાથે બોલવા લાગ્યો.

અહા ! શુ સુંદરતા—આવી કમળ સમાન નેત્રવાળી, કેશરી સમાન કટીવાળી, ચાલના ચટકાળાવાળી, આવી સુંદરીને કયો અભાગી જોઇને મોહ ન પામે !

જોઇ મોહ પામે દેવ દાનવો, સુંદરી રૂપે છે રાચતી,
ધારે લેવા ઇશ પણ ઉર વિશે, રામા રસીલી રાજતી.
પ્રીયા એને હુ મારી કરૂં, થાશે જીંદગી સાફલ્ય તદા,
લઇ મન મોહિની એ શત્રુની, આનંદ પામુ હું સદા.
લઉં ઝડપી શિકાર એ, લઇ જાઉં જંગલ મહીં,
જો થાશે લેતાં વિલંબતો, રહેશે મનની મનમાં રહી.

એમ બોલી જ્યાં કુમુદા તથા વનમાળા ફરતાં હતાં ત્યાં ધીમે પગલે ચાલી આવી કહેવા લાગ્યો. મનમોહિની આમ નિહાળો, ત-

મને દુઃખી દેખી સુખી કરવા આ ઝેરીમલ હાજર થયો છે. તેના શબ્દો સાંભળતાંજ કુમુદ ચમકીને પાછળ જોયુ, તો ઝેરીમલને દીઠો ઝેરીમલને જોતાંજ 'કુમુદ' ક્રોધયા તેને કહેવા લાગી.

કોણ 'ઝેરીમલ'?

**ઝેરીમલ**--હા રસીલી! આ પ્રેમ ભીક્ષુક 'ઝેરીમલ'

**કુમુદકુમારી**—ચંડાળ બોલતાં શરમા' પાપી જેમ શ્વાનને એકવાર મારી કાઢી મુકીએ, ને તે ફરીથી પાછું આવે છે; તેમ તુ પણ મરવાને માટે અંધ થઇ પાછો આવે છે; એજ ત્હારા મ્હોતનું કારણ છે માટે જો તું ત્હારો પ્રાણ બચાવવા ઇચ્છા ધરાવતો હોય તો એકદમ અહીંથી ચાલ્યો જા.

**ઝેરીમલ**--મધુરી મેનાં? આમ એકદમ અકળાઇ શુ જાઓ છો, હું તમારા મધુરા યૌવન બાગમાં વિશ્રાંતી અર્થે આવ્યો છું, સુંદરી' ત્હારૂં ગુલાબી કોમળ મુખ જોઇ હું તારી રૂપર દીવાનો થયો છું, રસીલી હું ત્હારા શરણે છું, માટે હવે મારવો કે જીવાડવો તે તા'રે હાથ છે.

**કુમુદકુમારી**—ઓ! નિર્લજ. કામમાં અંધ થયેલા કામાંધ તું એમ ન સમજીશ કે આ કુમુદ કોઇ જેવી તેવી નારી હોય, પાપી હું વિષની જ્વાળ છું, તને બાળીને ભસ્મ કરીશ, ચંડાળ! હું તારૂં રક્તપાન કરીશ? પાપી હજી તું શૂરી ક્ષત્રાણીઓને નહી ઓળખતો હોય, માટે જો તું તારૂં શ્રેય ઇચ્છિતો હોય તો એકદમ અહીંથી ચાલ્યો જા. હત્યારા? તારી આશા મ્રગજળ સમાન છે, તો હાથે કરીને શામાટે મ્હોત માગી લેછે, અભાગીઆ? ઝેરીલી નાગણને

છંછેડી સાર નહી કાઢે, તે તને અવશ્ય દંશ દેશે, માટે જા અહીથી ચાલ્યો જા.

ઝેરીમલ—પ્રીય 'કુમુદ' તુ ગમે તેટલું કહીશ તોપણ હું માનનાર નથી, અહીંથી તને લીધા શિવાય જનાર નથી.

કુમુદકુમારી—અરે પાપીયા, મને લઇ જતાં જોજે તુજ ન લેવાઇ જાય. હીચકારા, અન્નદાતાનું ખુન કરનાર ખુની તને શું કરૂં, મારી વ્હાલી કટાર પણ મારી પાસે નથી, નહીતો જોતજોતામાં તને છુદી તારા કટકા કરી નાંખત.

ઝેરીમલ—રસીલી, તને લેવાને માટે તો હું મારો પ્રાણ અર્પણ કરી બેઠો છું, સુંદરી! કદાપી તુ મારા કટકા કરીશ તો તારા નાજુક કમળ પત્ર સમાન કોમળ હસ્તનો મને સ્પર્શ થશે, તો એટલોનો લ્હાવો મને વિતશે? સુંદરી, જેમ દીપકમાં પતંગીયું ઝીંપલાવે છે, તેમ હું પણ તારા પ્રેમ સાગરમાં ઝીંપલાવા તૈયાર થયો છું. પછી બ્હેતર છે કે મારા પ્રાણનો વિનાશ થાય.

કુમુદકુમારી—ગર્વિષ્ટ ચંડાળ! સમજ, જેમ મધુરી મોરલીના નાદથી સર્પ અને મધુરી વીણાના નાદથી મૃગ જેમ પારધીના હાથથી સપડાય છે, તેમ તું પણ અત્યારે તારી દુષ્ટ ઇચ્છાથી નાશ પામીશ. મુર્ખ! તું મને ઓળખે છે? આ 'કુમુદ' જીવતાં તો તારે કર ચડવાની નથી.

ઝેરીમલ—તે તુ જાણે, હુ મારી ઇચ્છા તજનાર નથી, બસ મને તો ફક્ત તારા પ્રેમનો સ્વાદ ચખાડ!

**કુમુદકુમારી**—ચુપ થા ! નર પિશાચ, તારી જીભજ કાપી નાંખીશ ! તને યમરાજના નર્કકુંડમા પ્રેમ ચખાડશે, પાપી જેમ વિષધરનો મણી, ને સિંહની મુછનો વાળ, અને પતિવ્રતા નારીનું શીયળ જીવતાં તો કોઇ લેઇ શકનાર નથી, તેમ મારા પ્રાણ ગએ પણ તારી ઇચ્છા ફળીભુત થનાર નથી.

**ઝેરીમલ**--અરે ! કામણગારી નારી! કંઇક તો કૃપા કર. શું ? આખરે મારે મારૂં સ્વરૂપ પ્રકાશવું પડશે ! સુંદરી, સમજી જા હું કામાગ્નિથી દગ્ધ થાઉં છુ. સુંદરી દયા કર ને આ બળતાને શાંત કર, રસવેલી દયા કર ! અરે ! આ પ્રેમ ભીક્ષુકની સામું તો જરા પ્રેમ કટાક્ષથી જો ! શા માટે તલસાવે છે; રસીલી માન, આખરે તારે માનવુંજ પડશે ! જો કદાપી તું સીધી રીતે નહી માને તો હું તને છેવટે નિરૂપાયે બળાત્કારથી પણ મનાવીશ. સમજી ?

**કુમુદકુમારી**—અભાગીઆ, સતીને કષ્ટ આપવાથી દુર્યોધનની દશા થઇ તે તું જાણે છે ?

**ઝેરીમલ**—હા! ઘણીજ સારી રીતે, તેનો યુદ્ધમાં નાશ થયો, તેનું રાજ્ય રોળાઇ ગયુ, એજ કે કાંઇ બીજુ.

**કુમુદકુમારી**--પાપીઆ તારી પણ એવી વલે થવાની સમજ્યો ?

**ઝેરીમલ**—હા, હા, હા, અલબેલડી ! હું સમજ્યો ! ભલે જે થવાનુ હોય તે થાય, પણ હું તને છોડનાર નથી, હું તો ફક્ત તારા પ્રેમનોજ અભીલાષી છું.

**કુમુદકુમારી**—હા, હવે હું સમજી, પત્થર પર પાણી, પત્થરને ગમે તેટલો સાફ કરીયે, તો શું તે હિરો થશે ? હોલસાને

દુધને સાબુથી ધોવામાં આવે તો શું તે ઉજ્વળ થશે ? તેમ તારા જેવા દૈત્યને ગમે તેટલો જ્ઞાનોપદેશ કરૂં પણ તે વૃથા જવાનો. પાપી હું તારી સાથે વધારે વિવેચન કરવા ઇચ્છતી નથી, માટે હું તને કહું છુ કે તું અહીંથી ચાલ્યો જા. નહીતો પહેરેગીરોને બુમ મારી બોલાવુ છુ.

**ઝેરીમલ**--સુન્દરી નહી માને ?

**કુમુદકુમારી**--દુષ્ટ ! હજારો વખત કહ્યું, પણ નથી માનતો તારી ઇચ્છા કોટીકાળે ફળીભુત થનાર નથી

**ઝેરીમલ**—એમ ?

**કુમુદકુમારી**—હા, તારાથી થાય તે કરી લે !

**ઝેરીમલ**—ત્યારે હવે બોલાવ તારા પહેરેગીરોને, જોઉંછું કે તને કોણ બચાવે છે, એમ બોલી ઝેરીમલ 'કુમુદ'' ની તરફ ધસ્યો, ને તેને અટકાવી. અત્યાર સુધી ભયથી સ્તબ્ધ બની ગયેલી વનમાળા ભયનો ત્યાગ કરી બુમો પાડવા લાગી, અરે ! કોઇ આવો "રાજ-કુમારી ને બચાવો; આ પાપી તેમનું હરણ કરી જાય છે, કોઇ આવો, આવો, એમ મોટી બુમો પાડવા લાગી. છેવટે ઇશ્વરને રાજપુત્રીની દયા આવી, ને બ્હાર કોટની દિવાલે "ચંદ્રસિંહ અને સમશેરજંગ બન્ને ઉભા ઉભા સઘળું સાંભળતા હતા, તેઓ એકદમ છલંગ મારી કોટની દિવાલ કુદી અંદર કુદી પડયા, ને "ચંદ્રસિંહ" મ્હોટા અ-વાજથી કહેવા લાગ્યો. વનમાળા ગભરાશો નહી, હું આવી પહોંચ્યો છું. પ્રભુએ મને વખતસરજ મોકલ્યો છે. એમ ધીરજ આપી તેણે " ઝેરીમલ" ની તરફ પીસ્તોલ તાકી; આણી તરફ પાપી "ઝેરીમલે" જેવી કુમુદને પકડી કે તરતજ તે બીચારી ભયથી બે શુદ્ધ થઇ ગઈ;

તેને ઉંચકી "ઝેરીમલ" નાશવાનો વિચાર કરતો હતો પણ તેટલામાં જ વનમાળાની ઝુમથી "ચંદ્રસિંહ" અને જમાદાર બંને તેની સામે આવી ઉભા રહ્યા, ઝેરીમલ "ચંદ્રને" જોતાંજ બ્હાવરો થયો ને વિચાર કરવા લાગ્યો; અરે, આ હુ શું જોઉછું; શુ! મારાં માણસો ગફલતમાં રહ્યાં હશે! કે તેમને કોઇએ લાલચ આપી ફોડયાં હશે? કે શાથી આ મારો દુસ્મન "ચંદ્ર" છુટી અહીં આવ્યો હશે, એવા વિચારમાં ઝેરીમલ પડયો તેટલામાંજ સણણણ કરતી એક ગોળી આવી, ઝેરીમલ એકદમ દુર ખસી ગયો, ને તે ગોળી નીષ્ફળ ગઇ. તેટલામાંજ જમાદાર સમશેરજંગે ધસી આવી, પોતાના બંને હાથથી "ઝેરીમલ" ને પકડયો, પાપી ઝેરીમલ ગભરાયો પરંતુ હીમ્મત ધરી જમાદારના હાથમાંથી છુટવા પ્રયત્ન કરવા લાગ્યો. ને ચંદ્રસિંહ તથા વનમાળા એ શુદ્ધ બનેલી "કુમુદ" ની સારવાર કરવા લાગ્યાં. બીજી તરફ સમશેરજંગ ને ઝેરીમલ બાહુ યુદ્ધ કરવા લાગ્યા, પરસ્પર એક બીજાને ચર્ણ પ્રહાર, મુષ્ટીપ્રહાર કરવા લાગ્યા; આખરે સમશેર જંગે વિજય મેળવ્યો ને ઝેરીમલને નીચે નાંખી તેની છાતી ઉપર ચઢી બેઠો. હજી "ઝેરીમલ અને સમશેરજંગનું યુદ્ધ ચાલે છે, એમ ધારી "ચંદ્રસિંહ" પોતાના જમાદારને મદદ કરવા દોડી આવ્યો. પણ તેણે પોતાના ધાર્યા કરતાં ઉલટો મામલો જોયો. પાપી "ઝેરીમલ" ને નીચે પડેલો જોતાંજ "ચંદ્રસિંહે" ક્રોધથી સમશેર ખેંચી કે તરતજ જમાદાર બોલી ઉઠયો મહારાજા સબુર કરો! આ પાપીનો વધ કરતાં, આપને તેના રક્તનો છાંટો ઉડે તો આપ અપવિત્ર થાઓ; તેમજ આ ક્રુરના પત્થર જેવા હૃદયમાં આપના સુકોમળ હસ્ત તલવાર ભોંકવાને લાયક નથી; તેને માટે તો આ! આપના સેવકનો હાથજ યોગ્ય છે, માટે કૃપા કરી આપની સમશેર મને આપો કે હું આનું

માથું ધડથી જુદું કરી નાંખુ. એમ કહી તેણે તલવાર લેવા હાથ લંબાવ્યો, પણ તલવાર તેને નહી આપતાં "ચંદ્રસિંહ" કહેવા લાગ્યો; નહી, મારા બ્હાદુર જમાદાર તારાં વચનો સાંભળી મને ઘણોજ આનંદ થાય છે; પણ તારા હસ્તથી એનો નાશ કરાવવા હું ઇચ્છતો નથી. જેને માટે હું લાંબા સમયથી રાહ જોતો હતો, અને અપાર કષ્ટો સહન કરતો હતો; વળી જેને માટે મ્હેં ભીષણ પ્રતિજ્ઞા કરી હતી; તે દુષ્ટ આજ મારી સમક્ષ પડયો છે. તો મારા, જમાદાર, આજે હું મારા પિતાનું વૈર વાળી, તેને વિશ્વાસ ઘાતનો બદલો આપી મા'રી પ્રતીજ્ઞા પુર્ણ કરીશ, એમ કહી "ચંદ્રસિંહે પોતાનો હાથ તેનો વધ કરવા ઉંચો કર્યો પરંતું પ્રભુની ઇચ્છા તેને હાલ મારી નાંખવાની નહોતી, હજી તે પાપીની જીવીત દોરી લાંબી હતી, હજી તેને કેટલાંક ભયંકર કાર્યો કરવાનાં બાકી હતાં, તે કેમ મીથ્યા થાય, જેવો "ચંદ્રસિંહ" તેની ઉપર ઘા કરવા જાય છે કે પાછળથી વનમાળાએ બુમ પાડી, ઓ? ચંદ્રસિંહ ભાઇ, ઓ જમાદાર જલદીથી અહિં આવો, કુમુદ બ્હેનને કાંઇક થઇ જાય છે. આવી બુમ સાંભળતાંજ ચંદ્રસિંહ તે તરફ દોડયો. ત્યાર બાદ થોડીવારે જમાદારને તે બુમના વિચારમાં પડેલો જોઇ સમય સાધી ઝેરીમલે ધીમેથી હાથ છોડાવી ભેઠમાંથી કટાર કાઢી સમશેરજંગના કલેજામાં હુલાવી દીધી. આથી જમાદાર એકદમ બે શુદ્ધ થઇ જમીનપર ઢળી પડયો, તે તકનો લાભ લઇ પાપી "ઝેરીમલ" કોટની દીવાલ કુદી નાશી ગયો.

પેલી તરફ 'ચંદ્રસિંહ' કુમુદની પાસે આવી જુએ છે તો 'કુમુદ' ભયથી ઘણીજ ગભરાઇ ગઇ છે. ને તેથી તેના હાથ પગ ખેંચાઇ જતા હતા. તરતજ 'ચંદ્રસિંહ' પાસેના પાણીના કુંડમાંથી ખોબે ખોબે તેને માથે પાણી છાંટવા લાગ્યો, એમ પાણી છાટવાથી

થોડીક વારે 'કુમુદ' ને શુદ્ધી આવી, ને ધીમે ધીમે આળસ મરડી બેઠા થઇ; ને જુએ છે તો પોતાના પ્રીયજનને પોતાની સારવાર કરતો જોયો, 'ચંદ્ર' ને જોતાંજ 'કુમુદ' આશ્ચર્ય પામી, ને તેને પ્રેમથી ભેટી પડી ને ચક્ષુઓમાંથી પ્રેમાશ્રુ વરસાવવા લાગી. થોડીવારે 'ચંદ્ર-સિંહ' ને જમાદાર યાદ આવ્યોને તેથી તેણે જમાદારને હાંક મારી, પણ પ્રત્યુતર ન મળ્યો; આથી 'ચંદ' ત્યાં ગયો ને પોતાના જમા-દારને બે ભાન દશામાં જમીન પર પડેલો જોયો; ને ઝેરીમલને ત્યાં નહી જોવાથી તેનુ કારણ સમજી પેહેરેગીરોને હાક મારી બોલાવ્યા તરતજ પહેરેગીરો ત્યાં હાજર થયા, તેમાંના અર્ધા પહેરેગીરોને ઝેરીમલની તપાસ કરવા દોડાવ્યા ને બાકીનાને સમશેર જગની સારવાર કરવાનું કહી ચંદ્ર કુમુદ પાસે આવ્યો ને તેને કહેવા લાગ્યો. પ્રીયા! હાથમાં સપડાએલો દુશ્મન જમાદાર ને ઘા કરી નાશી ગયો;

શું? તે અધમ જમાદારને ઘા કરી નાશી ગયો! 'કુમુદ કુમા-રીએ પૂછ્યું.

હા પ્રીયા તેમજ થયું છે, પણ હવે તે વધારે વખત આ દુ-નીયામાં રહેશે નહી. હુ તેને ગમે ત્યાંથી ખોળી કાઢીશ, ને તેને હવે સત્વર યમ શરણમાં મોકલીશ; એમ કહી 'ચંદ્રસિંહે' કુમુદ કુમારી તથા વનમાળાને લઇ રાજ્ય મહેલમાં પ્રવેશ કર્યો. રાજ્ય મહેલમાં 'કુમુદ કુમારી' વનમાળા તથા ચંદ્રસિંહ' બનેલી વાતો એક બીજાને કહી થોડીવારે નીંદ્રાધીન થઇ ગયાં

---



# પ્રકરણ ૨૨ મું.

—

## યોગીંદ્ર.

પ્રભુની લીલા અપાર છે, મુખે વર્ણવી નવ જાય,
દયા હોય જો જુગદીશની, તો પાપીથી કંઇ ન થાય.

---



સમશેરજંગ ને ઘા કરી નાઠેલો 'ઝેરીમલ' પાછું વાળીને જોયા શિવાય મુઠીયો વાળીને નાશવા લાગ્યો. તે જ્યારે વિજયનગરની બહાર આવ્યો, ત્યારે તેના હૃદયને સ્હેજ શાંતી વળી. 'ચંદ્રસિંહ' કેદમાંથી છુટયો છે, એવું જાણી તેનું હૃદય આકુળ વ્યાકુળ થવા લાગ્યું, તે થોડુંક ચાલ્યા પછી એક વૃક્ષ નીચે બેસી વિચાર કરવા લાગ્યો, હાય, મારી રચેલી બાજી આખરે વીખરાઇ ગઇ; મહા પ્રયત્ને હાથમાં ફસાયેલો દુશ્મન સહી સલામત છટકી ગયો, હાય મારૂં હૃદય ગભરાય છે, મને કાંઇ સુઝતું નથી, હું જ્યાં જ્યાં દ્રષ્ટી ફેંકુ છું. ત્યાં ત્યાં ભયંકર અંધકાર શિવાય કાંઇ જોઇ શકતો નથી, મારા બદનમાં આગના ભભુકા ઉડે છે; (વિચાર કરી) 'ચંદ્ર' 'ચંદ્ર તુ મારા હાથમાંથી છટકી ગયો, હવે શું કરૂં (ક્રોધીત થઇ) બચ્ચા, 'ચંદ્ર' યાદ

શખજે કે આખરે હુ તને હાલ હવાલ કરીશ, આ ઝેરીનાગને છંછેડી સાર નહી કાઢે; અરે ! હું તને 'કુમુદ કુમારી' ની સાથે આનંદ ભોગવતો જોઇ બળી જાઉં છુ, શું કરૂં લાચાર છું. પણ બચ્ચા 'ચંદ્રસિંહ' તુ મારા જીવતાં તો આ સંસારમાં 'કુમુદ્ના' ની સાથે સુખે નહી રહી શકે આ 'ઝેરીમલ' જેમ શિકારી શિકારની શોધમાં હંમેશાં ભમ્યા કરે છે, તેમ હું પણ તને મારી નાંખવાને તારી પાપાછળ ભમ્યા કરીશ, ને તારી પ્રાણુથી પ્રીય 'કુમુદ' ને હું લઇ જઇશ.

લઇ જાઇશ તુજ પત્નીને, ઘડી એકની માંહ્ય,
આનંદ કરૂં તે પ્યારીથી, ત્યારે હૃદયે શાંતી પમાય;
પછીથી થાઉં તૈયાર હું, હરવા ત્હારા પ્રાણ.
'ચંદ મરીશ તું પલકમાં, નક્કી હૃદયે તું જાણ.
લગાડું આગ તુજ નગ્રને, આનંદ દીલે નવ માય,
પશુ પખી કો માનવી, ત્યાંથી જીવતું નવ જાય

ચંદ્ર ? જ્યારે તા'રા રાજ્યને ઠેકાણે વેરાન જંગલ કરીશ, ને તા'રા મ્હેલોને ઠેકાણે સ્મશાન કરીશ, તા'રા શરીરના કટકા કરી જંગલી જાનવરોને નાખીશ ત્યારેજ આ બળી ભસ્મ થતા હૃદયને સ્હેજ આરામ થશે. એવા વિરચામાં ને વિચારમાં પ્રાતઃકાળ થયો, તેનું ભાન 'ઝેરીમલ' ને રહ્યુ નહી, તેતો વિચાર સાગરમા ગોથાં ખાવા લાગ્યો. જ્યારે ભાનુદેવનો ઉદય થયો ને તેમનાં સોનેરી કીરણોનો પ્રકાશ તેની આંખો ઉપર પડયો ત્યારેજ તે વિચારમાંથી જાગૃત થયો; ને એકદમ ચમકીને બોલી ઉઠયો. શું સ'વાર થઈ ગયુ ! હા, એમજ લાગે છે, મારે હવે અહીંથી જવું જોઇએ; ત્યાં જઇ તપાસ કરૂં કે દુસ્મન શાથી છુટવા પામ્યો, મ્હારા બહાદુર પહેરે-

ગીરો ગફલતમાં રહે તેવા નથી. ત્યારે આ છુટયો શી રીતે? એમ મનમાં વિચાર કરતો કરતો મુકામે આવી પહોંચ્યો. આખી રાત્રીના ઉજાગરાથી તેમ 'ચંદ્રસિંહ'ના નાશી છુટવાથી તે ઘણોજ ક્રોધાયમાન દીસતો હતો. તેની આંખો રક્તવર્ણી થઇ ગઇ હતી, આવું તેનું વિકાળ સ્વરૂપ જોઇ તેના સિપાઇઓ, તેને કાંઇ પણ પુછી શકવા હીંમત કરી શકયા નહી. સઘળાઓ તેને નમીને એક બાજુ ઉભા રહ્યા. તેમને જોઇ 'ઝેરીમલ' એકાએક બુમ પાડી ઉઠયો. અરે! કોઈ જાઓ ને જલદીથી કેદખાનાના પહેરેગીરને બોલાવી લાવો, હુકમનો અમલ તરત થયો, ને થોડીવારમાં એક સિપાઇ ફુલસિંહને બોલાવી હાજર થયો; 'ઝેરીમલે' તે પહેરેગીરને ક્રોધથી પુછયું, કેદી કયાં છે?

**ફુલસિંહ**—સરદાર, તે કેદી તેની કોટડીમાં છે.

**ઝેરીમલ**—શુ તું ખરૂં બોલે છે?

**ફુલસિંહ**—હા, સરદાર સાહેબ, તે કેદી હજી ઉંઘમાંથી ઉઠયો પણ નથી.

**ઝેરીમલ**—(સ્વગત) અરે! આ શું કહે છે? મ્હેં જે નજરે જોયેલું ખરૂં, કે આ કહે છે તે ખરૂં; (પ્રગટ) વારૂં, જાઓ તે કેદીને સત્વર મારી પાસે હાજર કરો!

જેવો હુકમ કહી ફુલસિંહ ચાલતો થયો, અને કેદીને લઇ થોડીવારમાં ત્યાં હાજર થયો. કેદીને જોતાંજ 'ઝેરીમલ' એકદમ ચોંકયો, ને જેની ચક્ષુઓ ક્રોધથી લાલ થયેલી છે, તેવો 'ઝેરીમલ' ગર્જના કરીને કહેવા લાગ્યો; અરે! આતો જે મારી પાસે રહેતો હતો તે રણુવીર? 'રણુવીર? તું કેદમાં કયાંથી? મ્હેં તો તને અગત્યના કાર્ય માટે વિલાસપુર મોકલ્યો હતો!

રણવીર—આપે શું કહ્યું, તે મ્હેં બરોબર સાંભળ્યું નહી ?

ઝેરીમલ—હું તને એમ પુછુછુ કે તું અત્રે કેદખાનામાં ક્યાંથી! તેનો પ્રશ્ન સાંભળી થોડીવારને માટે "રણમલ" મૌન રહ્યો, ને વિચારવા લાગ્યો. હા હવે મહારે મરવું પડશે, હવે મા'રો ભેદ ખુલ્લો થશે; હશે જે થવાનું હશે તે થશે. હું મ્હોતથી ડરતો નથી, ભલે "ઝેરીમલ" મા'રા પ્રાણનો અત્યારેજ નાશ કરે; હજીતો તે પોતાનો વિચાર પુરો કરી રહ્યો નથી તેટલામાંજ ઝેરીમલ તેને પુછવા લાગ્યો.

કેમરે છોકરા ? મારૂં કહેવું સાંભળતો નથી ? બોલ ? તું કોણ છે ! મને વ્હેમ પડે છે કે તું કોઇ દગાખોર છે; માટે જલદીથી કહે કે તું કોણ છે !

રણમલ—હું કોણછું ? સાંભળ ! ઓ ઝેરથી ભરેલા "ઝેરીમલ" સાંભળ ! જેને તું તારો નોકર ધારે છે, તે તારો નોકર 'રણવીર' નહી, પણ તારો દુશ્મન, "કેશરી સિંહ મહારાજનો ના'નો કુંવર હું "રણમલ"

ઝેરીમલ—(ક્રોધથી) અરે કોણ ? તું "રણમલ" શું તું હજી, જીવે છે, અરે હાય ! ત્હેં મને દગો દીધો. હાય, હવે મને બધી સમજણ પડે છે, "ચંદ્રસિંહ"ને છોડાવનાર પણ તુંજ હોવો જોઇયે, હવે તું બચવો ઘણોજ મુશ્કેલ છે.

રણમલ—હા ! હા ! હુંજ, "ચંદ્રસિંહ" ને છોડાવનાર, નરાધમ તારાથી થાય તે કરી લે, ને જો જીવતો રહીશ તો તા'રા પ્રાણનો પણ નાશ કરવાનું હું ભુલીશ નહી.

ઝેરીમલ—ઠગારા, તું જીવતો રહેવાનોજ નથી, તું હજી આ "ઝે-

રીમલ"થી અજાણ્યો હઇશ, કેમ વારૂં ?

રણમલ—ચંડાળને કોણ નથી ઓળખતું, આખું જગત ઓળખે છે.

ઝરીમલ—દગેથી છેતરી મુજને, રહ્યો તું બાળકા આવાર,
ચંદ્રને છૂટો ત્હેં કર્યો, તો થા હવે તૈયાર;

રણમલ—શું બકે તું બાયલા, વળી શું કરે તૈયાર.
બંધન પણ સિંહબાળ છું, તેનો કરતું વિચાર,
તારો ડરાવ્યો નહી ડરૂં, સત્ય મારો ટેક છે,
સકળ વિશ્વમાં મારનાર, ઈશ્વર મા'રો એક છે.

ઝેરીમલ—ન્હાને મોઢે બહુ બકે, બોલ રાખી સંભાળ,
નથી જાણતો મુજને, હુ ઝેરીમલ તુંજ કાળ.

રણમલ—કાળ કાળ તુ શું કરે, નહી વાંકો થાય મુજવાળ,
સાચો સાહ્યક રામ છે, તો કરી શકે શુ કાળ.

ઝેરીમલ—ઓ દુશ્મનના છોકરા ! તારા હાથ પગમાં લોઢાની સાંકળો બંધાએલી છે, છતાં આટલું બધુ ગુમાન ? તારા પિતાનો, તારા રાજયનો; સઘળાનો નાશ થયો છતાં પણ હજી આટલું ગુમાન ! છોકરા ! હવે તારૂં મ્હોત પાસેજ છે.

રણમલ—શુરવીર પુરૂષો મ્હોતથી કદી ડરતાજ નથી, ચંદ્ર દિવસ ને બદલે રાત્રીએજ પ્રકાશે છે, દગાખોર કદાપી આ રણમલ તને કરગરશે નહિ પાપી હિરાના સહસ્ર કટકા થાય પણ શુ તે તેનો ચળકાટ તજી દેશે ?

ઝેરીમલ—ભીખારડા ! તું, શુ બોલે છે, તેનુ તને ભાન છે. પણ નહી, તારે આવા ભુંડા મ્હોતે મરવાનું તે કોણ મીથ્યા કરે; તારે આ લોહ સાંકળો ધારણ કરવાની હશે તે કેમ મીથ્યા થાય.

રણમલ—ઝેરીમલ ! તને ખબર છે ? રણભુમીમાં ઘુમનારા વીરોની પાસે હંમેશાં બે ચીજો રહ્યા કરે છે. એક તો એકે તારા જેવા પાપીષ્ટનાં ગળાં કાપવાની તલવાર ને બીજી આ લોહવર્ણની સાંકળો.

ઝેરીમલ—ઉફ્ ! તારાં વચનોથી મને રોમે રોમ આગની જવાળા ઉઠે છે, હવે તારે જરૂર મ્હોતને ભેટવું પડશે, મ્હોત તારી રાહ જોઇનેજ ઉભું છે,

એટલામાં એકાએક ભયંકર અવાજથી જાણે ઝેરીમલને કોઇ કહેતુ ન હોય તેમ સંભળાયું, પાપી 'ઝેરીમલ' 'રણમલને હજી મરવાની ઘણીવાર છે, તે તારાથી મરશે નહી. આટલું કહી તે અવાજ સંભળાતો બંધ થયો,

'ઝેરીમલ' તે અવાજ સાંભળી ચમકીને ચારે તરફ જોવા લાગ્યો. અરે ! આ કોનો અવાજ, સિપાઈઓ જાઓ ? તમે તપાસ કરો ! ને આ શબ્દો બોલનારને પકડી સત્વર મારી પાસે હાજર કરો ! આમ બોલી તે ચારે તરપ જોવા લાગ્યો ! સિપાઇઓ પણ ચોગરદમ જોવા લાગ્યા, ને આસપાસ ફરી તપાસ કરવા લાગ્યા, પણ તેમની નજરે કાંઇ જણાયું નહી. ત્યારે આ બોલનાર કોણ, એમ બોલતો ઝેરીમલ ઘણોજ ક્રોધાંધ થઇ ગયો, તેણે તરતજ "રણમલ" ને ત્યાંથી લઇ જવાનો હુકમ કરી સિપાઇઓને કહેવા લાગ્યો. આજની રાત આ'ને સખ્ત બંદોબસ્તમાં રાખો, ને કાલે સવારે તેનું બળીદાન આપો, હું મારી તીક્ષણ તલવારે કરીને તેને અગ્ની કુંડમાં હોમીશ, ત્યારેજ હું શાંત થઇશ. જાઓ લઈ જાઓ.

સિપાઇઓ રણમલને ત્યાંથી લઇ જવા લાગ્યા, જતાં જતાં ર-

ણુમલ "ઝેરીમલ" ને ક્રોધથી કહેવા લાગ્યો; "ઝેરીમલ" એ નીચ હત્યારા "ઝેરીમલ"? તારા કૃત્યોથી આ ભુમી કંપાયમાન થાય છે, ત્હારો ભાર હવે ઝીલી શક્તી નથી. જો ! જો ! પશુ, પંખીઓ પણ તને જોઇ ભય પામે છે, એ ક્રુર હૃદયના મને લાગે છે કે તું છેકજ નમાલો છે ! આ સિંહને એક વખત બંધન મુક્ત કર ને પછી જોઇશે આ નાના રણુમલનુ પરાક્રમ, પણ બાયલા તારાથી તે બનવાનું નથી, સિંહને પિંજરામાં પુરી તેને મારવાનું કામતો એક નાના બાળકથી પણ થઇ શકેછે. માટે જો ખરૂં શૌર્ય હોયતો એકવાર મને છુટો મુક ને પછી આવી જા મેદાનમાં.

આ, બદમાસને જલદાથી લઈ જાઓ, ક્રોધીત ઝેરીમલે સિપાઇઓને આજ્ઞા કરી.

ધીક્કાર છે, બાયલા; આખરે જાત ઉપરજ ગયો, પણ યાદ રાખ જે કે મારા વૈરનો બદલો ઈશ્વર લેશે. પાપી ભલે કદાપી હું જીવથી જઇશ, ને ત્યાં ગયા પછી પણ હું ઇશ્વરને કાલા વાલા કરી, પાછો તા'રેજ માટે તને રોબાવવા હું આ પૃથ્વી ઉપર આવીશ, એમ નીશ્ચય સમજજે.

રણુમલે લઇજતા સિપાઇયોને ખેંચી ઉભા રાખી ક્રોધથી આટલા શબ્દો ઝેરીમલને સંભળાવ્યા.

"રણુમલના" ક્રોધ પુર્ણ વાક્યો સાંભળી "ઝેરીમલે" સિપાઇઓને તેને ત્યાંથી એકદમ લઇ જવાની આજ્ઞા આપી, ને ત્યાંથી ચાલ્યો ગયો; ને સિપાઇઓએ "રણુમલને કોટડીમાં પુરી દીધો.

રણુમલના પ્રાણુનો કાલે પ્રાઃતકાળે નાશ થવાનો છે, એવું સાંભળી રણુમલનો મીત્ર ગુમાનસિંહ ચોધાર આંસુએ રડવા લાગ્યો, ને

થોડીવારે હૃદયને હલકું કરી, મ્હોં ધોઇ "રણુમલ"ની છેલ્લી ભેટ લેવા રાત્રીને સમયે કેદખાનામાં જવા નીકળ્યો.

"ગુમાનસિંહ" ઝેરીમલનો સગો હોવાથી તેને જતાં કોઇએ અ-ટકાવ કર્યો નહી.

થોડાવારે "ગુમાનસિંહ" રણુમલની કોટડી આગળ આવી પ-હોંચ્યો, ને બહારથી "રણુમલ" ને બોલાવ્યો, રણુમલ ગુમાનસિંહનો અવાજ સાંભળી જાળીઆ આગળ આવી ને ઉભો રહ્યો. .રણુમલને જોતાંજ ગુમાનસિંહ રડી પડ્યો, તેને રડતો જોઇ રણુમલ કહેવા લાગ્યો. ગુમાનસિંહ ભાઇ શા માટે રડો છો, જે કાળે જે થવાનું છે તે થયાજ કરે છે: તેમાં હર્ષ કે શોક કરવો તે વૃથા છે; તમે ઘણા સમજુ છો, તો તમને વધારે શું કહેવું.

**ગુમાનસિંહ**—રણુવીર, વ્હાલા રણુવીર, શું તુ આ ગુમાનસિંહને તજીને જઇશ ? હાય, વ્હાલા બંધુ હું તા'રા શિવાય આ પ્રાણુ ધારણુ કરી શકીશ નહી. પ્રીય રણુવીર ! હું તારે માટે શું કરૂં! ( એમ કહી રડવા લાગ્યો.)

**રણુમલ**—(તેને શાંતી આપતાં) ગુમાનસિંહ, શા માટે ગભરાવ છો! મનુષ્યને માથે હંમેશાં કાળચક્ર ભમ્યા કરે છે, વ્હેલું યા મોડું એક દિવસ જવાનું છે. પ્રીય ગુમાનસિંહ આ દુ-નિયાંનો મોહ નકામો છે, સૌ કોઈ પોતપોતાનાં કર્મોથી આવી મળે છે, આ સંસારના આપણે અતીથી છીએ, આપણે આપણાં કામ પુરાં થએ, મહાન્ દયાળુ પિતાની પાસે જવું જોઇએ, માટે શોકનો ત્યાગ કરી, આજની રાત્રી મારી સાથે વાર્તા વિનોદ કરો, પ્રાતઃકાળ કોણે જોયું છે.

**ગુમાનસિંહ**—રણુવીર! તારાં જ્ઞાનનાં વાકયો શ્રવણુ કરી મારૂં હૃદય શાત થાય છે, પણુ આ દુનિયામાં હું તા'રા શિવાય બાજા કાઇને ચહાતો નથી; તુંજ મા'રો પરમ, પ્રીય ભાઇ છે, અરે ભાઇથી પણુ વિષેશ પ્રીય છે, એટલે લાચારીથી આ દુનિયાના માયાને વશ થઇ; મારા ચક્ષુઓમાંથી અશ્રુઓ વહે છે. અરે પાપી "ઝેરીમલ"! શુ? તું મા'રા એકના એક મીત્રને મા'રાથી છુટો પાડીશ? હાય! મને એમજ લાગે છે. હાય રણુવીર? શું તારે મરવુંજ પડશે? એમ બોલી પાછો ગુમાનસિંહ મોટેથી રડીપડયો.

પણુ એવામા સામેથી કોઇ બોલતું સંભળાયુ.

ના, "રણુમલને મરવાની હજી ઘણીવાર છે, ને જીવશે' એમ બોલતા એક યોગીંદ્ર સામેથી આવતા જણાયા. યોગીંદ્રે માથાથી તે પગ સુધાની ભગવી કફની ધારણુ કરી હતી, પગમા લાકડાની પાવડીઓ શોભી રહી હતી; ગૌરવર્ણ, ભવ્ય લલાટ તેજસ્વીતાથી ભરેલું હતું તેવા સર્વ ગુણુ સંપન્ન યોગીંદ્ર રણુમલની કોટડી આગળ આવી પહોંચ્યા યોગીંદ્ર ને જોઇ ગુમાનસિંહ તથા રણુમલ એક બીજાની તરફ જેવા લાગ્યા. આશુ' આશ્ચર્ય' સઘળા આવવાના રસ્તા બંધ છે, ને પાસે ચોકીદારો પહેરો ભર્યા કરે છે, તે છતા આ યોગીંદ્ર શી રીતે પધાર્યા. "રણુમલે" યોગીંદ્રને જોઇ ગુમાનસિંહને કહ્યું.

પછી રણુમલે તથા ગુમાનસિંહે યોગીંદ્રને વંદન કર્યું

**યોગીંદ્ર**—(લાંબો હસ્ત કરી) વત્સ? તમારૂ કલ્યાણુ થાઓ.

**રણુમલ**—આપ મહાન્ પુરૂષને હું ઓળખું છું, આપે એક વખત આ! બાળકને પાપી ઝેરીમલના પંજામાંથી બચાવ્યો હતો,

આ તમારો બાળક પાછો તેજ દુષ્ટના પંજામાં સપડાયો છે. એમ બોલી રણુમલ તેમને નમન કરી નીચું વદન કરી ઉભો રહ્યો તેટલામાં ગુમાનસિંહ યોગીંદ્રને દડવત્ પ્રણામ કરીને કહેવા લાગ્યો, પ્રભુ ? મારા બંધુને બચાવો, તેના પ્રાણનો સંવારે નાશ થવાનો છે, પ્રભુ ! તે બાળક આપને શરણે છે; દયાળુ ! તેને આપની શિતળ છાયામા લઇ અભયદાન દયો.

**યોગીંદ્ર**—બચ્ચા, પ્રભુ જે કરે છે, તે સારૂંજ કરે છે, રણુમલ ! તને પ્રથમ બચાવનાર હુ નહોતો. તે વખતે તો તને બચાવનાર મારા ગુરૂ જોગેન્દ્ર નાથ હતા, ને તેમની આજ્ઞાથી જ હું અત્રે આવ્યો છું, હું પોતે તને બચાવવા સમર્થ નથી પણ તને બચાવનાર, તથા ભયંકર સંકટોમાંથી મુક્ત કરનાર મહાન્ કૃપાળુ ઇશ્વર સમર્થ છે. તે તારૂં રક્ષણ કરશે, માટે તેના કાયદાને માન આપ, ને તેની પર વિશ્વાસ રાખ, તેજ તને અહીંથી મુક્ત કરશે, રણુમલ ! ચાલ સત્વર તૈયાર થા, ને ચાલ મારી સાથે.

**રણુમલ**—પ્રભુ ! ક્યા ?

**યોગીંદ્ર**—કેદખાનાની બહાર. એમ બોલી તેમણે કોટડીનાં દ્વારને હાથના સ્પર્શ કર્યો, હસ્ત સ્પર્શ થતાંની સાથે જ તે કોટડીનાં દ્વાર ખુલ્લા થઇ ગયાં, ને દ્વારને વાસેલુ તાળુ નીચે પડી ગયુ. તરત રણુમલ બંધાએલા સાકળો સાથે બહાર દોડી આવ્યો ને યોગીંદ્રના ચરણુમા મુસ્તક મુકયુ. તેને પોતાના હાથથી ઉભો કરી યોગીદ્રે તેને બાધેલા સાંકળોને હસ્ત સ્પર્શ કર્યો, કે તરતજ અવાજ કરી તે સાંકળો નીચે તુટી

પડી, રણુમલ બંધન મુક્ત થયો. પછી યોગીંદ્ર ગુમાનસિંહને કહેવા લાગ્યા ગુમાન ?

**ગુમાનસિંહ**—પ્રભુ ! સેવકને શું આજ્ઞા છે !

**યોગીંદ્ર**—તું અત્યારે વિજય નગર તરફ જા, ને "ચંદ્રસિંહ"ને કહેજે કે, રણુમલ કેદમાંથી મુક્ત થયો છે. ગુમાન, જેને તું રણુવીર કહીને બોલાવે છે, તેનું નામ રણુવીર નહી પણ રણુમલ છે, તું વિજય નગર જઇ અહીંના સઘળા સમાચાર જણાવજે. ને વિંધ્યાચળમાં હવે તું તારો મુકામ ત્યાંજ રાખજે, સમજ્યો !

**ગુમાનસિંહ**—પ્રભુ ! હુ આપની આજ્ઞાને અનુસરી સઘળા સમાચાર "ચંદ્રસિંહ" ને કહીશ, પણ શુ મારે રણુમલથી વિખુટું રહેવું પડશે ?

**યોગીંદ્ર**—હા, સમય જોતાં તને સાથે લેવો તે યોગ્ય નથી, હજી રણુમલને કેટલોક સમય ગુપ્ત રહેવાનું છે. તુ ચંદ્ર પાસે જલદીથી જજે, તે, રણુમલને કેદમા રહેલો ધારી ઘણોજ અમુઝાતો હશે

**ગુમાનસિંહ**—જેવી, પ્રભુની આજ્ઞા (રણુમલને) વિદા ! હું જાઉં છું.

**રણુમલ**—પધારો વિદા, ભાઇને મારા કુશળ વર્તમાન કહેજો, ને હવે સદાને માટે ભાઇની પાસે રહેજો પ્રભુની ઇચ્છા હશે તો થોડા સમયમાં હું તમને મળીશ, ભાઇની પાસે રહેતાં અમુઝાશો નહી, તે તમને ભાઇની માફક ચાહશે.

રણુમલ, બાપુ, વ્હેલો આવજે, ને તારા વિના દુ:ખી થતા આ, ગુમાનને જલદીથી મળજે, હું હવે ત્યાંજ રહીશ, ને તારા

કુશળ સમાચાર ભાઇને કહીશ, પછી રણમલને ભેટી, યોગીંદ્રના ચરણમાં પ્રણામ કરી, ગુમાનસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી 'યોગીંદ્ર' રણમલને કહેવા લાગ્યા, રણમલ, ચાલ હવે, આપણે બહાર નીકળી જઇએ, તા'રે કાંઇ શસ્ત્ર લેવું હોયતો લઇલે, તુરત રણમલે એક ના'ની તલવાર તથા એક ના'ની પીસ્તોલ લઇ લીધી; ને યોગીંદ્રની સાથે ચાલવા લાગ્યો. બન્ને જણ ગલી કુચીયો વટાવતા વટાવતા ગુપ્તગૃહની બહાર નીકળ્યા, ને જંગલને રસ્તે ચાલવા લાગ્યા, ઘણે દુર ચાલતાં એક વિકટ ઝાડી આવી, ત્યાં યોગીંદ્ર અટકીને ઉભા, ને રણમલને કહેવા લાગ્યા.

રણમલ? હવે હું જાઉછુ, મા'રૂં આટલુ કહેવું તું ધ્યાન દઇને સાંભળ. તુ હાલ ના'રા ભાઇ પાશે જઇશ નહી. તેનાથી થોડો સમય ગુપ્ત રહેજે, જાણજે કે આ તારો નવો જન્મ થયો.

**રણમલ**—(હાથજોડી) કૃપાળુ; આપ મને આ વિકટ અરણ્યમાં એકલો મુકીને નજશો, મારૂં હવે શું થશે, ને હું અહીંથી કયાં જાઉં ?

**યોગીંદ્ર**—રણમલ ! તું એકલો નથી, પ્રભુ હમેશાં તા'રી સાથેજ રહે છે, ને તારે હવે શું કરવુ, તે તારી બુદ્ધી તને બતાવશે, જા તારૂં ભાગ્ય સારૂં છે; તને આગળ જતા સારો લાભ થશે. રણમલ ! પાપી ઝેરીમલનો તા'રે હાથેજ વિનાશ થશે, જા, હવે, પ્રભુ તારૂં કલ્યાણ કરો, તારો સર્વદા જય થાઓ. એમ કહી આંખ મીચીને ઉઘાડીએ તેટલામાંજ યોગીંદ્ર અદ્રસ્ય થઇ ગયા, કયાં ગયા તે ખબર પડી નહી.

યોગીંદ્ર ના ગયા પછી રણમલ એકલો પડયો, ને વિચાર કરવા લાગ્યો, કે યોગીરાજે મને મારા ભાઇ પાસે જવાનું ના કહ્યું છે, ત્યારે હવે મારે કયાં જવું? એમ થોડીક વાર વિચાર કરી, તે એક રસ્તા તરફ ચાલવા લાગ્યો, ને તે વિકટ ઝાડીમાં પેશી ગયો ને થોડીવારમાં તો તે દેખાતો બંધ થઇ ગયો.





# પ્રકરણ ૨૩ મું.

---

### રત્નપ્રભા.

સંસાર રૂપી સાગરે, સન્નારી જને હોડી મળે;
તો પાર ઉતરે સ્હેજમાં, વળા અંતે સ્વર્ગે સંચરે.
નારી ચીજ અમુલ્ય છે, શુ વર્ણવુ, હુ મુખથી,
ત્રીલોક વાસી શુર પણ, પ્રગટયા છે જેની કુખથી.

---




જકુમાર ‘ રણમલ ’ ચાલતાં ચાલતાં એક નગ્ર પાસે આવી પહોંચ્યો; તેણે આસપાસ જોયુ તો તેની નજરે એક સુંદર બગીચો જણાયો. ‘ રણમલ ’ તે બગીચો જોઇને પ્રસન્ન થયો. ને તે બગીચા તરફ ચાલવા લાગ્યો. આ સુંદર બગીચો અમરકંટકના મહારાજા ‘ રણજીતસિંહે ’ બધાવ્યો હતો, ને તે બગીચાની પાસે થઇને અમરાવતી નદી વહન કરતી હતી. નાના પ્રકારનાં દેશ વિદેશથી વૃક્ષો મંગાવી તે બગીચામાં રોપવામાં આવ્યાં હતાં.

તેમાં વળી ચોમાસુ નજીકમાજ ગયેલું તેથી સઘળાં વૃક્ષો પ્રફુલ્લીત થયાં હતાં, તેમાં જાઇ, જુઇ, કેવડો, ચંપો, ચંમેલી, મોગરો ઈત્યાદિ દરેક પુષ્પોનાં વૃક્ષો નજરે પડતાં હતાં; આ બગીચો જોના-

રને ઘણોજ મનોહર લાગતો હતો. આવા રમણીય વિશાળ બગી-ચામાં 'રણમલે' પ્રવેશ કર્યો. તેણે પાસેના સરોવરમાંથી હસ્ત મુખ વગરે પ્રક્ષાલન કરી, નિશ્ચિંત થઈ એક આમ્ર વૃક્ષ તળે સ્હેજ આડો થયો. લાંબો પંથ કર્યાથી તથા રાત્રીના ઉજાગરાથી રણમલને થોડીવારમા નિદ્રા દેવીએ ઘેરી લીધો, ઠંડા પવનના સપાટાથી તે ગાઢ નિદ્રાને આધીન થઇ ગયો, 'રણમલ'ને નિંદ્રાધીન થયે થોડી-વાર થઇ. તેટલામા મહારાજા 'રણજીતસિંહ'ની પુત્રી 'રત્નપ્રભા' પોતાની સખીયો સાથે ધીમે ધીમે હંસ ગતીથી ચાલતી, તે બગી-ચામા આવી. સુંદરી 'રત્નપ્રભા' ઘણીજ સુંદર હતી, તેની ઉમર જોતા ચૌદ પંદર વર્ષની જણાતી હતી, આખા ગંગળ તથા તેના બોલવામાં માધુર્યના જણાતી હતી. સુંદર સ્ત્રીયોને લાયક તેનામાં સર્વ ગુણ હતા, એમ જોનારને તુરત જણાઇ આવે. રત્નપ્રભા પો-તાની સખીયો સાથ બગીચામા ફરવા લાગી, ને એક વૃક્ષ સામે આંગળી કરી કહેવા લાગી, સખી ' માલતી ' આમ તો જો! પેલી વેલ વૃક્ષના થડને કેવી વિંટાઇ છે? ને કેવી સુંદર દેખાય છે!

**માલતી**—( મશ્કરી ) ખરું કહો છો બ્હેન, તમે પણ હવે થોડા સમયમાં તે વેલીની માફક તમારા સ્વામીને વિંટાશો, ને પછી તમારી શોભામા પણ ઓર વધારો થશે.

**રત્નપ્રભા**—અલી માલતી, મ્હે તને હજારો વખત કહ્યું કે તા'રે મારી મશ્કરી કરવી નહી હુતો સ્હેજ તે વેલીને જોઇ કહેતી હતી. ને તું તેનો આમ અવળો અર્થ કરે તો તું જાણે.

**માલતી**—( હસીને ) હાસ્તો બ્હેન, હું અવળો અર્થ કરૂં તેવીજ

છુંને. જોઉં છું કે તમે જ્યારે પરણશો ત્યારે તમારા નાથને વિટાવ છો કે નહીં ! તે બતાવાશ, પછી કાંઇ !

**રત્નપ્રભ**—જો પાછી, હજી એની એ વાત. ચાલ જવા દે એ વાત, આપણે એક પુષ્પનો હાર બનાવીએ.

**માલતી**—હાં, પછી તે સુંદર માળા કોના કંઠમાં આરોપવી ધારી છે ! શું કોઇ છેલ છબીલો અત્યારથી તો નથી ધારી મુકયોને !

**રત્નપ્રભા**—છાની મેર હવે, આખો વખત એ શું ! એમ બોલી માલતીના ઝાલેલો કર તરછોડીને રત્નપ્રભા આગળ ચાલી, તેની પાછળ માલતી પણ હસતી હસતી ચાલવા લાગી; એટલામાં એક બીજી સખી દોડતી દોડતી ત્યાં આવીને 'રાજકુમારી' નો હસ્ત પકડી કે'વા લાગી, બ્હેન, બ્હેન !

**રત્નપ્રભા**—કેમ શું છે ?

**સરલા**—બ્હેન ! આપણા બગીચામાં વગર રજાએ કોઇ પુરૂષ સુતેલો છે, ને તે અત્યારે ભરનિંદ્રામાં પડેલો છે, બ્હેન ! દેખાવમાં તે ઘણોજ રંગીયાળો લાગે છે.

**માલતી**—એમ કે ? શું તે એવો મનોહર છે ? અલી સરલા ! તે રંગીયાળાની તને રંગતો નથી લાગીને ? જ્યારે તે એવો સુંદર છે, ત્યારે તું અહીં પાછી શું કરવા આવી ? તા'રે સાંજ એની પાસે રહેવું તુંને. કેમ ખરૂં ને બ્હેન ! એમ કહી તે 'રત્નપ્રભા' સામુ જોઇ હસવા લાગી.

**રત્નપ્રભા**—માલતી ! તું એવી ને એવીજ રહી, સ્હેજ વાતમાં આ બીચારી સરલાની શું મશ્કરી કરતી હઇશ ! (સખીયોને)

ચાલો સખીયો! આપણે ત્યાં જઇને તપાસ કરીયે કે તે કોણ છે.

**માલતી**—બ્હેન! જો, જો, હાં! ક્યાંક તપાસ કરવા જતાં પ્રેમ ઘેલાં ના બની જાઓ; નહીંતો અમને પશ્ચાત પડશે.

**રત્નપ્રભા**—હવે તું છાની મરીશ! ને મારી સાથે ચાલીશ! એમ બોલી સર્વે સખીયોને લઇ જયાં 'રણમલ' સુતો હતો, ત્યાં આવી પહોંચી.

સુતેલા 'રણમલ'ને સર્વે જોવા લાગ્યાં, તેનો ભવ્ય મનોહર ચહેરો જોતાંજ 'રત્નપ્રભા' તો દીવાનાની માફક બની ગઇ, ને મનમાં વિચાર કરવા લાગી. અહા! આ પુરૂષ કોણ હશે! શું કામદેવ તો નહી પધાર્યા હોય? કે કોઇ દેવકુમાર મનુષ્યરૂપ ધારણ કરીને આવ્યા હશે. અહા! શુ તેની મુખાકૃતી, તેના વદન કમળ ઉપર ચદ્રમાના કીરણોની પેઠે કેવો શાંત પ્રકાશ પડે છે: ત્યારે શું? ચદ્રમા તો પોતે નહી પધાર્યા હોય! તેના મુખના તેજથી મારૂં હૃદય વિંધાઇ જાય છે, મનમાં કાંઇ સમજણ ન પડે એવું થાય છે, અરે! આતે કોઈ બાળ બ્રહ્મચારી હશે, કે કોણ હશે? ગમે તે હો, પણ આ સુંદર કુમાર પ્રભુની કારીગરીનો એક અદ્દભુત નમુનો લાગે છે. પણ હવે તે જાગે તો ઠીક પડે, એમ વિચાર કરતી તે એક પુતળાની માફક 'રણમલ'ને નિહાળવા લાગી, રાજકુમારીની આવી વિચીત્ર દશા જોઇ માલતીથી ન રહેવાયુ, ને તેથી તેણે હસ્તે વદને રાજકુમારીનો હાથ ઝાલી કહેવા લાગી.

થયુ કે બ્હેન, એટલામાંજ આમ ઘેલાં જેવાં બની ગયાં; બ્હેન! આજ્ઞા હોય તો આને જાગૃત કરૂં? "માલતી"નાં વચ-

નોથો 'રત્નપ્રભા' ચમકી, ને તેણે શરમથી નીચે જોયું, તેથી વળી પાછી માલતી કહેવા લાગી. બ્હેન ! શા માટે શરમાવ છો ?

**રત્નપ્રભા**—સખી ? મને કાંઈ સમજાતું નથી, તને શુ કહું ?

ન સમજાએ કાંઇ ઓ બ્હેની, હૃદયમાં કંઇ કંઇ થાય,
ચક્ષુઓ મુજ ભારે થઇ છે, નવ સુઝે મને કાંઇ;
આકળ વીકળ થાઉં ઘણેરી, શરીર મુજ રોમાંચાય.
શુ થતું હશે આ ? ઓ બ્હેની મારી, કરને કાંઇ ઉપાય,

**માલતી**—શાણી સમજુ છાની રે'જે, હુ સમજી તુજ દુઃખ;
મદનરાયની સ્વારી આવીને દેતી હશે તને દુ.ખ.
ધૈર્ય ધરજે તું હૃદય વિશે પૂજજે પ્રેમથી મદનરાયને,
શ્યામ સુંદીર તુજ આવશે, ત્યારે કરશે પરાજય મદનરાયને

સમજી ? મા'રી ઘેલી બ્હેન ? હવે અકળાઇશ નહી, તા'રાં લગ્ન હવે થોડામાંજ થશે, પછી તમારા શ્યામ આવશે, તમને રમાડશે ને જમાડશે ને પછી મદનનો પરાજય કરશે ? સમજ્યાં ! મારાં ડાહ્યા બ્હેન ?

**રત્નપ્રભા**—માલતી, માલતી ! તું મારી મશ્કરી કરે છે. પણ મારો જીવ ગભરાય છે, હૃદય અકળાય છે, મને કંઇક થાય છે.

**માલતી**—ન ગભરાશો બ્હેન ? એ તો પ્રેમના ભણકારા અને હૃદયમાંતો મદનરાજની સ્વારી પધારી હશે, તેના ડંકા વાગતા હશે. માટે ન ગભરાશો, મારાં બ્હેન ?

**રત્નપ્રભા**—માલતી ? હુ તને પગે લાગુ છું, તું મારી મજાક કરવાનું છોડી દે, બળતાને બાળી શામાટે હરખાય છે; પછી તને જેમ યોગ્ય લાગે તેમ કર (સખીયોને) સખીયો ? ચાલો હવે અહીંથી, એમ કહી તેણે ત્યાંથી ચાલવા માંડ્યું. તેને

જતી અટકાવી વળી પાછી માલતી કે'વા લાગી; ઉભાં રહો બ્હેન ઉભાં રહો.

ફરી ફરીને આ'વો સમય નહી મળે, માટે નીરાંતે જોઇ લ્યો. પણ તેનો કાઇ પણ ઉતર આપ્યા વિના 'રત્નપ્રભા ચાલવા લાગી, ને તેની પાછળ સખીયો પણ ગઇ.

પછી તેઓ સરોવર પાસે આવી ઉભાં રહ્યાં, ને થોડીવારે સર્વ સખીયો પુષ્પ એકઠાં કરવા ચાલી ગઇ, ને ફુલ વિણતાં વિણતાં ઘણે દુર નીકળી ગઇ. હવે 'રત્નપ્રભા એકલી પડી તેને રણમલના વિચાર થવા લાગ્યા, આ સમયે કોઇ છે નહી, લાવ તે સુંદર કુમારને લગીર જોઇ આવૂં', એમ ધારી રત્નપ્રભા સપાટાબંધ 'રણમલ' તરફ જવા ચાલવા લાગી.

આ વખતે સુર્યનારાયણનાં કીરણો વૃક્ષમાંથી નીકળી રણમલની આંખ ઉપર પડવાથી રણમલની નીંદ્રાનો ભંગ થયો હતો, તેથી તેણે ઉભા થઇ મુખ પ્રક્ષાલન કરી નગરમાં જવાનો વિચાર કરવા લાગ્યો. તેવામાં સર્વાંગે શોભતી, હંસ ગતીથી ચાલતી, રાજકુમારી રત્નપ્રભા' ત્યાં આવી પહોંચી. 'રત્નપ્રભા' ને ખબર ન હોતી કે તે જાગૃત થયો હશે, આવતાં તો આવી, પણ તેને જાગૃત નીહાળી એક આરસની પુતળીની માફક સ્થભીને ઉભી રહી, ને શરમથી માથું જમીન તરફ નમાવ્યું. 'રણમલ પણ તેને જોતાંજ આશ્ચર્ય ચકીત્ બની ગયો, ને રત્નપ્રભાના મુખ તરપ નીહાળી મનમાં તેનાં વખાણ કરવા લાગ્યો, અહા? આ બગીચામાં, આ! અપ્સરા કયાંથી? ના, ના, અપ્સરાતો દેવલોકમાં હોય, ત્યારે શું આ કોઇ પદ્મણી નારી હશે? કે શૃંગી રૂષીને છળનારી મેનકા હશે? અહા? શું તેની સુંદર

કાન્તી, સુંદરી ! તને જોઇ હૃદયે થઇ શાંન્તી ! વાહ, કાંતી, વાહ.

શું ? ચંદ્ર હશે કે વદન એ, આ રસીલી રંભા તણું;
ચક્ષુઓ હશે કે શું હશે, તારા ચળકતા હું ગણું.
આ કમળ વદની સુંદરી, રૂપે ગુણે છે રાચતી,
કેશરી સમ કટી દીસતી, વળી હંસ ચાલે ચાલતી.
શીર કેશ કાળા નાગ સરખા, વળી વેણીમાં પુષ્પો ભર્યા,
આ કામીનીને દેખતાં, મુજ ચક્ષુઓ અધીરાં થયાં.
નયન બાણે મારીને, મુજ અંગને ઘાયલ કીધું,
મમ હૃદય ચોર્યું માનુની, ત્હે કાળજું કોરી લીધું.

અરે પણ હું તેને શી રીતે પુછું કે તું કોણ છે? તેવામાજ રત્નપ્રભાએ શરમને દુર કરી, રણમલની નજીક આવી હીંમતથી પુછવા લાગી; અરે ? તમે કોણ છો ? ને આ બગીચામાં વગર આજ્ઞાએ પ્રવેશ કરવાનું શું કારણ ?

**રણમલ**—(સ્વગત) બોલી તો ખરી ! શું બોલવાની માધુર્યતા ! વાહવાહ, (પ્રગટ) બાળા ? હું એક પ્રવાશી મુશાફર છું. અને આ નગ્રમાં થઇને જતાં પહેલાં હું આ બગીચો જોવાની ઇચ્છાથી મ્હેં અંદર પ્રવેશ કર્યો છે. અને આપ કોણ છો, શું આ બાગનાં માળીનાં પુત્રી છો ? રણમલે નામ જાણવાના હેતુથી માળીની પુત્રી કહી પુછ્યું.

**રત્નપ્રભા**—(સ્વગત) આણે મને માળીની પુત્રી કહી, પણ હું હવે તેને બનાવું ત્યારેજ ખરી. (પ્રગટ) હું અહિંના પ્રતાપી મહારાજા 'રણજીતસિંહ' ની પુત્રી છું, મારૂં નામ 'રત્નપ્રભા' છે. વારૂં ? હવે તમારૂં નામ જણાવો ?

**રણમલ**—સેવકને રણમલ કહીને બોલાવે છે, જ્ઞાતીએ ક્ષત્રી છું.

**રત્નપ્રભા**—એમ કે? એ તો જાણે બધું ઠીક, પણ તમે આ બ-
ગીચામાં વગર આજ્ઞાએ પ્રવેશ કર્યો, તેથી તમારે ઘણીજ
સખ્ત શીક્ષા ખમવી પડશે.

**રણમલ**—(ચમકીને) શું શીક્ષા?

**રત્નપ્રભા**—હા, શીક્ષા, ને તે વળી ઘણીજ ભારે, સમજ્યા?

**રણમલ**—(દયામણે મુખે) તો જેવી આપની ઇચ્છા, તમે એક
મહારાજાનાં પુત્રી છો, ને તેમાં વળી મા'રે તમારાં દર્શનનો
લાભ થયો છે, તો આપ કૃપા કરી સેવકને ક્ષમા નહી આપો?
જો આપ મને ક્ષમા કરશો તો ઘણોજ ઉપકાર થશે.

**રત્નપ્રભા**—વારૂં, તે ઉપકારનો બદલો શો વાળી આપશો?

**રણમલ**—(ખુશી થઇ) શું વાળી આપીશ? રાજકુમારી? આપ
મારી પરીક્ષાતો નથી કરતાં ને? જો તેમ હોય તો આજ્ઞા
કરો, ને અજમાવી જુવો? રાજકુમારી? આપને જો મા'રા
પ્રાણની ઇચ્છા હોય તો તે પણ તૈયાર છે.

**રત્નપ્રભા**—વાહવા! બોલતાં તો ઘણુંજ સરસ આવડે છે, પણ,
એવું એવું બોલીને છુટવાની આશા રાખશો નહી.

**રણમલ**—કાં, વળી પાછું શું થયુ? રાજકુમારી? શું મને, અત્રે
કેદ કરવો ધાર્યો છે?

**રત્નપ્રભા**—વિચાર તો એવોજ કરૂં છું.

**રણમલ**—(ગભરાઇને) હેં? શું સત્ય કહો છો? રાજકુમારી! મ્હેં
તમારો એવો કયો અપરાધ કર્યો છે કે, આટલી બધી
ભારે શીક્ષા કરવાનો વિચાર કરો છો?

**રત્નપ્રભા**—કોઈ પણ મનુષ્યથી ન થાય એવું કાર્ય તમે કર્યું છે.

**રણમલ**—(ચમકીને) શું કર્યું છે?

**રત્નપ્રભા**—ચોરી.

**રણમલ**—(આશ્ચર્ય યુક્ત) હે? શું મ્હેં ચોરી કરી છે?

**રત્નપ્રભા**—હા, જી.

**રણમલ**—બાળા? આપ આગું વદો છો? મને કહેશો કે મ્હેં તમારૂ શું ચોર્યું છે?

**રત્નપ્રભા**—(હશીને) મારૂં હૃદય.

**રણમલ**—(સ્વગત) અરે? આ'ણે તો મને ખરેખરો બનાવ્યો. (પ્રગટ) એમ કે? હવે હું સમજ્યો, ત્યારે એમ બોલોને કે જલદી ખબર પડે, રાજકુમારી, તમે પણ ઘણાંજ ચતુર જણાઓ છો? રસ્તે ચાલતાં કોઇને વળગી પડો એવાં લાગો છો: માટે હવે મહેરબાની કરી અહીંથી પધારી જાઓ! મા'રી પાસે તમારૂ હૃદયે નથી કે કાંઇએ નથી.

**રત્નપ્રભા**—નથી શું? તેને તમે ગુપ્ત રાખ્યું છે.

**રણમલ**—ત્યારે, તમે તેને શા માટે બરોબર સભાળ્યુ નહી?

**રત્નપ્રભા**—શી રીતે સંભાળાય, કપટી માણુસ? ત્હેં મા'રૂં હૃદય બળાત્કારે ચોરી લીધું છે.

**રણમલ**—એમકે? ત્યારે તો હુ ધારૂ છું કે, તમે પણ કોઇ કામણગારાં જણાવ છો. અરે? મારૂં હૃદય પણ હાલ મારે કબજે નથી, મને લાગે છે કે તમે તે લીધું હશે? વાહરે વાહ! પોતે જાતે ચોર છો; ને છતાં બીજાને ગળે પડો છો? ચોર કોટવાળને દંડે એવો ઘાટ તમે પણ કર્યો જણાય છે.

**રત્નપ્રભા**—શું? તમે સત્ય વદો છો, મ્હેં તમારૂં હૃદય ચોરી લીધું છે?

**રણમલ**—રત્નપ્રભા, હું ઇશ્વરને હાજર ગણી ને કહું છુ કે મા'રૂં હૃદય તમેજ ચોર્યું છે તમે બડાં ઠગારાં છો, તેમજ ભેગાં ધુતારાં પણ છો.

**રત્નપ્રભા**—ચાલો ત્યારે પત્યું, આપણો બેનો ફેંસલો થઇ ગયો, વીરકુમાર? આ રંક બાળાનું એક કહેણ સ્વીકારશો?

**રણમલ**—અરે એ શું બોલ્યાં, તમારે માટે આ પ્રાણ પણ તૈયારછે.

**રત્નપ્રભા**—તો આ રત્નપ્રભાને તમારા હૃદય મંદીરમાં સ્થાન મળી શકશે?

**રણમલ**—અરે? સ્થાન મળ્યા પહેલાં તો તમે કયારનાંએ દાખલ થઇ ગયાં છો; પ્રીય રત્ન, તમે મને તમારો પ્રેમ અર્પી કૃતાર્થ કર્યો છે, તેને માટે હું તમારો ઉપકાર વિસરનાર નથી; બાળા? હવે મને જવાની રજા છે?

**રત્નપ્રભા**—હેં? કયાં જવું છે? હવે જવાય કે? ચકોરીચંદ્રને તજી દુર રહેશેકે, માંછલી જળથી જુદી પડશે કે? મા'રા વ્હાલા, બેસો? જવાય છે, બે ઘડી વિનોદ કરીએ; મારા હૃદયના વિસામા, જવાય છે, બેસો, હૃદય વલ્લભ બે ઘડી બેસો, મારા સમ તમને છે? વ્હાલા બેસો, એમ બોલી રત્નપ્રભાએ. રણમલનો હાથ પકડયો.

**રણમલ**—(હાથ છોડાવી) રાજકુમારી? આ ભટકતા મુશાફરની સાથે પ્રેમ કર્યા પ્હેલાં વિચાર કરજો, પાછળથી પસ્તાવું ન પડે!

**રત્નપ્રભા**—મારૂં હૃદય કહે છે કે આ યોગ્ય કાર્ય થયું છે.

**રણમલ**—તો સારૂં, બાળા? હવે મને જવા દયો, કોઇ આવી ચઢશે

તો તમારે શરમાવું પડશે.

**રત્નપ્રભા**—ત્યારે, શું કરૂ ? તમારાથી વિખુટાં પડતાં, આ હૃદયમાં કાંઇ કાંઇ થઇ જાય છે; પ્રીય ! હુ તમને મારી જીભે તો જાઓ નહીંજ કહું.

ત્યારે, એમને બંધીવાન બનાવો હૃદય મંદીરમાં પુરી દયો, એ-ટલે તે તમારી પાસેથી ખસસેજ નહી, એમ બોલતી પાછળથી મા-લતી આગળ આવી.

અરે ! માલતી તો દૂર ગઇ હતીને, તે, અહીં ક્યાંથી આવી વળી માલતીને જોઇ રાજકુમારી શરમાઇ ગઇ ને નીચું જોયુ. રણમલ પણ ત્યાંથી ગભરાઇને જવા લાગ્યો, તેને જતો જોઇ માલતી આગળ આવી, રણમલને પકડી ઉભો રાખી કહેવા લાગી, કુમાર ! તમે આવા નિર્દય હશો, તે મે આજેજ જાણ્યુ.

**રણમલ**—( ગભરાઇને ) મને છોડી દયો, મને જવા દયો શા માટે મને નિર્દય કહો છો ?

**માલતી**—કુમાર ! ગભરાશો નહિ, પણ આપ મારી સખીનુ ચીત્ત ચોરી, આમ ભર જંગલમાં તેને એકલી નીરાધાર મુકી, જવાતું હશે કે ? ઉભા રહો ! હું તમને બંને જણને વિદાય કરૂં. પછી 'રત્નપ્રભા' તરફ જોઇ કહેવા લાગી, કમ બ્હેન ! શુ વિચાર કરો છો ! આ કુમારની સાથે જવું ગમશે કે ?

**રત્નપ્રભા**—( ક્રોધથી ) માલતી ! તું હદથી વધારે જાય છે હો ! આ વખતે હું તારૂં કશુ પણ સાંભળતી નથી; જા તા'રાથી જેમ બોલાય તેમ બોલ, આમાનુ હું કશું પણ જાણતી નથી, ને આ રાજકુમારને પણ હું ઓળખતી નથી, બોલ, તું

શું કહે છે ? ( રત્નપ્રભા તેની તરફ સક્રોધે જોવા લાગી )

**માલતી**—હાસ્તો બ્હેન, શેનાં ઓળખો. સામસામી પ્રેમ સંવાદ થાય, પછી તે કાંઇ ઓળખાય !

**રત્નપ્રભા**—અરે ! મને લાગે છે કે તું બધું જાણી ગઇ છે.

**માલતી**—એમ તે હોય. તમે તો એકલાં આ કુમાર તરફ પધાર્યા પછી માલતીને તમારા શિવાય ચેન પડે કે ? હું પણ તમને ખોળતી ખોળતી આ તરફ આવી, ને અહીં પાસેજ છુપાઇને તમારો પ્રેમ સંવાદ સાંભળવા લાગી. તમે તમારો પ્રેમ આ રાજકુમારને અર્પણ કર્યો, તે સાંભળી હું ઘણીજ ખુશી થઇછું. બ્હેન ! શરમાશો નહિ; હુંતો તમારી સખીછું, બે ઘડી વિનોદ પણ કરૂં, માટે મા'રાથી શરમાવું ન જોઇએ.

**રત્નપ્રભા**—બ્હેન, તું મારી પ્રાણથી પણ પ્રીય સખી છે. તો તા'રાથી મારે શા માટે ભેદ રાખવો જોઇએ. વ્હાલી સખી ! મ્હેં આ રાજકુમારને મા'રો પ્રેમ અર્પણ કર્યો છે, હું તેમને મન વચનથી બંધાઇ ચુકી છું, હવે તે મારા પ્રાણેશ્વર છે, પ્રીય સખી ? શુ આ વાત પીતાજી કબુલ રાખશે ?

**માલતી**—બ્હેન, જે કાળે જે થવાનું છે તે તેની મેળેજ થયા કરે છે, જ્યારે આગલું બધું થયું તો પીતાજીની શા માટે ફીકર રાખવી જોઇએ, જે થશે તે સારૂંજ થશે, માટે ચીંતાનો ત્યાગ કરો. પણ વારૂં બ્હેન ! આ કુમાર કોણ છે, તથા ક્યાંના રહેવાશી છે. તે ત્હેં તપાસ કરી.

**રત્નપ્રભા**—ના બ્હેન, મને લાગે છે કે તે એક સત્યવાદી શુરવીર ક્ષત્રી પુત્ર છે, તેટલુંજ હું જાણુંછું, બીજું કાંઇ જાણતી નથી.

**માલતી**—બહેન, ત્યારે સામું કરવું કંઈ બન્યું નહોતું, પૂરી તપાસ કર્યા સિવાય પ્રેમ અર્પણ કરવો નહોતો, કદાચ આ રાજકુમાર તમને નહિ ચાહતા હોય તો !

**રત્નપ્રભા**—તેમ કદી થાયજ નહિ, મારા મનમાં તેમની તરફ સત્ય પ્રેમ છે, તો તેમનામાં કેમ નહિ હોય ! સખી ! હવે તેજ મારો નાથ, તેજ મારો પ્રાણાધાર છે

દીલદાર કહું, શીરતાજ કહું, પ્રીય પ્રાણ કહું, સહુ એજ હવે,
શ્યામ કહું, મન મોહન કહું, દીલ ચોર કહું, સહુ એજ હવે.
પ્રેમી અલબેલો એ મારો, મુજ હૃદય મહીં વસનારો છે,
સત્ય કહું ઓ બ્હેની મારી, તે કામણગારો મારો છે.

**માલતી**—વાહ વાહ બ્હેની શાણી મારી, આશા કરીયા ચાળા;
મન મોહન હજી મળ્યા નથી, આ ! શા ઢોંગ માંડવા હે બાળા.
છેલ છબીલો વરશે જ્યારે, રખે થઇ જતી ઘેલી;
પીયુજીને પકડી રાખી, વરસાવજે પ્રેમની હેલી.

**રત્નપ્રભા**—મુખડું જોઈ દીલજ ચોટયું, ક્યારે નિહાળું નાથ;
અંતર મારૂં ઉછળે ઘણું, ક્યારે ભીડું તેને બાથ.

**માલતી**—શાંત ! શાંત ! તું બ્હેની મારી, મેળવશે જગનાથ;
હૃદય સંગાથે રાખી શ્યામને મીલાવજે હાથે હાથ.

**રત્નપ્રભા**—તનડું ધ્રુજે, મનડું ચચ્ચરે, નથી રહેતી હૃદયે ધીર;

**માલતી**—આશ રાખતું સદાશીવની, કરશે સાંય સુભદ્રા વીર.

**રત્નપ્રભા**—સખી મારૂં મન તે ગુણીલાને મળવા અધીરૂં થઇ રહ્યું છે. હું તેનીજ માળા હવે જપ્યા કરૂં છું.

**માલતી**—ધીરજ રાખ, બ્હેન! ધીરજ રાખ, તારી આશા શ્રી વિશ્વનાથ પુર્ણ કરશે. ( રણમલને ) રાજકુમાર ક્ષમા કરજો,

પણ આપ અમને આપનો પરીચય આપશો? એવી અમે આશા રાખીએ છીએ.

**રણમલ**– આર્ય; બાળાઓ! તમે સમજુને સદ્દગુણી છો માટે થોડા દીવસ સુધી, મને જાહેર કરશો નહિ. વખતે આવે હું પોતે મારી મેળે જાહેર થઇશ. પણ આપને હું મા'રો પરીચય આપુ છું, અજીગઢાધીપતી મહારાજા કેશરીસિંહનો હું ના'નો કુંવરછું, મારૂં નામ રણમલ છે

**માલતી**—(આશ્ચર્યથી) શું આપ કેશરીસિંહ મહારાજાના, ના'ના પુત્ર રણમલસિંહ ! તે આપ પોતેજ કે! વાહ! વિધાતા, વાહ, બ્હેન "રત્નપ્રભા" તારા ભાગ્યને પણ ધન્ય છે. પ્રભુ તમને સર્વદા સુખી રાખો.

રાજકુમારીતો રણમલનુ ઓળખાણ થતાંજ આનંદ સાગરમાં તરવા લાગી, પછી રણમલ કહેવા લાગ્યો

**રણમલ**—રાજકુમારી ! હવે મને જવાની રજા છે? પણ રાજકુમારી કાંઇ બોલી નહિં. એટલામાંજ બહાર ચોપદારની નેકી પોકરાઈ, કે તરતજ માલતી બોલી ઉઠી, બ્હેન ! બાપુ પધાર્યા.

**રત્નપ્રભા**—હવે કેમ કરીશુ?

**માલતી**—ગભરાય છે શાને, ચાલો આપણે આ બગીચાના પાછલા દ્વારે થઇને નીકળી પડીએ, ત્યા આગળ આપણી સર્વે સખીયો ફુલ વીણે છે; તેમને લઇ બ્હાર નીકળી જઇએ, એમ કહી "રત્નપ્રભા" નો હસ્ત પકડી માલતી ચાલી ગઇ, ને થોડી વારે મહારાજા રણજીતસિંહે તે બગીચામાં પ્રવેશ કર્યો.

—:o:—



# પ્રકરણ ૨૪ મું.

## ભાગ્યનો ભાનું.

સુખ દુઃખ આ સંસારમાં, ઘડી ઘડી આવે જાય;
ચડતી પડતીનો છાંયડો, પળમાં પલટાઈ જાય.

—.o:—



મનુષ્યના પ્રારબ્ધનો જ્યારે ઉદય થાય છે, ત્યારે એકદમ થાય છે, જે વખતે માણસના માથે દુઃખના ડુંગરા તુટી પડે છે, ત્યારે બીચારો માણસ ઘણોજ અકળાય છે દુ.ખની અંદર ધીરજ ધરનાસ પુરૂષો વિરલા હોય છે, વિપત્તી એ સઘળા મનુષ્યોની કસોટી છે. દુઃખથી માણસ ઘડાઈ ઘડાઇને આખરે સીધે રસ્તે આવે છે, ને પ્રભુને ઓળખનાં શીખે છે, માટે સર્વત્ર માણુસોએ પ્રભુના કાયદાને માન આપી આ સસાર સાગરમાં ધીરજથી દુઃખ સહન કરવું. પહેલું દુઃખ પડશેતો પછી સુખ થશે. અંધારી રાત્રી સદાય રહેતી નથી. દીવસ પછી રાત્રી ને રાત્રી પછી દીવસ આવે જાય છે.

તેમ મનુષ્યોને પણ આ સંસારમાં સુખ દુઃખ વારા ફરતી આવે જાય છે, માટે દુઃખ જોઇને ડરવું નહિ, અને સુખ જોઇ હસવું નહિ. પ્રભુ જે વખત લાવે તેમાંજ સતોષ રાખવો. આ દુનિયામાં કોઇ સુખી છેજ નહિ દરેકને અનેક જાતની ઉપાધીઓ તો વળગેલીજ હોય છે, માટે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને દુઃખ વખતે તે સર્વેશ્વર સચ્ચિદાનંદનું ધ્યાન ધરવું, તેથી તે આપણા કષ્ટનો નાશ કરશે. તે દયાળું છે; જેમ પિતા પોતાના પુત્રને હંમેશાં સુખી જોવા ઇચ્છે છે; તેમ, તે આપણા પિતાનો પિતા આપણો જન્મદાતા આપણા સુરામાં કેમ રાજી હોય! માટે હંમેશાં સર્વે માણસોએ તેમનું ધ્યાન ધરવું જોઇએ દિવસમાં એક મિશોન્મીશ તેને જો સંભાળે તો તે માણસ સર્વ દુઃખ ક્લેશથી મુક્ત થાય છે જેમ અગ્નિને જાણીને અડીએ તો પણ દઝાવાય છે, અને અજાણતાં અડીએ તો પણ દઝાવાય છે. માટે તેવી રીતે પ્રભુનુ સ્મરણ કર્યાથી આ ભવસાગર સહેજે તરાય છે. ઇશ્વર પોતાના બાળકોને સુખી, અને આનદી જોવા ઇચ્છે છે, તેથી તેને પહેલું કર્મના સંસ્કારથી દુઃખ આપી દસે છે; ને તેમાં પુરૂષ આખરે કસાય છે, ને પછી એકદમ તે સુખની પરીસીમાએ પહોંચે છે. તેવી રીતે રણમલને પણ દુઃખ પડવામાં કાંઇ બાકી રહ્યું નથી "રત્નપ્રભા" તથા માલતીના ગયા પછી રણમલ મહારાજાને પ્રવેશ કરતાં જોઇ ગભરાઇ ગયો. હવે મારે કયાં જવું, એમ કહી તે આમથી તેમ જોવા લાગ્યો, તેટલામાં તેની નજર બગીચામાં બનાવેલી વૃક્ષોની ભુલ ભુલામણી તરફ ગઇ, ને તે એકદમ તે તરફ ગયો. અહિં મહારાજા આવશે નહિ, તેમ અહિં કોઇ જોઇ શકશે પણ નહિ. મહારાજાના ગયા પછી મા'રે જે કરવાનું હશે તે કરીશ, પણ હાલતો અહિં આ ઠેકાણે ચુપકીથી રહેવામાંજ સાર છે. એમ મનમાં વિ-

આર કરી રણમલ ને ભુલ ભુલામણીમાં એક વૃક્ષની નીચે સુતો. ખરે મધ્યાન્હકાળ હતો, વળી બહાર એટલો તો તાપ પડતો હતો કે મનુષ્યથી કાંઇ પણ છત્ર શિવાય બહાર નીકળી શકાય નહિ, પણ આ ભુલ ભુલામણીમાતો શીતળ પવન આવતો હતો; તે પવનથી; આખો દીવસ જેણે કાંઇ પણ ખાધું નથી, પેટમા ક્ષુધા લાગી છે. એવો "રણમલ" ક્ષુધાને લીધે સુતો તેવોજ ઉંઘી ગયો. અહા ? રાજકુમાર તારી આ દશા જેને એક છીંક આવતા હજારે હજાર માણસો ખમા ખમા કરી આસપાસ ફરી વળતાં, અરે ! જેણે સુર્યને તો જોયો નથી. હા ! શું તે રાજકુમારની આ દશા ! અરે ! જેને એક ટુકડાને માટે વિચાર કરવા પડે છે હા ! નશીબ દેવી તારી પણ બલીહારી છે. રણમલને ઉંઘ્યાને થોડીજ વાર થઇ હશે ? તેટલામાં તે સુતો હતો, તે ઝાડના થડમાંથી એક ભયંકર કાળો વિષધર નાગ ફુંફાડા મારતો જાણે હમણાંજ આ સુકુમાર રાજકુમારના પ્રાણનો નાશ કરશે, એવો ભયંકર દેખાતો, પોતાની વિષ જવાળા નાખતો પોતાના દરમાંથી બહાર નીકળ્યો પણ રામ રાખે તેને કોણ ચાખે ! તે ભુજંગે તેના દરની પાસે કોઇ માણસ સુતો છે ધારી, તેની બાજુમાં થઇને નિકળ્યો, ને આસપાસ ફરી આવી, તે રાજકુમારના પગ ઉપર ચઢયો. હમણાંજ આ રાજકુમારનો અંત આવશે, હમણાંજ આ ફણીધર આ નિર્દોશ બાળકને દંશ દેશે ! એમ જો કોઇ જોનાર હોયતો તે તરતજ કહી દે, પણ તે દયાળુ નાગને "રણમલની" દયા આવી, ને તેથી તેના શરીર પરથી નીચે ઉતરી ગયો, ને રણમલના મુસ્તક પાસે આવી ઉંઘતા "રણમલના" માથા ઉપર પોતાની ફણા માંડી તે વિષધર ડોલવા લાગ્યો.-તેવેજ સમયે મહારાજા રણજીતસિંહ તથા તેમનો પ્રધાન ફરતા ફરતા ત્યાં આવી ચડયા. મહારાજા સખ્ત

તાપથી મહારાજ અકળાયા હતા, તેઓ તે ભુલ 'ભુલામણીમાં' નીચુ જોઇ પેઠા, ને ઠડા પવનથી પોતાનો ઉકળેલો આત્મા શાંત કરવા લાગ્યા એવામાં એકાએક પ્રધાનની નજર ફેણુ માંડી બેઠેલા નાગ ઉપર પડી, તેથી તેણે ચમકીને એકદમ મહારાજાનો હાથ ઝાલી આગળ વધતા અટકાવ્યા સગુર, મહારાજા સગુર, જુઓ, જુઓ, સામે પેલો મહોટો નાગ કોઇ બાળક સુતો છે, તેની ઉપર ફેણુ માંડીને બેઠો છે મને લાગે છે, કે જો તે છોકરો ઉંઘમા તેનું પાસું બદલશે ને આ નાગનુ કાંઇ પણ અંગ દબાશે તો જરૂર આ સુંદર જણાતા બાળકનો આ ક્રુર નાગ પ્રાણ લેશે, એમ મને લાગે છે આવું જોઇ મહારાજા પણ થોડી ક્ષણ વિચારમા પડી ગયા, નક્કી આ કોઇ રાજબીજ લાગે છે, આ છોકરો આગળ જતાં પૃથ્વીપતિ થશે, તેથી આ નાગ ફેણા માંડીને બેઠો છે એટલામા તે નાગ મહારાજા તથા પ્રધાનનો પગરવ સાંભળી બીકથી ગુસવાટા બધ પોતાના દરમાં પેશી ગયો. નાગને ગયેલો જોઇ મહારાજા તથા પ્રધાન આનંદ પામ્યા. હમણાં તે છોકરાને ઉંઘમા ખલેલ પહોચાડવી નહિ, જાગશે ત્યારે આપણે પુછીશુ, માટે મારા પ્રાય પ્રધાન હું પાસેના લત્તા મડપમાં બેઠીશું. તમે આ છોકરા પાસે રહો, ને તે જાગે કે તરતજ તેને લઇ મારી પાસે આવજો, કહી મહારાજા લત્તામડપ તરફ ચાલ્યા ગયા.





# પ્રકરણ ૨૫ મું.

### લગ્ન અને રાજ્ય પ્રાપ્તી.

તગદીર આડું પાંદડું, પળમાં પલટાઇ જાય;
પ્રભુ ઇચ્છાથી રંકપણ, રાજ્ય પદે પુજાય.



રણજીતસિંહના ગયા પછી, સુજ્ઞ પ્રધાન 'રણમલ' ની પાસે ગયો, અને તેનું માથું પોતાના અંકમાં લઇ, રૂમાલથી તેના મુખ પરના પસીનો લુછવા લાગ્યો. પ્રધાનની સરભરાથી 'રણમલ' જાગી ઉઠયો, ને પોતાની સમક્ષ કોઈ નવીન માણસને બેઠેલો જોઇ; આશ્ચર્ય પામ્યો. પછી પ્રધાન 'રણમલ' નો હસ્ત ઝાલી કહેવા લાગ્યો; સુંદર છોકરા! ગભરાઇશ નહી; તારા નશીબનો ઉદય થયો છે; તને મા'રા મહારાજાએ જોયો છે, અને તેમણેજ મને અહીં તા'રી પાસે બેસાડેલો છે. છોકરા! હવે તું જાગૃત થયો માટે

તા'રે મા'રી સાથે મહારાજાની પાસે આવવું પડશે; કારણ કે તને ત્યાં તેમની પાસે લઇ જવાનો તેમનો હુકમ છે. પછી પ્રધાનજીએ 'રણમલ' ને નાગ વીષેની હકીકત કહી સભળાવી; આ બધુ એકા-એક બનેલું જોઇ 'રણમલ' આશ્ચર્ય પામ્યો; ને પછી પ્રધાનજીની સાથે લગ્ના મંડપમાં મહારાજાની પાસે ગયો તેને મધુરી ચાલથી ચાલી આવેલો જોઇ મહારાજા આનંદ પામ્યા મહારાજાની પાસે જઇ 'રણમલે' તેમને પ્રણામ કર્યા. કુમાર! તું કોણ છે? ને અત્રે તા'રૂં આવવું શા કારણથી થએલું છે, મહારાજાએ પુછ્યું.

**રણમલ**—મહારાજ! હું એક ક્ષત્રી કુમાર છું, અને પ્રવાસ કરવાની ઇચ્છાથી નીકળેલો છું.

**રણજીતસિંહ**—તા'રાં માતા પિતા કોણ છે? તું કયાંનો રહેવાશી છે? અને તા'રૂં નામ શું છે? વગેરે સત્ય હકીકત કહે!

**રણમલ**—મહારાજ? બાળકનું નામ 'રણમલ' છે, ને, અજીતગઢા ધીપતી મહારાજા 'કેશરીસિંહ' નો હું નાનો પુત્ર છું.

**રણજીતસિંહ**—(સ્વગત) અરે? આહું શું સાંભળું છું, (પ્રગટ) કુમાર! હું ધારૂં છું કે તા'રે એક ભાઇ હતો?

**રણમલ**—જીહા, તે મા'રા જ્યેષ્ટભ્રાતાનું નામ 'ચંદ્રસિંહ' છે; તે હાલ, વિજયનગરનું રાજ્ય કરે છે.

**રણજીતસિંહ**—(સ્વગત) અરે! હા! હવેજ મને બધી ખબર પડી પાપાત્મા 'ઝેરીમલે' મને ઠગ્યો છે; ને મને અસત્ય સમજાવ્યું છે; ઠીક છે તેને પણ જોઇ લેવાશે. (પ્રગટ) 'રણમલ' ગભરાઇશ નહી. જો કે હું અને તા'રા પિતા પુરાતનકાળના એક બીજાના પ્રતીસ્પર્ધી હતા, અમે એક બાજાનો તિર-

ધિક્કાર કરતા, ને એક બીજાનો નાશ કરવાની ઇચ્છા રાખતા, પણ અત્યારે તા'રાં સત્યતાથી પુર્ણ ભરેલાં વાક્યો હું શ્રવણ કરી, મા'રૂં સઘળું વૈર ત્યાગ કરૂં છું; હું મા'રો સઘળો ક્રોધ ત્યજી દઉં છું, ને હવે તું મા'રો પોતાનો બાળક છે. 'રણુમલ' તમને કષ્ટ આપનાર પાપી 'ઝેરીમલ' ને હું અવશ્ય શિક્ષા કરીશ, દીકરા 'રણુમલ' આવ મા'રી પાસે. એમ કહી મહારાજાએ તેને મુસ્તકે હાથ ફેરવ્યો, ને પોતાની પાસે બેસાડી તેના શરીરને હાથ ફેરવવા લાગ્યા. થોડો વખત ત્યાં વિશ્રામ કરી મહારાજાએ 'રણુમલ' ને લઇ પ્રધાન સાથે રાજ્યમહેલ તરફ ગમન કર્યું, ને રાજ્યમહેલમાં આવી પહોચ્યા. 'રણુમલ' પિતાની સાથે રાજ્ય મહેલમાં આવ્યો છે, સાંભળી, 'રત્નપ્રભા' ઘણી આનંદ પામી; ને હવે તેને કયારે મળાય એમ ધારી ત્યાં આમતેમ ફેરા મારવા લાગી. રાજ્યમહેલમાં આવ્યા પછી મહારાજાએ 'રણુમલ' ને એક માણુસની સાથે ભોજન કરવા મોકલ્યો તેટલા વખતમાં મહારાજાએ પ્રધાનજીને પૂછ્યું, પ્રધાનજી ! હું તમને હાલ એક વાત પુછવા ધારૂં છું.

**પ્રધાન**—જે હોય તે કહો, આપનો સેવક સાંભળવા તૈયાર છે !

**રણજીતસિંહ**—હું આ રાજકુમારને આપણી રત્નપ્રભા આપવા ધારૂં છું, અને તેની સાથે કન્યાદાનમાં મા'રૂં વિશાળ રાજ્ય પણ તેને સ્વાધીન કરવા ધારૂં છું.

**પ્રધાનજી**—મહારાજનો વિચાર ઉત્તમ છે, પણ મને શંકા રહે છે કે તે ના'નો બાળક રાજ્ય ચલાવી શકશે.

રણજીતસિંહ—શાણા સચિવ ? સિંહનાં બાળ તે સિંહજ હોય, મયુરનાં ઇંડાંને ચીતરવાં પડેજ નહી મારા ધારવા પ્રમાણે તે ઘણીજ સરસ રીતે રાજ્ય કરી શકશે. ને વળી તમે પાસે હો એટલે તેને કોઇ પ્રકારની અગવડતા લાગશે નહી. તમે તેને સારી સલાહ આપશો, એવી મારી સંપુર્ણ ખાતરી છે. પ્રીય મર્ત્રશ્વર ! હવે હુ આ સંસારની ઉપાધીથી કંટાળયો છું, તો હવે તેને રાજ્ય સોંપી, આ સંસારનો ત્યાગ કરી ફક્ત સત્ય ઇશ્વર છે, એવું ધારી જંગલમાં જઇ એકાંત સ્થળે જીવન નિર્ગમન કરીશ.

પ્રધાન--રાજન્ ! આપ એ શુ બોલ્યા ? જ્યાં આપ ગમન કરશો ત્યાં, આ, આપનો પ્રધાન પણ સાથેજ આવશે. મા'રે પણ હવે આ સસારની વાંચ્છના નથી, હું પણ હવે આપની સાથે પ્રભુનુ ભજન કરી એકાંત જીંદગી ગાળવા ઇચ્છુ છું.

રણજીતસિંહ—મા'રા સુજ્ઞ મંત્રી ? હાલ હું તમને સાથે લઇ જવા યોગ્ય ધારતો નથી, તમે અત્રે રાજ્યમાં રહી, રાજ્ય સંબંધી જ્ઞાન ના'ના 'રણમલ' ને આપજો, જ્યારે સમય આવશે ત્યારે હું તમને મારી પાસે બોલાવીશ; માટે હાલ મા'રૂં વચન માન્ય કરી તમે અત્રે રહો.

મહારાજાનાં વચનો સાંભળી પ્રધાનથી વિશેષ ન બોલાયું. તે ચુપ રહ્યો. તે પછી મહારાજાએ રાજ્યમાતાને તેડાવી સઘળી હકીકતથી વાકેફ ગાર કર્યા, 'રત્નપ્રભાના લગ્નની વાત સાંભળી મહારાણી ઘણાં ખુશી થયાં, પણ તેની સાથે મહારાજાના જંગલવાસની હકીકત સાંભળી ઉદાશ થયાં, તેથી મહારાજાએ તેમના હૃદયનું સં-

માધાન કરી તેમને શાંત કર્યાં. તેટલામાં 'રણુમલ' સુંદર વસ્ત્રાભુ-
ષણુ સજી ત્યાં આવ્યો, ને મહારાજા તથા મહારાણી ને નમન કરી
મહારાજાની પાસે બેઠા. સઘળે શાંતી છવાઇ ગઇ, પણ આખરે તે
શાંતીનો ભંગ કરી, મહારાજા રણુમલને કહેવા લાગ્યા; પ્રીય 'રણુ
મલ'! હું તને મા'રા પુત્ર કરતાં પણ અધીક સ્નેહથી ચ્હાઉં છું, તો
મને આશા છે કે તું મા'રૂં વચન માન્ય રાખીશ?

રણુમલ—બાપુ! એ શું બોલ્યા, જે હોય તે કહો; હું મા'રા પ્રા-
ણુ ગયે પણ આપની આજ્ઞાનું ઉલ્લંઘન નહી કરૂં.

રણુજીતસંહ—ધન્ય છે! ત્યારે જો સાંભળ; મા'રી પરમ પ્રીય
પુત્રી રત્નપ્રભાને હું તને સોંપ્રં છું, ને તેના કન્યાદાનમાં
આ વિસ્તાર પામેલું રાજ્ય પણ હું તને આપું છું. તેનું
તથા મા'રી પુત્રીનું સારી રીતે પાલન કરજે, તું ના'નો
છે પણ તા'રી બુદ્ધી ના'ની નથી, એવી મ્હેં ખાતરી કરી
છે. બોલ "રણુમલ"? હવે તું શો જવાબ આપે છે.

"રણુમલ" તો મહારાજાનાં વાક્ય સાંભળી એકદમ સ્તબ્ધ
બની ગયો, ને શો જવાબ આપવો તે તેને સુઝયુ નહી, આવુ જોઇ
મહારાજા ફરીથી તેને કહેવા લાગ્યા, મા'રા "રણુમલ"! પ્રજાને
પુત્ર તુલ્ય પાળજે, રૈયતને જેમ કર ઓછા ભરવા પડે તેમ કરજે,
પ્રજા જનોનાં કલ્યાણુમાંજ રાજાનું કલ્યાણ સમાએલું છે, તેમને
સુખે સુખી, ને તેઓને દુઃખે દુઃખી રહેવું જોઇએ. દુશ્મન રાજા-
ઓથી તેમનું રક્ષણુ કરજે, ગો, બ્રાહ્મણુની સંભાળ લેવાનું ચુકતો ના.
"રણુમલ"! આ તને મારી ખાસ શિખામણુ છે, હવે હું આ સં-
સારી ઉપાધીમાંથી મુક્ત થવા ઇચ્છું છું. "રણુમલ"! તા'રા પિતાનો

મ્હેં ઘણોજ અપરાધ કર્યો છે, તેને માટે હું ઇશ્વરની ક્ષમા યાચું છું, "પ્રીય રણમલ" બીજું મા'રે તને એટલુંજ કહેવાનું છે કે, તા'રા દુશ્મનનો નાશ કરવાનું ભુલતો નહી. પુત્ર રણમલ? કહે, હરે મ્હેં તને જે જે કરવાનું કહ્યું, તે, તે પ્રમાણે વર્તીશ કે નહી?

**રણમલ**—(ગળગળે અવાજે) બાપુ? હું આપનાં વચનો મારે માથે ચઢાવું છું, પણ આપ અમને છોડીને ચાલ્યા જાઓ તે આપને યોગ્ય નથી.

**રણજીતસિંહ**—પુત્ર "રણમલ"! ગભરાઇશ નહી, મારો પ્રીય પ્રધાન તા'રી પાસે રહેશે, એટલે તા'રે બીલકુલ અમુંઝાવાનું નથી. વળી સર્વના પિતાનો પિતા પ્રભુ સર્વ માણસોની પાસે જ હોય છે, તો પછી તું શા માટે ગભરાય છે. તેટલામાં ત્યાં આગળ "રત્નપ્રભા" પણ આવી પહોંચી, ને પિતાને નમન કરી "રણમલ" તરફ એક તિક્ષણ કટાક્ષ ફેંકી માતાની પાસે જઇ બેઠી; ને આડી નજરે "રણમલ" તરફ જોવા લાગી. રત્નપ્રભાને જોઇ મહારાણી તેને કહેવા લાગ્યાં. પુત્રી! તને આ રાજકુમારને અમે સોંપી છે, તેમની તુ મન, વચન, ને કર્મથી સેવા કરજે શિયળ નું રક્ષણ કરજે. દુઃખ સમયે ગભરાઇશ નહી, પતીને પ્રભુ સમાન ગણીને પુજજે, તો ઇશ્વર તા'રૂં કલ્યાણ કરશે. એમ પુત્રીને મહારાણી ઉપદેશ આપવા લાગ્યાં, મહારાજાએ તરત રાજ્ય ગોર ને બોલાવી મંગાવ્યા, પછી, રાજ્ય ગોરે સર્વની સમક્ષ કાંઇ પણ ધામધુમ શિવાય. કુંવરી રત્નપ્રભાને કુમાર રણમલનું લગન યથા વિધી કર્યું. બંને દંપતીને મહારાજા એ તથા મહારાણીએ આશીર્વાદ આપ્યા કે પ્રભુ

તમારૂં મંગળ કરો, હજી તો આશીર્વાદ પુરો થયો નથી; તેટલામાંજ ત્યાં આગળની પૃથ્વી કંપવા માંડી; ને તેની સાથેજ એક મોટો ભયંકર અવાજ થયો, સઘળા તે અ- વાજની તરફ જોવા લાગ્યા, તો તેમની નજરે ત્યાં આગળ એક યોગીંદ્રને શાંત મુખમુદ્રા રાખીને ઉભેલા જોયા,

'રણુમલ' યોગીંદ્રને જોતાંજ તેમની તરફ દોડયો, ને તેમની પાસ જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ચરણુમાં પડયો.

વત્સ, સુખી રહે ! એમ કહી યોગીરાજે 'રણુમલ'ને પોતાના હાથથી ઉભો કર્યો. મહારાજા 'રણુજીતસિંહ' તેમજ ત્યાં બેઠેલાં અન્ય જનો, આવો કોઇ દિવસ નહી જોયેલો બનાવ જોઇ આશ્ચર્ય પામી તેમને સાક્ષાત ભગવાન જાણી પ્રણામ કરવા લાગ્યાં, યોગીંદ્રે તેઓને કલ્યાણકારી વચનો કહ્યાં. ને પછી 'રણુજીતસિંહ' તરફ જોઇને કહેવા લાગ્યા રાજન્ ત્હેં જે કાર્ય કર્યું તે યોગ્ય કર્યું છે, ને હવે તું તા'રાં આ સંસારનાં કાર્યોથી નિવૃત થયો છે, તા'રે હવે આ સંસારની ઉપા- ધીનો ત્યાગ કરવો જોઇયે, માટે, હવે હું તને મા'રી સાથે તેડી જવા ઇચ્છું છું, ચાલ જલદી તૈયાર થા, ને આ ભગવી કફની ધારણ કરી લે, એમ કહી યોગીંદ્રે 'રણુજીતસિંહ'ની તરફ એક ભગવી કફની ફેંકી. કફનીને જોઇ મહારાજા તરતજ ઉભા થયા, ને કફની ધારણ કરતા કરતા મોટેથી બોલવા લાગ્યા, ધન્ય પ્રભુ ધન્ય આપનો જય થાઓ, બસ હવે મને પ્રભુનો પ્રસાદ મળ્યો.

( કફનીને ) વ્હાલી પ્રીય કફની ? પ્રભુના 'સત્યપ્રસાદ' રૂપ કફની, હવે તુંજ મા'રી સાથી છે, જય, જય, શ્રી 'કૃષ્ણચંદ્ર' ભગવાન આપનો જય થાઓ. એમ બોલી મહારાજાએ સઘળાંને પ્રણામ કર્યા.

મહારાજાને જવા તૈયાર થયેલા જોઇ, પ્રધાન, 'રણુમલ' 'રત્ન-

પ્રભા ' તથા મહારાણી વગેરે સજળ નયને યોગીંદ્રને ચરણે લાગ્યાં. તેમને અશ્રુ પાડતાં જોઇ મહારાજા રણુજીતસિંહ ' સર્વને શાંતી જનક શબ્દો વડે સમજાવવા લાગ્યા; તેવામાં મહારાણી ' યોગીંદ્ર 'ને પગે પડી કહેવા લાગ્યાં. પ્રભુ ! આ અન્યાય થાય છે, મહારાજાને મા'રી પાસેથી કેમ લઈ જાઓ છો ! સ્ત્રીને જ્યાં પતી હોય ત્યાંજ રહેવું જોઇએ, તો મને મા'રા સ્વામીથી શામાટે વિખુટી પાડો છો, મને તેમની સાથે આવવાની આજ્ઞા આપો.

યોગીંદ્ર—માતુશ્રી, તમારાં વચન અક્ષરે અક્ષર સત્ય છે, પણ હાલ તમારે ' રત્નપ્રભા ' પાસે રહેવુ યોગ્ય છે. ' રત્નપ્રભા ' હજી બાળક છે, તેને સંસારનુ ભાન નથી, માટે તમે અત્રે રહો તે બને જણને યોગ્ય શિક્ષણ આપો, તમારા સ્વામીનું હમેશાં ધ્યાન ધરજો, ને તેમનામાંજ તમારૂં હૃદય દ્રઢ કરજો; એટલે ઈશ્વર તમારૂં કલ્યાણ કરશે. એવી રીતનો મહારાણીને ઉપદેશ કરી, મહારાજાને તેડી 'યોગીદ્ર' ચાલતા થયા.

મહારાજાને ગયેલા જોઇ. મહારાણી ઘણુજ કલ્પાંત કરવા લાગ્યાં, ' રણુમલ ' તથા ' રનપ્રભા ' તેમની પાસે બેસી શાંતી આપવા લાગ્યાં, મહારાજાએ સસારનો ત્યાગ કરી જંગલમાં ગમન કર્યું, એવા સમાચાર જેતજેતામાં આખા નગ્રમા પ્રસરી ગયા; તેથી નગરજનો રડવા લાગ્યાં. તેથી તેમને દીલાસો આપવા પ્રધાનજીને સાથે લઇ ' રણુમલ ' પગે ચાલતો, નગ્રમાં જવા નીકળ્યો. પ્રધાન સાથે ' રણુમલ ' નગ્રમાં ફરી લોકોને ઉપદેશ આપવા લાગ્યો, તેનાં મધુર વચનોથી લોકો શાંત થઇ, પોતાના નવા રાજાને આનંદથી પ્રફુલ્લવદને નમન કરવા લાગ્યાં. આવી રીતે લોકોને શાંતી પમાડી ' રણુમલ ' રાજ્યમહેલમાં પાછો આવ્યો, તે પછી બારે પ્રાણુમાથી

બીજે દિવસે પ્રાતઃકાળે તેને યથાવિધિ રાજ્યાભિષેક કરવામાં આવ્યો. નગરના ધનાઢયોએ તેમજ અન્ય ગરીબ જનોએ પોતાના ગજા પ્રમાણે પોતાના નવા મહારાજાને ભેટો મુકી, તેમની મુકેલી ભેટોનાથી બમણી કીંમતના શીરપાવ પ્રધાન તેઓને આપવા લાગ્યો, તે પછી સાંજના મોટા સમારંભથી મહારાજા 'રણમલસિંહ' મહારાણી 'રત્નપ્રભા' સહવર્તમાન હાથી ઉપર સ્વારી કરી નગ્રમા ફરવા નીકળ્યાં. નગરજનો હર્ષના પોકારોથી મહારાજાને વધાવવા લાગ્યાં. એવી રીતે સ્વારી આખા નગ્રમાં ફરી પાછી રાજ્ય મહેલ આગળ આવી પહોંચી. બંને જણાંએ હાથી ઉપરથી ઉતરી પ્રથમ મહારાણી ને, ને પછી વૃદ્ધ પ્રધાનને નમન કર્યું, બંને જણે તે દંપતીને આશીર્વચનો કહ્યાં, આવી રીતે દુઃખી રાજકુમાર 'રણમલ' ના ભાગ્યનો સુખી ભાનુ પ્રગટ થયો. રાજકુંવરી 'રત્નપ્રભા તો ઘણીજ આનંદ પામી ને હવે કયારે રાત્રી પડે ને સ્વામીથી મેળાપ થાય, એવી ઉત્કંઠાથી આતુર હૃદયે રાત્રીની રાહ જોવા લાગી. સાયંકાળે "રણમલે" પોતાને કેવી રીતે રાજ્ય પ્રાપ્ત થયું, તથા મહારાજા "રણજીતસિંહ" વનમાં સિધાવ્યા, વગેરે સવીસ્તર હકીકતનો એક પત્ર લખી, એક વિશ્વાસુ સરદારને આપી પોતાના ભાઇ "ચંદ્રસિંહ" પાસે જઇ તે પત્ર આપવાની આજ્ઞા કરી. તે સરદારના પત્ર લઇને ગયા પછી, "રણમલ" રાજ્યમાતા પાસે ગયો, ને પુત્ર જેમ માતાની પાસે બેસી વાર્તા કરે, તેમ "રણમલ" રાજ્ય માતાને પોતાની સઘળી દુઃખ દાયક વાર્તા સંભળાવા લાગ્યો. વાર્તામાંને વાર્તામાં રાત્રી પડી, ને રણમલની વાર્તા પુરી થઇ, તેથી "રણમલ" રાજ્યમાતાની આજ્ઞા લઇ ત્યાંથી જવા ઉભો થયો; ને પોતાની રાહ જોતી પ્રીય સહચારીણી રત્નપ્રભા ને મળવા પોતાના શયન ભુવન તરફ ગયો.



# પ્રકરણ ૨૬ મું.

## કુમુદકુમારીનું હરણ.

### દોહરો.

પાપી પ્રપંચી આવીયો, રાજ્ય મહેલની માંહ્ય;
હરણ કરવા કારણે, કુમુદાનું તો ત્યાંહ્ય.
ઉપાડી ઝટ ચાલીયો, પલંગ સાથે તેહ;
દુષ્ટ ઘણો ખુશી થયો, ભાગ્યો મન સંદેહ.

---



દુષ્ટ માણુસો ગમે તેવું ભયંકર કાર્ય કરવાને ડરતા નથી, તેમ ઇશ્વરથી પણ ડરતા નથી: તે તો પોતાનું દુષ્ટ કર્મ સાધવામાં અંધ બનેલા હોય છે. તેમનું કાર્ય જો નિર્વિઘ્ને પુરૂં નથી થતું, તો તેઓ ઘણાજ ક્રોધાયમાન થઇ જાય છે ને ધારેલુ કાર્ય કરવાને માટે ગમે તેટલું જોખમ હોય, તો પણ તે પુરૂં કરવાને ચુકતા નથી. તેમ "ઝેરીમલ" પણ પોતાના કાર્યમાં બે વખત નીષ્ફળ જવાથી, ઘણોજ ઉસ્કેરાઇ

ગયો હતો. પાપી "ઝેરીમલ" ફરીથી પાછો "કુમુદકુમારી" ને લેવા વિજય નગર જવાનો વિચાર કરવા લાગ્યો. અરે ! શું "કુમુદ" મને નહી મળે ? હા ! "કુમુદા" હું તા'રા વિના દુઃખી છુ; તા'રા શિવાય ને કાંઈ ચેન પડતું નથી; કુમુદા તું એક સુંદર સ્ત્રીનો નમુનો છે. તુ અપ્સરા હોઇશ કે દેવાંગના તે હું સમજી શકતો નથી. "કુમુદા" ત્હેં મને નીરાશ કર્યો છે, હાય ! આશાના ડુંગર ઉપર ચઢેલાને ત્હેં ધક્કો મારી નીચે ફેકી દીધો છે; હાય ! હવે હુ તને કેવી રીતે ઉપાડી જાઉં. ઓ ! મદમાં અંધ બનેલી મદાંધ બાળા ! હું તને સુખે નહી રહેવા દઉં, ત્હેં મા'રો તિરસ્કાર કર્યો છે, પણ યાદ રાખજે કે હુ તને છોડનાર નથી. કુમુદા, ? કદાપી તારૂ રક્ષણ કર્ત્તા હજારો પહેરેગીરો હશે, પણ તેઓની દરકાર કર્યા વિના હું તને ઉપાડી જઇશ. અભીમાની બાળા ! તું "ચંદ્ર" ને પરણી એટલે ઘણીજ મદોન્મત બનેલી છે; પણ આ ? "ઝેરીમલ તા'રો તે મદ ઉતારશે ત્યારેજ તે શાંત થશે. એમ બોલતો "ઝેરીમલ" ઉગ્ર દેખાવા લાગ્યો, અરે ? હાય ? જ્યારે હું આશા ભર્યો, તને લેવા બગીચામાં ગયો, ને તે રસીલીને આવતી જોઇ; મા'રૂં હૃદય આનંદથી ઉછળવા લાગ્યુ, ને હવે તે, જલદીથી મા'રા હાથમાં આવશે; એમ ધારી હું આનંદમાં હતો, ત્યારે તેટલામાં વિઘ્ન આવી નડયુ; શત્રુ કેદમાંથી છુટી ત્યાં આવી ચઢયો, ને મા'રા રંગમાં ભંગ પાડયો (વિચાર કરી) બસ ! હવે ગમે તેમ થાઓ, પણ તે સુંદરીને હાથમાં તો લેવીજ જોઇયે, એવા વિચાર તે પાપી કરતો હતો, તેવામાં કેદખાનાનો પહેરેગીર શ્વાસ ભર્યો ત્યાં દોડતો આવ્યો; ને 'ઝેરીમલના ચરણમાં માથું મુકી કહેવા લાગ્યો.

સરદાર સાહેબ સેવકને ક્ષમા કરો, કેદખાનામાંથી કદી અજાયબ રીતે નાશી છુટયો છે !

**ઝેરીમલ**—(ગભરાટથી) હેં ? ગજબ ! શું ! મા'રો શિકાર છટકી ગયો ! ઓ ! અભાગીયા તે ત્હારીજ ગફલતનું પરીણામ હોવું જોઇએ ! તા'રે તે'ને બદલે શિક્ષા ખમની પડશે. એમ કહી, તે નિર્દોશ ગરીબ સિપાઇના ગળાપર, તે દુષ્ટે તલવાર ઝાપટી. થોડીવારમાંજ તે બીચારો નિર્દોશ સિપાઇ કારતારની હજુરમાં ફરીયાદ કરવા ચાલ્યો ગયો. પછી બીજા સિપાઇને બોલાવી તે મરણ પામેલા સિપાઇનું મુડદું ત્યાંથી દુર કરાવી તે પાપી ક્રોધના બડબડવા લાગ્યો. અરે! આ કેશરીસિંહના પુત્રો મા'રા હાથમાંથી અજબ રાતે છટકી જવા પામે છેતેનું શુ કારણ હશે ! હા ! 'રણમલ' ને કેદમાં સપડાએલો જોઇ, હું આનંદ પામતો હતો, પણ તે મા'રો આનદ મા'રા મનમાંજ સમાયો; ને તે છોકરો સહી સલામત છટકી જવા પામ્યો. હાય ? તેથી હવ મા'રા એકને બદલે બે દુશ્મનો ઉભા થયા. એમ બોલતો તે પાપી ઘણોજ અફસોસ કરવા લાગ્યો, એમ કરતાં ચાર દિવસ પુરા થયા, ને તેવામાં વળી પાછો એક સિપાઇ ત્યાં પ્રવેશ કરીને કહેવા લાગ્યો. સરદાર સાહેબ હું ઘણાજ ખરાબ સમાચાર લાવ્યો છું.

**ઝેરીમલ**—હેં ! શું છે ? કામસિંહ જલદી કહે ?

**કામસિંહ**—અમર કંટકના મહારાજા 'રણજીતસિંહે' આ સંસારનો ત્યાગ કર્યો.

**ઝેરીમલ**—અરે ! શુ તે મરણ પામ્યો ! જોતે મરી ગયો હોય તો ઘણુંજ સારૂં, કારણ કે તે પણ મા'રો દુશ્મન હતો, મા'રા

પિતાનું રાજ્ય લઈ લેનાર તેજ હતો, મારૂં થયું કે તે મરણ પામ્યો, ને તેના પછી ત્યાં પણ મા'રો દાવ ફાવશે, તેમાં પણ એમ [illegible] છે! કામસિંહ! આવા સારા સમાચાર તેને ખરાબ સમાચાર શા માટે કહે છ!

કામસિંહ—સરદાર સાહેબ! તે મહારાજા મરી નથી ગયો, પણ તે રાજ્ય તજી ઈશ્વર ભજન કરવા જંગલમાં ગયો છે, ને પોતાની પુત્રી તથા રાજ્ય તેણે "રણમલ"ને આપ્યું છે.

**ઝેરીમલ**--(કપાળે હાથે અફાળી) અફસોસ? મારી ધારણા ધુળ મળી, મ્હારૂ મ્હોત હવે નજીક આવ્યું. એમ બોલી, તેને તમ્મર આવવાથી નીચે પડી ગયો; કામસિંહ તે'ને સાવધ કરવા લાગ્યો કામસિંહની સરભરાથી 'ઝેરીમલ' સાવધ થયો, ને 'ચંદ્ર રણમલને તથા રણજીતસિંહને કુવચનો કહેવા લાગ્યો, પછી કામસિંહનો હાથ ઝાલી કહેવા લાગ્યો. મા'રા બહાદુર સરદાર, ચાલ? ભલે આ જીંદગીનો અંત આવે, પણ ગમે તેમ કરી "કુમુદકુમારી"ને ઉપાડી લાવીએ! "કામસિંહ" હવે આપણે ઘણુંજ સાવધ, રે'વાનું છે, કારણ કે "રણમલ" મ્હોટો મહારાજા થયો, ને તે ઘણો ચતુર છે, તેથી તે આપણને ગમે ત્યાંથી પકડશે, ને આપણને રીબાવી રીબાવીને મારી નાખશે. માટે હવે આપણે આપણાં દરેક માણસો પાસે જુદે જુદે મુકામ કરી રહેવું. હમેશાં એક જગાએ રે'વું નહીં મા'રા બહાદુર સરદાર, ચાલો! આપણે અત્યારે વિજયનગર જઈયે એમ બોલી ઝેરીમલ કામસિંહનો હાથ ઝલી ખેંચવા લાગ્યો તેથી કામસિંહ તેને શાંતી આપતો કહેવા લાગ્યો, સરદાર સાહેબ શાંત

થાઓ; જે કામ આપ બળે કરવા ધારો છો, તે કામ કળે કરવાનું છે, હું એમ વિધા જાણું છું. મારી વિધા રાત્રીને સમયે ચાલે છે તેથી અંધારે આપણે સાધુના વેશથી વિજય નગરમાં પ્રવેશ કરીએ, કારણ કે આપણે દુસ્મનના હાથમાં ક્યારે સપડાઈશું તે કહી શકાતું નથી, ને તેથીજ આપણે ઘણી સાવચેતી રાખવાની જરૂર છે, માટે ચાલો આપણે ભગવી કફનીયો ધારણ કરીયે એમ કહી "ડામસિંહ થોડાવારમાં બે ભગવી કફનીયો લઇ આવ્યો, ને તેને તે બંને જણે ધારણ કરી. શરીરપર ભસ્મ લગાવી, કંઠમાં રૂદ્રાક્ષ ધારણ કરી, બંને લુચ્ચાઓ ખરેખરા સાધુરામ બની ગયા, ને વિજય નગર ને રસ્તે પ્રયાણ કરવા લાગ્યા. બરોબર સાયંકાળે તે બન્ને જણા ગુપચુપ વિજય નગરમાં દાખલ થયા, ને એક ગુપ્ત સ્થળે મધ્ય રાત્રીની રાહ જોતા છુપાઇ બેઠા

સાયંકાળનો સમય હતો, દેવ મંદિરોમાં ઘંટાના નાદ થતા હતા, ખેડુત લોકો આખા દિવસના પરીશ્રમથી થાકી ઘર તરફ આવતા હતા. તેવે સમયે "રણમલ" ની ખબર લઇ નીકળેલો ગુમાનસિંહ તથા 'રણમલે" પત્ર આપી મોકલેલો સરદાર બને એકજ દિવશે ને એકજ વખતે, સાથે વિજય નગરમાં આવી પહોંચ્યા રણમલે મોકલેલો સરદાર સાંઢણી ઉપર આવ્યો હતો, ને ગુમાનસિંહ પગે ચાલતો આવ્યો હતો. બને એક બીજાંને ઓળખતા નહોતા; તેથી આગળ સરદારને પાછળ ગુમાનસિંહ એમ બને જણા રાજ્ય મહેલ તરફ ચાલવા લાગ્યા. આ વખતે " કુસુ—ચંદ્ર ' ભોજન કરી દિવાન ખાનામાં બેશી આનંદ કરતા હતાં તે વખતે સરદારને ગુમાનસિંહ રાજ્ય મહેલના દ્વાર પાસ આવી ઉભા રહ્યા; ને સિપાઇને

વરથી આવી, કે મહારાજાને કહોકે બહાર બે પરદેશી આવ્યા છે, તે અંદર આવવાની આજ્ઞા માંગે છે. બહુ સારૂં કહી, તે પ્રતીહાર ખબર કહેવા અંદર ચાલ્યો ગયો; ને મહારાજાને નમન કરી પરદેશી આવ્યાના સમાચાર કહ્યા. ચંદ્રસિંહે તેમને અંદર પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતા પ્રતીહારે તે બંને જણને અંદર પ્રવેશ કરાવ્યો, તે બંને જણ 'ચંદ્રસિંહ'ને નીચા નમી પ્રણામ કરી એક બાજુ ઉભા રહ્યા તરતજ 'ચંદ્રસિંહ' ગુમાનસીંહને ઓળખી બોલી ઉઠયો, પ્રીય? ગુમાનસિંહ! આપણી ટુંક મુલાકાતમાં હું તમને ભુલી ગયો નથી, હું તમને ઓળખુ છુ, તે વખતે તમે મને અમુલ્ય સહાય કરી તમારો અશ્વ મને આપ્યા હતો. હવે કહો કે તમારૂં આગમન કેમ થયુ છે, તથા મારા બંધુના શા સમાચાર છે? મ્હેં આજે તેને છોડાવવા જવાને મારા સઘળા સૈન્યને તૈયાર કર્યું છે.

**ગુમાનસિંહ**—મહારાજાનો જય થાઓ. 'રણમલ' ભાઇ નિર્વિઘ્ને મુકત થઇ ગયા છે, ને તેમણેજ મ્હને તેમના વર્તમાન કહેવાને અત્રે મોકલ્યો છે.

**ચંદ્રસિંહ**—(આશ્ચર્ય યુકત) શું! મારો બંધુ કેદમાંથી મુકત થઈ ગયો? ઓ! વિશ્વેશ્વર! હું તમારો કેટલો ઉપકાર માનું! આવું સાંભળી પેલો પાસે ઉભેલો સરદાર આશ્ચર્ય પામી ગુમાનસિંહને પુછવા લાગ્યો, આપ કયા 'રણમલ' ની વાત કરો છો? તેનો પ્રશ્ન સાંભળી ગુમાનસિંહે રણમલની સઘળી હકીકત કહી સંભળાવી, તથા તેને યોગીંદ્રે શી રીતે છોડાવ્યો વગેરે સવીસ્તર વાર્તા કહી સંભળાવી. પોતાના મહારાજાની વાત સાંભળતાંજ તે સરદાર આનંદ પામી 'ચં-

દ્રસિંહ ' ને કહેવા લાગ્યો, મહારાજ, હું પણ આપને આ-
નંદના સમાચાર કહેવા આવ્યો છું.

ચંદ્રસિંહ—એમ ? બોલો ? બોલો ?

સરદાર—'રણમલસિંહ' ને કન્યા સાથે રાજ્ય પ્રાપ્ત થયું છે.

ચંદ્રસિંહ—(આનંદથી) શું તમે સત્ય વદો છો ? ને શું હું ખરૂં
સાંભળું છું ? કે સ્વપ્ન જોઉં છું ? (સ્વગત) ના, ના,
સ્વપ્નતો નહી. (પ્રગટ) ભાઇ ? તેને કયું રાજ્ય તથા કયાંની
કન્યા મળી ?

સરદાર—મહાન્ ચક્રવર્તી ભુપતી અમરકંટકના મહારાજા 'રણજીતસિંહે'
પોતાનાં પુત્રી 'રત્નપ્રભા' 'રણમલસિંહ'ને પરણાવ્યાં છે,
ને તેમના કન્યાદાનમાં પોતાનું સઘળું રાજ્યપાટ સોંપી પોતે
બાકીનું આયુષ્ય ઇશ્વરભક્તિમાં નિર્ગમન કરવા જંગલમાં
ચાલ્યા ગયા છે; ને 'રણમલસિંહે' આપને પ્રણામ કહ્યા છે,
ને આપને આ પત્ર આપ્યો છે. એમ કહી તેણે 'ચંદ્રસિં-
હનાં ' હાથમાં પત્ર મુકયો.

ચંદ્રસિંહ—ધન્ય વિભુ ધન્ય, તમારી અકળ કળા ન્યારીજ છે. સ-
રદાર તથા ગુમાનસિંહ ! આ આનંદના સમયે, મારા લઘુ-
ભાઇના ભાગ્યોદયની નિશાની તરીકે આ મણીમાળા હું
સરદારને અર્પું છું. તથા આ હીરાના હાર હું તમને અ-
ર્પણ કરૂં છું, કહી તેણે પોતાના ગળામાથી બે હાર ઉતા-
રીને ગુમાનસિંહ તથા સરદારને આપ્યા, ને પછી ભાઇનો પત્ર
વાંચવા લાગ્યો. પત્રમાં પોતે કેદમાંથી શી રીતે મુક્ત થયો
તથા રાજ્ય, તથા કન્યા શી રીતે મળ્યાં વગેરે સમાચાર

લખેલા હતા: ને વિશેષમાં કુમુદા ભાભીને મારા પ્રણામ કહેશો, તથા થોડા રોજમાં હુ આપનાં દર્શન કરવા આવીશ; વગરે લખેલું હતું. 'ચંદ્રસિંહે' પોતાનો ભાઇ ચક્રવર્તિ ભુપતી થયો ધારી, તેના હર્ષનો પાર રહ્યો નહિ. તે પોતાના ભાઇના પત્રને હૃદય સાથે ચાંપવા લાગ્યો, પછી એક સીપાઇને બંને આવેલા માણુસોની સરભરા કરવાનું કહી, પોતે નીશ્ચિત મને આનંદ સાગરમાં ગોથાં ખાવા લાગ્યો એટલામાં જે ' કુમુદા ' એ પરદેશી આવ્યાનુ સાંભળાંને જોડેના દિવાનખાનામાં ગઇ હતી. તે લોકોને સિપાઈની સાથે ગયા પછી, તે ' ચંદ્રસિંહની ' પાસે દિવાનખાનામાં આવી, ને ચંદ્રને વિચારમાં પડેલો જોઇ તેને કહેવા લાગી. મારા વ્હાલા ! આપ વિચાર શું કરો છો ? મ્હેં સઘળી વાત સાંભળી છે. રણમલ ભાઇ કેદમાંથી છુટયા ને રાજા થયા તેની ખુશાલીમાં આનંદ કરવો જોઇએ, તેને બદલે આપ આમ કેમ વિચારમાં પડયા છો. 'કુમુદાનાં વચન સાંભળી 'ચંદ્રસિંહ' વિચારમાંથી જાગ્રત થયો, વ્હાલી ! હુ આનંદમાંજ છું. હુ ઇશ્વરની લીલાના વિચાર કરતો હતો. દેવી ! આજે હું આનંદ સાગરમાં ઝિછળું છું. પ્રીયા ! આજે મા'રું હૃદય આનંદથી ભરેલું છે.

કુમુદકુમારી—નાથ ! 'રણમલ' ભાઇને પણ યોગ્ય કન્યા મળી છે. રત્નપ્રભાને હું ઓળખું છું તે ઘણીજ ચતુર, ને રૂપવાન છે. જેવા 'રણમલભાઇ' હોંશીયાર છે પણ તેમનાથી, ચઢે તેમ 'રત્નપ્રભા' બુદ્ધિશાળી છે.

ચંદ્રસિંહ—મા'રી દેવી ? આજે આનંદનો સાગર રેલ્યો છે, ચાલો

આપણે અગાશીમાં ચંદ્રના શીતળ પ્રકાશમાં બેસીએ. કહી "ચંદ્ર" તથા "કુમુદ" રાજ્ય મહેલની ખુલ્લી અગાશીમાં બેસી વિનોદ કરવા લાગ્યાં.

કુમુદકુમારી—પ્રાય ! કેવો સુંદર દેખાવ ! જેમ ચંદ્રમા તેના તેજસ્વી શીતળ કીરણોથી માણસને લલચાવે છે, તેમ હું પણ મા'રા પ્રીય "ચંદ્રના" મુખમાંથી નીકળતાં મધુરાં વચનોથી ઘેલી થઈ ગઈછું. પ્રાણેશ્વર ? તમારામાં કાંઈ જાદુતો નથી ભરેલુંને ?

ચંદ્રસિંહ—મા'રામાં જાદુ 'ભરેલું' તમને લાગે છે, તો મ'ને પણ જાણે તમારામાં એક જાતના મોહની ન ભરી હોય તેમ લાગેછે. મા'રી ! કુમુદ ! તું એક સ્વર્ગની દેવી છે. મૃગલોચની ! ત્હેં મ'ને સુભાગી કર્યો છે.

કુમુદકુમારી—વાહરે વાહ !. તમે પણ ખુબ કરી હોં ? નાથ ! સ્ત્રી પતી વડેજ શોભે છે. સ્વામીને તજનાર, દુભાવનાર સ્ત્રીને ધીક્કાર છે, જે સ્ત્રી પોતાના સ્વામીમાં મન, વચન, ને કર્મથી પવીત્ર રહે છે; તે સ્ત્રી પરલોકમાં પણ પોતાના સ્વામીની સાથે રહે છે, ને આ લોકમાં પતીવૃતા કહેવાય છે.

ચંદ્રસિંહ—ધન્ય છે ! આર્ય બાળા ! તા'રા જેવીજ સુન્દરીઓની મા'રા ભારત વર્ષમાં ઘણીજ ખોટ છે જ્યારે ત્હારા જેવીજ પવિત્ર સ્ત્રીયો આ આર્ય દેશમાં થશે, ત્યારેજ આ ભારત વર્ષનો ઉત્કર્ષ થશે. દેવી ! મા'રી તને આજ્ઞા છે તેમ આ-શીર્વાદ છે, કે, મનશા વાચાને કર્મણાથી તું પવીત્ર રહેજે. પ્રીયા ! ચાલો હવે રાત્રી ઘણી ગઇ છે, માટે શયન કરીએ.

કુમુદકુમારી—નાથ! આજ મ'ને નીંદ્રા આવતી નથી આજ મ'ને શું ખબર કે જાણે અજંપો થયા કરે છે. મા'રૂં હૃદય આજ

ભયથી કંપે છે. પ્રાણેશ્વર શું કાંઇ અમંગળ બનાવ બનશે કે શું? તે કાંઇ સમજાતું નથી.

ચંદ્રસિંહ—પ્રાય! શું તને ભય પ્રાપ્ત થયો છે. ગભરાઇશ નહિ, આ ચંદ્રસિંહ ની છાયામાં કોઈ પણ દેવ, દાનવ, કે મનુષ્ય તને ભય પમાડવા સમર્થ નથી, માટે તું સુખે નીંદ્રા લે.

કુમુદકુમારી—મા'રા પ્રભુ! આજે મા'રૂં હૃદય નથી માનતું, આજ રાત્રે કંઇ પણ બનાવ બનશે, તેમ મા'રૂં હૃદય કહે છે, તેમ આજ મને નીંદ્રાપણ આવી શકે તેમ નથી.

ચંદ્રસિંહ—મનોરમા! આ કોચના એક છેડા પર હું બેઠોછું હું તા'રે માટે આખી રાત્રી જાગીશ; ને તા'રૂં રક્ષણ કરતો અહીં બેસીશ. તું મા'રા ખોળામાં તા'રૂં માથું મુકી સુખે નીંદ્રા લે, હું જાગૃત બેઠો છું. એટલે તને કોઇ પ્રકારનો ભય છેજ નહિ.

કુમુદકુમારી—શું? આપ આ દાશીન માટે આખી રાત્રી જાગરણ કરી કષ્ટ સહન કરશો? તે કદી બનવાનુંજ નથી.

ચંદ્રસિંહ—પ્રિયે! તને મા'રા સમ છે, તું સુખે આરામ લે, એમ બોલી 'કુમુદાને પરાણે સુવાડે છે. કુમુદ તેના ખોળામાં માથું મુકી સુઇ જાય છે, ને, થોડી વારમાં નિંદ્રાધીન થઇ જાય છે. કુમુદને ઉંઘી ગયેલી જોઇ "ચંદ્રસિંહ" ધીમેથી તેનું માથું પોતાના ખોળામાંથી નીચે મુકી પોતે એક બાજા કોચપર ખુલ્લી સમશેર રાખી બેસે છે બરાબર મધ્ય રાતનો સમય થયો છે. મોડી રાત જવાથી 'ચંદ્રને" પણ બેઠે બેઠે ઝોકાં આવવા લાગ્યાં. તે સમયેજ "ઝેરીમલે તથા તેના સાથી કામસિંહે, ધીમે પગલે રાજ્ય મહેલમાં પાછલી બાજુએથી પ્રવેશ કર્યો. આ વખતે "ચંદ્રસિંહ" પણ ઝોકાં

ખાતો ખાતો નિંદ્રાથી કોચમાં ઢળી પડયો. આ તકનો લાભ લઇ, તે બંને દુષ્ટોએ કુમુદાનો કોચ ઉઠાવ્યો, ને જે રસ્તેથી આવ્યા હતા તેજ રસ્તે થઇને ઉંઘતી "કુમુદને" કોચ સાથે ઉઠાવી ચાલતા થયા; મહેલમાં બત્તીનો પ્રકાશ ઝગઝગી રહ્યો હતો, આ વખતે " ચંદ્રસિંહ " ભર નિંદ્રામાં સ્વપ્ન આવવાથી તે સ્વપ્નામાં મશગુલ થયો હતો, જાણે પોતે અને "કુમુદ" એક હોડીયામાં બેસી ચંદ્રાવતી નદીમાં ફરે છે, ને નાના પ્રકારનો વાર્તા વિનોદ કરી રહ્યાં છે, તેવામાં એક કાળો પુરૂષ ઉત્પન્ન થયો; ને તેણે તે હોડીયામાંથા 'કુમુદાને " લઇ અદ્ધર ઉઠાવી ચાલતો થયો, આવું જોઇ "ચંદ્રની" નિંદ્રાનો ભંગ થયો; ને ખબરદાર કહી સમશેર લઇ બેઠો થયો, અને આસપાસ જોવા લાગ્યો. તેની નજર કુમુદા જે કોચપર સુતી હતી તે તરફ ગઇ, ને કોચને તથા કુમુદાને ન જોવાથી એકદમ બે બાકળો બની આમ તેમ જોવા લાગ્યો, હાય! શું સ્વપ્ન ખરૂં પડયું ? શું! મા'રી કુમુદનું ખરે ખાત હરણ થયું. હાય ! મા'રી "કુમુદ" તું કયાં ગઇ! કહી તેણે મોટી બુમ પાડી. તેના અવાજથી પહેરેગીરો ભયથી કંપવા લાગ્યા, ને એકદમ ફડોફડ બારણાં ઉઘાડી શયન ભુવનમાં ધસી આવ્યા. તેમને જોતાંજ ચંદ્ર બુમ પાડી ઉઠયો, અરે કોઇ જાઓ, પ્રધાનને બોલાવી લાવો. મા'રી "કુમુદનુ" હરણ થયું છે. જાઓ, જલદી જાઓ, ને સત્વર તપાસ કરો, કે અચાનક આ શું થયું. હાય ! વ્હાલી "કુમુદ"! ત્હારૂં કહેવું સત્ય થયું. હું અભાગી ઉંઘમાં મરી પડયો, ને તા'રૂં રક્ષણ ન થયું. હાય ! હવે

હું તને ક્યાં ખોળું. કહી મુર્છીત થઇ ગયો. થોડીવારમાં પ્રધાનજી પણ આવી પહોંચ્યા, ને તેમણે આ અકસ્માત બનાવ શાથી થવા પામ્યો તેની તપાસ કરવા લાગ્યા. તેમણે ચારે તરફ શોધ માટે માણસો દોડાવી "ચંદ્રને" ગુલાબજળ છાંટવા લાગ્યા. ગુલાબજળની અસરથી "ચંદ્રનુ" ભાન ઠેકાણે આવ્યું. ને એકદમ બેઠો થઇ મોટા અવાજથી કહેવા લાગ્યો અરે! મને શા માટે ગુલાબજળ છાંટી હેરાન કરો છો? આ શીતળ ગુલાબ જળથી શાંતી થવાને બદલે મા'રૂં શરીર બળીને ભસ્મ થઈ જાય છે. હાય! મા'રી "કુમુદ" ક્યાં ગઇ. પ્રીયે! મા'રીજ બે દરકારીથી તા'રે માથે આ આફત આવી પડી. હાય! હવે હું તને ક્યારે જોઇશ. એમ કહી રડવા લાગ્યો.

વૃદ્ધ પ્રધાન 'પ્રતાપસિંહ' તેના શરીરે હાથ ફેરવી કહેવા લાગ્યા. મહારાજ! માણસોને દોડાવ્યા છે, તેઓ હમણાંજ તપાસ કરી પાછાં આવશે. ધૈર્ય ધરો, આમ અકળાઓ નહિ. "કુમુદકુમારી જડશે. હેં! શુ મા'રી કુમદ મળશે? કહી "ચંદ્ર" ઉભો થયો, ને પ્રધાનજીનો હાથ પકડી કહેવા લાગ્યો. પ્રધાનજી ક્યાં છે! મા'રી "કુમુદ"! તમે અત્યારેને અત્યારે જાઓ, ને ગમે ત્યાંથી મારી કુમુદને શોધી લાવો. તેને કોણ લઈ ગયુ છે તે હું જાણુંછુ, તે દુષ્ટ "ઝેરીમલને" હું ઓળખું છું, ને તે પાપી હજી આટલામાંજ હશે; માટે તેને એકદમ પકડી લાવો. મારા પ્રીય પ્રધાન જાઓ, તમે જાતે તપાસ કરી ખોળી લાવો, હાય? મા'રી "કુમુદ સુંદરી"! તું ક્યાં ગઈ; એમ કહી પાછો તે જમીન પર ઢળી પડયો. પ્રતાપસિંહ સીપાઇઓને તેની સંભાળ રાખવાનું કહી થોડા સીપાઇઓને સાથે લઇ "કુમુદકુમારી"ને શોધવા માટે બ્હાર નિકળી પડયા.



# પ્રકરણ ૨૭ મું.

## પ્રેમઘેલો ચંદ્ર.

છે પ્રેમ લગ્ની અજબ તારી, ત્હેં કર્યા કંઇને ભીખારી;
વળી કંઇ રડાવ્યા કોઇ હસાવ્યા, બન્યા વળી કંઇ જટાધારી.
પ્રેમ અજબ તુજ તોર છે, જોગી જતીને ભમાવતો:
લાલચો બહુ બહુ બતાવી, અંતે રાખ ચોળાવતો.



પ્રાતઃકાળ થયો હતો, સવીતા દેવ પોતાનાં સોનેરી કીરણોથી, સઘળી દિશાઓને પ્રકાશીત કરી રહ્યા હતા; તે વખતે રાજ્ય મહેલ તદન શુન્યકાર જેવો ભાસતો હતો, અન્ય નગ્રજનો પણ ચીંત્તા ગ્રસ્ત જણાતાં હતાં, 'ચંદ્રસિંહ' તો એક ગાંડા માણસની માફક બની ગયો હતો, હજી સુધી 'કુમુદકુમારી'નો પત્તો લાગ્યો નહોતો, થોડા વખત પછી શુન્યકાર જણાતા રાજ્ય મહેલમાં પ્રધાન 'પ્રતાપસિંહે' શોકાતુર વદને પ્રવેશ કર્યો. 'પ્રતાપસિંહ'ને જોતાંજ 'ચંદ્રસિંહ' દીવાનાની માફક ઉઠી ઉભો થયો, ને 'પ્રતાપસિંહ' ને પુછવા લાગ્યો.

'મંત્રીશ્વરજી!' મા'રી 'કુમુદ સુંદરી' આવી! કાં? વારૂં કેમ બોલતા નથી! બોલો! જલદી બોલો!

**પ્રતાપસિંહ**—મહારાજ! શોધ કરવામાં કાંઇ કસર રહી નથી, પણ 'રાજકુમારો'નો પત્તો લાગતો નથી.

**ચંદ્રસિંહ**—(આક્રંદ કરતો) ઓ! હાય! ત્યારે શું મા'રી 'કુમુદ' આ! હતભાગ્યને તજી ગઈ! હાય! તેના શિવાય હવે જીવવું વૃથા છે, મા'રા શાણા મંત્રી! તમે આ રાજ્ય સંભાળજો, હું મા'રી 'કુમુદ'ની શોધમાં જાઉં છું. એમ બોલી 'ચંદ્રે' ત્યાંથી ચાલવા માંડયુ, તેને જતો રોકી 'પ્રતાપસિંહ' કહેવા લાગ્યા, મહારાજ! આ શું! સાહસ ન કરો, તમારે શા માટે રાજ્ય તજવું જોઇએ! 'કુમુદ' જડશે! મ્હેં આપના સરદારોને તે પાપીના ગુપ્ત ગૃહ તરફ તપાસ કરવા મોકલ્યા છે, તેઓ તપાસ કરીને હમણાં આવશે; માટે શાંત થાઓ. ને રાજ્ય કાર્યમાં ધ્યાન આપો.

**ચંદ્રસિંહ**—(મોટા અવાજથી) મા'રી 'કુમુદ' વિના આ રાજ્યમાં મા'રે રહેવું હરામ છે, તે'ને માટે જંગલે જંગલ ભમીશ ને તેને શોધી લાવીશ, જો તે અગ્નીમાં હશે, તો હું અગ્નીમાં કુદી પડીશ; જોતે પાતાળમાં હશે, તો હું ત્યાં જઇશ, પણ આખરે મા'રી કુમુદને મેળવીશ; એવામાં કુમુદકુમારીની શોધમાં ગુપ્ત ગૃહ તરફ ગયેલા સરદારો નીરાશવદને પાછા આવ્યા, ને પ્રધાનજીને કહેવા લાગ્યા. આપની આજ્ઞા પ્રમાણે અમે ગુપ્ત ગૃહનો રસ્તો ખોળી અંદર દાખલ થયા, ને મશાલો સળગાવી તેની અંદર ગલીકુંચીએ ફરી વળ્યા,

પણ અમારી નજરે ત્યાં કોઇ પણ માણસ પડયું નહી, અમોએ તેની અંદર મુર્તી આગળ તથા દરેક કોટડીઓમાં તપાસ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહી, તેમના વાત સાંભળી પ્રધાને તેમને જવાની આજ્ઞા આપી, શોધમાં ગયેલા સરદારો ત્યાંથી ચાલ્યા ગયા ગુપ્તગૃહમાં પણ કુમુદનો પત્તો નથી, એવું સાંભળી 'ચંદ્ર' વધારે દિવાનો થવા લાગ્યો. તેણે પ્રધાનને પુછ્યુ !

મંત્રીશ્વર ! મા'રી 'કુમુદ' ગુપ્તગૃહમાં નથી ?

**પ્રતાપસિંહ**—ના ! મહારાજ.

**ચંદ્રસિંહ**—( દિવાના પણામાં ) શું ના ? જુઓ ! જુઓ ! પ્રધાનજી આમ જુઓ. મા'રી 'કુમુદ' મને બોલાવે છે, તો મને શા માટે નાહકનો અહી ખોટી કરો છો ? પ્રધાનજી ! મા'રી 'કુમુદ' વિના આ હૃદય ઉથલપાથલ થઇ જાય છે, હું સઘળે ભયંકર અંધકાર જોઉંછું. ઓ ! મા'રા પ્રતાપસિંહજી ! જુઓ ! જુઓ ! મા'રી કુમુદ આકાશમાં અદ્ધર ઉડે છે. અરે ! મને લાગે છે કે તે હમણાં પડી જશે; વ્હાલી ! ડરીશ નહી, કદાપી તું પડી જઇશ તો હુ તને અદ્ધર ઝીલી લઇશ, એમ બેભાન અવસ્થામાં હાથ પહોળા કરી ઉંચે જોવા લાગ્યો, એમ થોડીવાર જોયા પછી પાછો પ્રધાનને કહેવા લાગ્યો. લ્યો ! રામ ! રામ ! હવે હુ જાઉંછું, કહી જવાબની રાહ જોયા વિના સપાટાબંધ ચાલવા લાગ્યો. રાજકુમારની આવી રથાતી નીહાળી 'પ્રતાપસિંહ' ગભરાઇ ગયા, ને ચંદ્રની પછવાડે દોડી તેને મહા મહેનતે પકડી ઉભો રાખ્યો. ને તેના કાલાવાલા

કરી ભલા મુકેલ થા ત્યાં રોકી તેને બેસાડી પ્રધાનજી ધીરેથી કહેવા લાગ્યા.

મહારાજા! તમને આવું કરવું ઘટતું નથી. લોકો મશ્કરીઓ કરશે, ને દુશ્મનો રાજી થશે; શું એક સ્ત્રીને માટે રાજ્યનો ત્યાગ કરવો ઉચીત છે? કેવું ખોટું? માટે ધૈર્ય ધરો, કુમુદકુમારીને ગમે ત્યાંથી ખોળી લાવીશું, ને કદાપી ન કરે ને નારાયણ તે નહી જડે તો તેનાથી અધીક સુંદર સ્વરૂપવાન રાજ્ય કન્યા લાવી આપીશ! માટે શાંત થાઓ! 'પ્રતાપસિંહ'નું આવું બોલવું સાંભળી 'ચંદ્ર-સિંહ' લગીર ભાનમાં આવ્યો, પણ દુઃખના ઉભરાથી, તથા બીજી કન્યાનું નામ સાંભળી મોટી બુમ પાડી બોલવા લાગ્યો.

'પ્રતાપસિંહ'! તમને આવું બોલવું ઘટતું નથી, આ 'ચંદ્રને' તમે હજી બરોબર નહી ઓળખતા હો! હું એક પત્ની-વ્રત પાળનાર પુરૂષ છું, પ્રધાનજી! શું તમે મને પોતાની પ્રાણ સમાન પત્નીને મુકી બીજી સ્ત્રીઓની તરફ કુદ્રષ્ટિ કરનારા અભાગીઆ મા-ણસોની માફક ગણો છો, નહી નહી, આ ચંદ્ર એક વચન, એક પત્ની, પ્રાણ જતાં પણ તજશે નહી. હું તેવો નિર્ભાગી જન નથી, કે જે પોતાની સુંદર કમળવદની સ્ત્રીને દુ:ખી, રખડતી મુકી પરસ્ત્રી લં-પટ થાય, તેવા પામરો અંતે ઘણુંજ કષ્ટ પામે છે, ને પ્રભુના ગુન્હે ગાર થાય છે. પ્રધાનજી! મારે બીજી કન્યાની ઇચ્છા નથી, અગ્નિને બ્રાહ્મણની સાક્ષીથી પરણેલી પ્રાણ સમાન પત્નીને કેમ તજાય? 'પ્ર-તાપસિંહ'! મારી કુમુદ! મારો પ્રાણ છે, તે મારૂં જીવન છે; તેના વિના આ જીંદગી વૃથા છે. હાય! તેના વિના હું આ પ્રાણ શી રીતે ધારણ કરી શકીશ! ઓ! પ્રીય પ્રધાન! મારી હ્રદયેશ્વરીથી

મ'ને શા માટે વીખુટો પાડો છો ? એમ બોલતાં બોલતાં પાછું તેનુ'
ગગન ખમ્.ા લાગ્યુ, ને એકદમ બરાડ પાડી ઉઠયો.

આવ્યો ! દેવી ! આવ્યો. હમણાંજ હું તને તે પાપીના પ્રાણ
હરી બચાવું છુ. ( વિચાર કરી ) પ્રીય 'કુમુદ ' તું જોતો ખરી
આ મા'રા વૃદ્ધ અનુભવી પ્રધાન પ્રેમ શાસ્ત્ર તો જાણતાજ નથી, ને
તેથીજ તે મને, તને ભુલી જવાનો ઉપદેશ આપે છે ( હસે છે )
પણ, તેના ઉપદેશથી મા'રૂ' હૃદય શાંત થવાને બદલે, તા'રી પાસે
તને શોધવા આવવાને વધારે ઉત્સુક થયુ છે. ( પ્રધાનને કહેવા
લાગ્યો ) મા'રા ડાહ્યા મંત્રી ! તમે પ્રેમને ઓળખો છો ! મને લાગે
છે કે, તમે પ્રેમ એ શુ વસ્તુ છે, તે ઓળખતાજ નહી હો ! તો
સાભળો. હું તમને પ્રેમ કેવો છે, તે સંભળાવું, એમ કહી હાથના
ચાળા કરતો, એક હાથે પ્રધાનનો હાથ ઝાલી કહેવા લાગ્યો.

સંસાર છે આ પ્રેમનો, જાણે છે પ્રેમીજન,
પ્રેમાં પ્રેમને નવ તજે, ભલે જાય આ તંન;
દ્રષ્ટાન્ત જુઓ 'શીરીન' ફરહાદનુ', કેવો હતો તે પ્રેમ ?
મરણ શરણ સાથે થયા, એવો હતો તે પ્રેમ.
નથી સાચો પ્રેમ આ વિશ્વમાં, સ્વાર્થી છે સૌ કોઇ;
પ્રેમી પુરૂષ ગયા સંસારથી, મ્હેં દુનીયાંસઘળી જોઇ.
કોઇ દ્રવ્ય સારૂં પ્રેમ રાખે, કોઇ નારીને મોહી;
જાત જાતનો પ્રેમ રાખે, એવા છે સૌ કોઇ.

સમજ્યા ? મા'રા પ્રીય પ્રધાનજી ! માટે હવે મને રજા'આપો;
કુમુદ મા'રાથી દુર જતી જાય છે.
મા'રા રાજા ! ત્યારે શું આખરે તમે જશોજ ? કહી .વૃદ્ધ પ્રધાન

રૂદન કરવા લાગ્યા. પ્રધાનની આંખમાંથી અશ્રુઓ વહેતાં જોઇ, પ્રેમમાં ગરક બનેલો 'ચંદ્રસિંહ' પ્રધાનજીનાં આંસુ પોતાના રૂમાલથી લુછતાં કહેવા લાગ્યો. શા માટે અશ્રુઓ પાડો છો ? પ્રતાપસિંહ '! જેમ આ દેહ પીંજરમાંથી પ્રાણવાયુ નીકળી જાય ને પછી આ દેહ નકામો થઇ જાય, તેમ મા'રો દેહ નકામા રૂપજ છે, કારણ કે 'કુમુદ' તે મા'રો પ્રાણ છે, પ્રાણ ગયા પછી આ દેહ શા કામનો ? માટે મને જવા દયો ! હું જઇશ ? જરૂર જઇશ ? ને મા'રી કુમુદને ખોળીશ, મારા પ્રીય સચીવ ? મા'રા કાર્યમાં વિઘ્ન, ન નાંખો, મ'ને જવા દયો. બસ ! હવે હું જાઉ છુ, એમ બોલી કોર્ટની તરફ દ્રષ્ટી નાંખ્યા શિવાય 'ચંદ્રસિંહ' રાજ્ય મહેલમાંથી ઝપાટા બંધ ચાલ્યો ગયો, તેને જતાં જોઇ વૃદ્ધ પ્રધાન મુર્છીત થઇ ગયો. જોત જોતામાં પ્રેમ ઘેલો ચંદ્ર દ્રષ્ટી મર્યાદાની બહાર નીકળી ગયો. ત્યાં ઉભેલા સેવકો પ્રધાનને શીતળવારી છાંટવા લાગ્યા. તેથી થોડીવારે પ્રધાનજી સાવધ થયા, ને રાજકુમારને જતા રહેલા જોઇ ચોધાર અશ્રુએ રડવા લાગ્યા. પછી જેમ તેમ કરી, મનને શાંત કરી, રાત્રે સમાચાર લઇને આવેલા સરદાર તથા ગુમાનસિંહ ને ત્યાં બોલાવી મંગાવ્યા. ગુમાનસિંહ તથા સરદાર થોડીવારે રાજ્ય મહેલમા આવી પહોંચ્યા, ને 'ચંદ્રસિંહ'ના જતા રહેવાના સમાચાર સાંભળી ઘણાજ દુઃખી થયા. પછી બનેલા બનાવની સવીસ્તર હકીકત્ત એક પત્રમાં લખી રણમલને આપવા, તે પત્ર પ્રધાનજીએ ગુમાનસિંહને આપ્યો, ને તેમને રણમલની પાસે જવાનું સુચવ્યું.

ગુમાનસિંહ તથા સરદાર શોકાતુર વદને પત્રને લઇ અમરકંટક ને રસ્તે પળ્યા.

—:o:—



# પ્રકરણ ૨૮ મું.

---

## કુમુદને કેદ.

પરનારી વિષની જ્વાળ છે, નવ કરશો કદી સંગ;
ઝેર સમાન તેને ગણી, નવ લગાડો અંગ.



---o---

કુમુદ કુમારીને પલંગ સાથે ઉપાડી બંને દુષ્ટો એક ગુપ્ત રસ્તેથી વિજયનગરની બહાર નીકળી ગયા. તે દુષ્ટો વિજયનગરની સરહદ વટાવી આડે રસ્તે થઇ એક ભયંકર અરણ્યમાં આવી પહોંચ્યા, પાછલી રાત્રીનો સમય હતો, તે વખતે આનીશાચરો એક વૃક્ષની નીચે કુમુદના નાંના પલંગને મુકી છાની ગોષ્ટી કરવા લાગ્યા. પાપી ઝેરીમલ 'કુમુદ કુમારીને જોઇ મનમાં ને મનમાં ખુશી થવા લાગ્યો, ને હવે ક્યારે કુમુદ જાગે તેની રાહ જોવા લાગ્યો, પાછલી રાત્રીના ઠંડા વાયુથી ' કુમુદ કુમારી ' જાગી ઉઠી, ને એકદમ ચમકીને ચારે તરફ જોવા લાગી, ને જુવે

છે તો ને નિર્જન વનમાં આવી છે, ને તેની સામે બે અજાણ્યા પુરૂષો ઉભા છે. તે પુરૂષો ને જોઇ કુમુદકુમારી ભયથી કંપવા લાગી; પણ આખરે હિંમત ધરી તેઓને પુછવા લાગી. અરે! તમે કોણ છો? ને મને અહીં કોણ ઉપાડી લાવ્યું છે? તેનાં વચન સાંભળી તરત ઝેરીમલ તેની પાસે આવ્યો, ને હસીને કહેવા લાગ્યો. 'કુમુદ સુંદરી'! ગભરાશો નહી, તમને સુખી કરવાને મ્હેંજ આ માર્ગ લીધો છે, ને હુંજ તમને અહીં લાવ્યો છું.' કુમુદ કુમારી તેનો અવાજ સાંભળી પોતાને કોણ લાવ્યું છે, તે જાણી ગઇ, ને હવે આ પાપીના હાથમાંથી કેવી રીતે મુક્ત થવુ, તેનો વિચાર કરવા લાગી. તેને વિચારમાં પડેલી જોઇ 'ઝેરીમલ તેને કહેવા લાગ્યો.

'સુંદરી'! શો વિચાર કરે છે! હુ તને તા'રા 'ચંદ્રથી પણ અધીક સુખ આપીશ, માટે હવે સઘળા વિચારનો ત્યાગ કરી આપણા મુકામ પર ચાલો.

**કુમુદકુમારી**— (આવેશ યુકત) ચંડાળ! તા'રા મુકામને આગ લગાડ હુ તા'રા સાથે કોટી ઉપાયે આવનાર નથી. પાપી! હુ તા'રા સુખની ઇચ્છા રાખતી નથી. હુંતો ફક્ત મા'રા પ્રાણેશ્વરને માટેજ સરજાયેલી છુ, તેના સુખે સુખી ને તેના દુઃખે દુઃખી છુ.

**ઝેરીમલ**—કુમુદ! જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે મુખ ધોવા જનાર મુર્ખ ગણાય છે, માટે થોડામાં સમજી જા ને તા'રો વિચાર ફેરવ, નહી તો છેવટે તારે માનવુંજ પડશે!

**કુમુદકુમારી**—ઓ! પાપીયા! તું મનુષ્ય નથી, પણ કોઇ ભુત પ્રેતનો અવતાર લાગે છે, દુરાત્મા? મા'રા હૃદયનો વિચાર

બ્રહ્માદીક દેવો પણ ફેરવવાને સમર્થ નથી; તો તું કોણ? આ દુનિયાંમાં જેટલું સુખ દેખાય છે, તેનાથી અધીક સુખ હું મા'રા પ્રાણેશ્વરના ચરણની સેવામાંજ જોઉં છું. તેજ મા'રા પ્રભુ, તેજ મા'રા આધાર ને તેજ મા'રા પ્રીયતમ છે; હું તેમને પ્રાણ જતા પણ ભુલનાર નથી.

ઝેરીમલ—સુંદરી? તું મને શા માટે ધીક્કારે છે? હું તા'રા પ્રેમથી ઘેલો થયો છું, હું સર્વત્ર જગાએ તનેજ જોઉં છું; માટે મારી ઉપર દયા કર?

કુમુદકુમારી—અભાગીયા 'ઝેરીમલ'? શા માટે પાપકર્મ કરવા તૈયાર થયોછે! દુષ્ટ! પરનારીના પ્રેમથી મહાન્ બળ વીરોનો નાશ થયો તે તું જાણે છે? જો સાંભળ?

પરનારીના મોહથી, દુર્યોધન તો દબાણો;
પરનારીના મોહથી, રાવણ જલદી રોળાણો.
પરનારીના મોહથી, કીચકના થયા ચુરા;
પરનારીના મોહથી, શુરા પણ થયા પુરા.
પરનારીના મોહથી, શશી ક્ષય રોગી થયો;
પરનારીના મોહથી, ભગસહસ્ત્ર ઈંદ્રે સહ્યો.

માટે આવા કુડા વિચાર તા'રા મનમાંથી કાઢી નાંખ.

ઝેરીમલ—અરે! ઘેલી 'કુમુદ'! હું તા'રો ઉપદેશ સાંભળવા નથી માગતો. હું તો ફકત તા'રો પ્રેમજ માગું છુ સુંદરી? આ તરસ્યા ચાતકને શા માટે ટીંગળાવે છે.? રસીલી! હું તા'રી ઉપર આશક થયો છું? હું તને જોઇ અંધ બન્યો છું.

કુમુદકુમારી—ચંડાળ ! શું તું મા'રા, આ, અંગ ઉપર મોહીત થયો છે ?

ઝેરીમલ—હા. હું તેજ સર્વાંગ સુંદર બદન પર આશક થયો છું.

કુમુદકુમારી—ઠીક ! હવે હું સમજી ? હા ! વારૂં 'ઝેરીમલ' ! તા'રા પાસે કંઇ શસ્ત્ર છે ?

ઝેરીમલ—મા'રી પાસે હાલ ફકત મા'રી કટાર છે.

કુમુદકુમારી—તે કટાર તું મને આપ ?

ઝેરીમલ—તેનું તા'રે શું કામ છે ?

કુમુદકુમારી—તે કટાર તું મને આપ, ને તે પછી હું તને મા'રૂં સર્વ અંગ સ્વાધીન કરૂં.

ઝેરીમલ—સમજ્યો ! શાણી સુંદરી ! હું સમજ્યો ! તા'રે મા'રી કટારથી આત્મ ત્યાગ કરવો હશે ? કેમ છબીલી ? વ્હાલી આવા ઘેલા વિચાર તા'રા મનમાંથી કાઢી નાંખ, તા'રે શા માટે મરી જવું જોઇયે ?

કુમુદકુમારી—અરે ! હાય ! મા'રી પાસે કાંઇ શસ્ત્ર પણ નથી, નહીતો, હું તને બતલાવત કે એક ક્ષત્રાણી ને છેડી ત્હેં શો સાર કાઢયો.

ઝેરીમલ—રસીલી રંભા ! શું તું નહી માને ?

કુમુદકુમારી—ના,

એમ તો હવે ચાલ, કહી તે પાપી એ એકદમ કુમુદને પકડી તેને બેશુદ્ધ બનાવવાની દવા સુંગાડી દીધી, આથી કુમુદ બેશુદ્ધ બની ગઇ. પછી તે બંને દુષ્ટો એ કુમુદકુમારીના ના'ના પલંગના કટકા કટકા કરી ત્યાં ફેંકી દીધા, ને બેભાન કુમુદને લઇ

ત્યાંથી ચાલતા થયા. બપોરના સમયે તેઓ તેમની છાવણીમાં આવી પહોંચ્યા, પણ છાવણીમાં વિશેષ નહી રોકાતાં ત્યાંથી બે ઝડપ ચાલના અશ્વો લઇ, તેની ઉપર કુમુદને નાંખી તેઓ સ્વારી કરી ચાલતા થયા. ભયંકર અરણ્યમાં તેમણે ત્રીસેક ગાઉની મુસાફરી કરી, ને છેક સાંજના તેઓ એક ખંડેર કિલ્લા આગળ આવી પહોંચ્યા. આ ખંડેર ડુંગરી કિલ્લો આગળના વખતમાં ઘણોજ સ્મૃદ્ધીવાન હતો, પણ હાલ તેની ઉપર કાળચક્રના સપાટા લાગવાથી તે ભાગી તુટી હાલતમાં માલુમ પડતો હતો.

આ ભાગેલા કિલ્લામાં ઝેરીમલે કામસિંહ સાથે પ્રવેશ કર્યો, ને તે કિલ્લાના એક સારા ભાગમાં બેશુદ્ધ કુમુદને રાખવામાં આવી. ને તેની સારવારને માટે એક નવયુવાન સ્ત્રીને કુમુદની પાસે રાખવામાં આવી, કુમુદની સારવાર ને માટે સોંપવામાં આવેલી સ્ત્રી તે કિલ્લામાં ઘણા સમયથી રહેતી હતી. પછી ઝેરીમલે કુમુદને સાવધ કરવાની દવા સુંગાડી જાગૃત કરી બહાર આવ્યો, ને કામસિંહ ને તેજ વખતે પોતાના થોડાક માણસોને તેડી લાવવા છાવણી તરફ મોકલ્યો.

સંવાર થતાં થતાંમાં કામસિંહ છાવણીમાંથી માણસો તેડી લાવી હાજર થયો. આવેલાં માણસોને ઝેરીમલે ત્યાં આગળ એક હવડ ખાઇ કિલ્લાને ફરતી હતી, તે ખાઇને વધારે ઉંડી ખોદવાને માટે તે માણસોને કામે લગાડયાં, ને તે માણસોની મદદથી ઝેરીમલે તે ખંડેર કિલ્લાની આસપાસ ઉંડી ખાઇ ખોદાવી, તે ખાઇ ખોદવાનું કામ પુરૂં થયા પછી તેમાં મોટાં મોટાં કાષ્ટો ગોઠવવામાં આવ્યાં; ને તેની અંદર અગ્ની પ્રજ્વળીત કરવામાં આવ્યો, તે ખાઇમાં અગ્ની

હંમેશાં સળગ્યા કરે તેને માટે અમુક વખતે લાકડાં નાંખવાને માટે ત્યાં થોડાંક માણુસોને રાખવામાં આવ્યાં, તે માણસોને અગ્ની હોલાય નહી, તથા કિલ્લાનો બંદોબસ્ત રાખવાની આજ્ઞા આપવામાં આવી. એવી રીતે તે ખાઇમાં નીરંતર અગ્ની ભડભડાટ બળવા લાગ્યો. જો કોઇ પણ માણસ કિલ્લાની અંદર જવા ધારે, તો તેનાથી તે અ-ગ્નીની ખાઇ ઓળંગ્યા શિવાય, અંદર જઇ શકાય નહી. કિલ્લામાં શી રીતે પ્રવેશ કરવો, તેનો ગુપ્ત રસ્તો ફક્ત ઝેરીમલ તથા કામસિંહ તથા થોડાક સિપાઇઓ જાણુતા હતા. શિવાય બીજુ કોઇ જાણતું નહોતું. ખાઇનું તમામ કામ પૂર્ણ થયા પછી ઝેરીમલે ગુપ્ત રસ્તે થઇને તે કિલ્લામાં પ્રવેશ કર્યો, ને જુએ છે તો ત્યાં કુમુદ ઘણીજ દીલગીરીમાં બેઠેલી છે.

'ઝેરીમલ' કુમુદને અનેક પ્રકારે સમજાવવા લાગ્યો, તેણે શામ દામ, ભેદને છેવટે ભયથી પણ તેને સમજાવી જોઇ, છતાં કુમુદે તેનું કહેવું ધ્યાનપર ન લીધું, ને તે પાપીનો તેણે તિરસ્કાર કર્યો. ઝેરી-મલ પોતાની ચતુરાઇમાં નીષ્ફળ ગયો, તેથી છેવટે તેણે કુમુદને છ માસની મુદત આપી; ને જો તેટલા વખતમાં તું ના'રા વિચાર નહી ફેરવે, તો મા'રે આખરે નીરૂપાયે નિર્દય કાર્ય કરવું પડશે, એમ કહી કુમુદની સારવારમાં સોંપેલી સ્રીને કેટલીક ખાનગી સુચના આપી 'ઝેરીમલ' કામસિંહને લઇ છાવણી તરફ વિદાય થઇ ગયો. તેના ગયા પછી સેવામાં સોંપેલી સ્રી કુમુદનું આશ્વાસન કરવા લાગી; દિવસ પર દિવસ વીતવા લાગ્યા. કુમુદકમારી કેદમાં રહી 'ચંદ્રસિંહને વારેવારે યાદ કરી રડવા લાગી; તેથી તેની પાસેની સ્રીનું હૃદય દયાથી પીંગળ્યું, ને તે કુમુદકુમારીને ધીરજ આપી ક-હેવા લાગી; બહેન! શા માટે રૂદન કરો છો; ચડતી પડતી સઘળાની

થયા કરે છે, આખરે સત્ય તરશે ને પાપી ડુબશે. પ્રભુ પાપીને અ-વશ્ય તેનાં કર્મનું ફળ આપશે, માટે ધૈર્ય ધારણ કરો! એવી રીતે તે સ્ત્રી 'કુમુદા' ને સમજાવી દીલાસો આપતી હતી, ને થોડા દિવસમાં તો તે સ્ત્રી ને કુમુદ સખી જેવાં થઇ ગયાં.

તે સ્ત્રીના વારંવાર દીલાસાનાં વચનોથી કુમુદને સ્હેજ શાંતી વળી, અને પ્રસંગોપાત કુમુદકુમારી તે સ્ત્રીને પુછવા લાગી. બ્હેન! તું કોણ છે? તથા અહીં તા'રે રહેવાનું શું કારણ? તથા દુષ્ટ ઝેરીમલની સાથે તા'રે શો સંબંધ છે? તા'રી બોલવાની સભ્યતા ઉપરથી તો તું કોઇ કુલીન બાળા જણાય છે, તો તું તા'રો ભેદ મને જણાવ, હું તા'રા દુઃખમાં ભાગ લઇશ! કુમુદાનાં વચન સાંભળી તે સ્ત્રીના મુખ ઉપર દુઃખની ઉદાશીનતા છવાઇ ગઇ, પણ તે દુઃખ તેને નહી જણાવતા કહેવા લાગી; બ્હેન મા'રૂ વૃત્તાંત ટુંકું તેમજ દુઃખદાયક છે, આપ બ્હેન જો મા'રૂં વૃતાંત જાણવા ચાહાતાં હો! તો હું તે સઘળું આપને કહી સંભળાવું છું, એમ કહી તે સ્ત્રી પોતાનું વૃતાંત 'કુમુદકુમારીને સંભળાવવા લાગી.





# પ્રકરણ ૨૯ મું.

---

**જાસલ.**

ગુણશાળી સતી સુંદરીને, પાપીએ અતી દુખી કીધી,
દેનાં શીખામણ શુભ થવાની, બંધીખાને પુરી દીધી.

---



ઝેરીમલના પિતા સુર્યસિંહના રાજ્ય સુર્યપુરમાં મા'રા માતા પિતા રહેતાં હતાં, હું તેમને એકની એક પુત્રી હતી, તેઓ મ'ને ઘણાજ સ્નેહથી ચ્હાતાં હતાં. રાજા 'સુર્યસિંહ' ઘણા પવીત્ર ને ધર્માષ્ટ પુરૂષ હતા, તેમના રાજ્યમાં પ્રજાને સર્વ પ્રકારનુ સુખ હતું, મા'રી ઉમ્મર પંદર વર્ષની થવા આવી હતી, મા'રૂં નામ જાસલ રાખવામાં આવ્યું હતું; હું મા'રા માતા પિતા પાસે આનંદથી રહેતી હતી, તેવામાં એક દિવસના સમાયોગે 'ઝેરીમલ' અશ્વપર શ્વાર થઇ મા'રા ઘરઆગળથી જતો હતો, તે વખતે હું મા'રા ઘરના દ્વાર આગળ ઉભી હતી; તેથી તેની અને મા'રી દ્રષ્ટી એકથઈ. હું તેના રૂપથી અંજાઇ ગઇ, તેમ ઝેરીમલ પણ મા'રૂં રૂપ નીહાળી

મોહ પામ્યો. આથી તે દરરોજ મા'રા ઘર આગળ થઇને જવા આ જવા લાગ્યો, ને ધીમે ધીમે તે મા'રા ઘરમાં પણ આવવા જવા લાગ્યો. તેથી અલ્પ સમયમાં તો અમે બંને જણાં એક બીજાને ચ્હાવા લાગ્યાં. આ'વી રીતે પ્રથમ અમારો પ્રેમ પ્રસંગ થયો. મા'રાં માતા પિતાના જાણવામાં તે વાત આવી, તેથી તેમણે તરત રાજા સુર્ય-સિંહના પ્રધાનને બોલાવી, કહ્યું કે, રાજકુમાર ઝેરીમલ મા'રી જા-સલને ચ્હાય છે, માટે તે બંનેનાં લગ્ન થાય તો સારૂં, એવી રીતે સઘળી વાત પ્રધાનને કહી. પછી પ્રધાને રાજમહેલમાં જઇ ખાનગી રીતે ઝેરીમલને પુછ્યું, ઝેરીમલે મને પરણવાની હા પાડી તેથી પ્રધાને સુર્યસિંહને વાત જાહેર કરી મા'રા પિતા પાસે મા'રૂં માગુ કરાવ્યું. મા'રા પિતાએ સારી રીતે દ્રવ્ય ખર્ચી ઝેરીમલને મા'રૂં કન્યાદાન દીધું. બાદ અમે એક બીજાને ઘણુંજ સ્નેહથી ચ્હાવા લાગ્યાં; ઝેરીમલ તો મને જોઇને એક દીવાનાની માફક મા'રી પાસે ને પાસેજ રહેવા લાગ્યો, મા'રો એક શબ્દ નીકળતામાં તો તે ઝેરીમલ મા'રૂં દરેક કાર્ય કરવા તત્પર થતો. હાય ! તેજ ઝેરીમલે મા'રી આ દશા કરી, એમ બોલી જામલે વચમાં એક નીશાસો નાંખ્યો, ને પછી કહેવા લાગી, એમ દિવસો ઉપર દિવસ વિતવા લાગ્યા, તેવામાં કર્મના સંસ્કારે કરી અમરકંટકનાં ભુપતીએ અમારા રાજય ઉપર ચ-ઢાઇ કરી, ને મા'રા સસરાને હરાવી, તેમનું રાજય તેણે પોતાને સ્વાધીન કરી દીધું. લડાઇને સમયે હું મા'રા પિતાને ઘેર રહેતી હતી. ને મા'રા સ્વામી તથા સસરાનો વિજય થાઓ એવી પ્રભુની હંમેશાં પ્રાર્થના કરતી હતી; છેવટે યુદ્ધ પુર્ણ થયું. મા'રા સ્વામી તથા સસરા પ્રાણ બચાવાને અર્થે રણભુમીમાંથી નાસી ગયા, સ્વા-મીના નાસી જવાથી હું ઘણુંજ કલ્પાંત કરવા લાગી, અને હેં'ના

વિના બીલકુલ ચેન પડવા માડયું નહી; હુ ઘણીજ મુંઝાવા લાગી ને મહા દુ:ખે દિવસો નિર્ગમન કરવા લાગી. તેવામાં વળી પાછું મા'રી ઉપર સંકટ આવી પડયુ, મા'રા માતા પિતા અચાનક મરણને શરણ થનાં; હુ નીરાધાર થઇ; ને વખતે મા'રૂં વય અરાદ વર્ષનું હતું, હવે હું એકલા પડી, મને શાંતી આપનાર પાસે કોઇ રહ્યુ નહી. હુ દરરોજ ઝેરીમલને સભારી રડવા લાગી, અરેરે ? તે, મને છેલ્લા વખત મળી પણ ન શકયા; અરે ! હાય, હવે મા'રા દિવસો શી રીતે ખુટશે, એમ વિ- ચાર કરી હુ હમેશાં રૂદન કરવા લાગી, એમ કરતે કરતે ચાર પાંચ વર્ષ નીકળી ગયાં. એક દિવસે હું સાયંકાળની વખતે મા'રા ઘરના ઝરૂખામાં રસ્તા તરફ દ્રષ્ટી નાંખી વિચારમાં બેઠી હતી, તેવામાં મા'રી નજર એક ઘોડેસ્વાર ઉપર પડી. જોકે તે ઘોડેસ્વારે પોતાનો ચ્હેરો છુપાવ્યો હતો, તો પણ હુ તરતજ તેને ઓળખી ગઇ, ને ઘોડેસ્વાર ઝેરીમલ હતો. તેને ઓળખી હું તરતજ નીચે આવી, ઝેરીમલ પણ મા'રી નજીક આવી પહોચ્યો, હું તેને ગળે વળગી રડવા લાગી. તેથી ઝેરીમલ મને શાંતી આપી કહેવા લાગ્યો. પ્રીયજાસલ ! શા માટે રડે છે ? હુ અત્યારે છુપા વેશથી તને તેડવા આવ્યો છું. તો ચાલ હવે મા'રી સાથે આવવા સત્વર તૈયાર થઇ જા. તેનાં વચન સાંભળી હુ ઘણીજ આનદ પામીને ઘરમાંથી થોડીક કીંમતી ચીજો લઇ ઘર બંધ કરી તેની સાથે જવા નીકળી. ઝેરીમલ મને તેડીને જંગલ ભણી ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતાં અમો ચોથે દિવસે એક ભયંકર અરણ્યમાં આવી પહોંચ્યાં. તેજ જંગલમાં ઝેરીમલનો મુકામ હતો. એક ખંડેર જેવા ગુપ્ત ભોયરામાં મને રાખવામાં આવી, ને મા'રી સેવાને માટે તેના સિપાઇઓની સ્રીયોને સોપવામાં આવી, તે વખતે તેના સિપા ઇઓનું કામ જંગલના ભીલ લોકો કરતા હતા. ઝેરીમલ મને હમેશાં

આનંદમાં રાખવાના પ્રયત્ન કરવા લાગ્યો, મ્હેં તેને મા'રા સસરાનું શું થયું તે પુછ્યું, ત્યારે તેણે જણાવ્યું કે તે મરણ પામ્યા છે. હું તેમના મરણથી ઘણુંજ દીલગીર થઇ, પણ આખરે બનવાકાળ હું ત્યાં આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગી, તે ભોંયરામાં ઝેરીમલ ઘણુંજ ભયંકર કાર્યો કરતો હતો. તેના હાથમાં પકડાયેલા શત્રુને તે ઘણીજ ખરાબ રીતે તે ભોંયરામાં લાવી રીબાવી રીબાવી મારી દેવીને બળીદાન આપતો. દેવીના નામથી દેવીનો ભક્ત થઇ, તેણે જંગલનાં ભીલડાં તથા બીજાં માણસોને વશ કરી પોતાની સત્તા તેઓની ઉપર બેસાડી હતી. તેના એવાં ભયંકર કાર્યો જોઇ હું તેનાથી કંટાળવા લાગી, ને તેમને સુધારવાનો ઉપદેશ કરવા લાગી, પણ તેનો પ્રેમ મા'રા રૂપથી ઓછો થયો હતો, ને હવે તે પહેલાંનો ઝેરીમલ રહ્યો ન હોતો, તેથી તેણે મારો ઉપદેશ સાંભળી મા'રો તિરસ્કાર કર્યો. એવી રીતે અમારી બંનેની વચ્ચે કલેશ ઉત્પન્ન થયો, એક દિવસે તે ઝેરીમલ મને તેની પાસે બોલાવી કહેવા લાગ્યો. જાસલ! હવે તા'રે ને મા'રે બનવું મુસ્કેલ છે! હું તને હવે ચાહી શકતો નથી, તું મને ઓળખે છે? હું તો એક જાતનો ભમતો ભોગી ભ્રમર છું મા'રે તો દરરોજ નવાં નવાં પુષ્પોની સુગંધ જોઇએ, માટે હવે તું આજથી સ્હાયને માટે છુટી છે ને હું પણ તારાથી છુટો છું, માટે તા'રે હવે જયાં જવું હોય ત્યાં ચાલી જા. તેના આવા શબ્દો સાંભળી હું તો ભયથી સ્તબ્ધ થઇ ગઇ.

થોડીવારે હું સાવધ થઇ, મને તેના શબ્દોથી ગુસ્સો ચઢ્યો ને તેથી હું તેને ક્રોધ કરી કહેવા લાગી ઝેરીમલ! તા'રો પ્રેમ આજ ગયો કે! તા'રે આવું કરવું હતું તો તું શામાટે મા'રી સાથે લગ્નની પવિત્ર ગાંઠથી બંધાયો.! આ'વાં મા'રાં વચનો સાંભળીને પાપી છેક નિર્લજ થઇને મને કહેવા લાગ્યો, કે જાસલ મને ખબર નહોતી કે તું મા'રે

મન લાયક સહાય રહીશ, માટે હવે વધુ ગરબડ કર્યા શિવાય અહીંથી રસ્તે પડ. આથી મને ઘણોજ ક્રોધ ચઢ્યો, ને તેને કહેવા લાગી, ઝેરીમલ, યાદ રાખજે કે, જ્યારે તું મ'ને તજે છે, ત્યારે હું પણ તને ફસાવીશ, તું અહિં રહે છે, તે સ્થળ હું અમરકંટકના મહારાજાને જણાવીશ, ને તેમને અહીં તેડી લાવી તને પકડાવીશ, મા'રાં વચનો સાંભળી તે પાપી ઘણોજ ક્રોધાયમાન થઇ ગયો, ને એકદમ મા'રી તરફ ધસી આવી, તેણે મને બંધીવાન્ કરી દીધી. તેના હાથમાંથી છુટવાને મ્હેં ઘણાંજ તરફડીયાં માર્યા, પણ મા'રૂંકાંઇ ચાલ્યું નહી છેવટે તે દુષ્ટે મને તેનાં માણસો પાસે ઉંચકાવી, આ ખંડેર કિલ્લામાં લાવી કેદ-કરી દીધી. બ્હેન ? આ ખંડેર કિલ્લામાં મને રહે સાત વર્ષ થઇ ગયાં, ત્યારે આજેજ મ્હેં મનુષ્ય જાત જોડે પહેલીજ વાર વાત કરી. આ ખંડેરમાં ખાવાને માટે પુશ્કળ મેવો તથા જાત જાતનાં સુંદર ફળો ઉગેલા છે. પીવા ને માટે સ્વચ્છ પાણીનો એક સુંદર ઝરો વહ્યા કરે છે. તેમાંથી હું ફળ મેવો ખાઇ દિવસો ગુજારવા લાગી. બ્હેન ? તે ચંડાળનું મ્હોં પણ મ્હેં આજેજ જોયું, મા'રી બ્હેન ! હું ઘણીજ દુઃખી છું. તે દુષ્ટ ઝેરીમલને પ્રાણ જતાં સુધી પણ શુભ ઉપદેશ આપી હિત્ વાકયો કહી તમારો બચાવ કરીશ. બ્હેન ! હવે તે પાપીનો પાપનો ઘડો ભરાવા આવ્યો છે, તે થોડા સમયમાં ફુટશે, ને તેની સાથેજ તેનો આવરદા પણ ખુટશે. બ્હેન ! આ' દુખીયારીની આટલી હકીકત છે, આજ તમે મળયાં ને તમારી સાથે વાત કરી તેથી મા'રૂં હૃદય હલકું થયુ છે, હું તમને જોઈ મા'રૂં દુઃખ ભુલી ગઇ છું. બ્હેન ? ગભરાશો નહી, ઇશ્વર આપણને સહાય કરશે, ને તે-જ નોધારાનો આધાર તમારૂં રક્ષણ કરશે, આટલી વાત કરી, જામલ બોલતી બંધ રહી, ને વધારે રાત્રી વ્યતીત થવાથી બંને સખીયો નિં-દ્રાધીન થઇ ગઇ.



# પ્રકરણ ૩૦ મું.

## રણમલની ચાતુર્યતા.

ધન્ય ચતુરાઇ ચતુરની, કરે ફરેબ અપાર;
ધારેલા નીજ કાર્યને, સેંજે ઉતારે પાર.



જય મહેલના એક વિશાળ ચોગાનમાં મહારાજા 'રણમલસિંહ' એક વિરામાસન પર બેઠા હતા, ને મન સાથે પ્રભુની અલૌકિક લીલાનાં વખાણ કરતા હતા. વિભુ તમારી અકળીત લીલાનો પાર પામવા કોઇ સમર્થ નથી, અહા ! આ ટુંક સમયમાં કેટલા અવનવા બનાવ બની ગયા; કયાં મા'રે કેદમાં પડવું ને કયાં આ નગ્રમાં આવવું, ને વળી આ રાજ્ય મળવું; ધન્ય પ્રભુ ધન્ય આપને મા'રા સહસ્ત્ર વાર પ્રણામ છે. પ્રભુ અમે દુનિયાંનાં સ્વાર્થી માણસો આપને નથી ઓળખી શકતાં દયાળુ જ્યારે અમારી ઉપર કષ્ટ પડે છે, ત્યારેજ અમે આપને યાદ કરીયે છીએ; એવા અમે પામર જન સ્વાર્થી છીએ. પ્રભુ આપ તો દયાળુ છો ! તમે તમારા બાળકોના અપરાધ સામું જોતા નથી, ને સર્વત્ર મનુષ્યો ને તેમનાં કૃત્ય પ્રમાણે ફળ આપ્યા

કરો છો: એવા દયાળુ પ્રભુ આપને હું પ્રણામ કરૂં છું. એવી રીતે 'રણમલ' મનમાં પ્રભુના ગુણગાન કરવા લાગ્યો, પછી રત્નપ્રભાને યાદ કરી તેના વિચાર કરવા લાગ્યો, શું રે રત્નપ્રભા? તું પણ એક નારી રત્ન છે, તારા મેળાપથી હું અત્યારે સ્વર્ગ ભુવનમાં છુ. પ્રીય રત્ન! તું મા'રૂ સર્વસ્વ છે, તુંજ મા'રા સુખનુ સરોવર છે. અહા! જે વખતે તા'રા મુખમાંથી મધુરાં વચનો નીકળે છે, તે વખતે મને ઘણોજ આનંદ થાય છે એવા વિચાર કરે છે. એટલામાં બહાર કોઇના આવવાનાં પગલાનો અવાજ સંભળાયો 'રણમલે' ને રૂપ જોયું તો દ્વારના પ્રતીહારને પોતાની સમક્ષ આવતો જોયો પ્રતીહારે 'રણમલ' પાસે આવી જમીન સુધી નીચો નમી વંદન કરી કહેવા લાગ્યો, મહારાજ! આપશ્રીએ મહારાજા 'ચંદ્રસિંહ'ની ઉપર પત્ર લખી જે સરદારને આપવા મોકલ્યો હતો, તે સરદાર હાલ અત્રે આવી પહોંચ્યો છે; ને તે સરદારની સાથે બીજો કોઇ અજાણ્યો માણસ છે, તેઓ બંને અંદર પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે. બહુ સારૂં, તેમને અંદર પ્રવેશ કરાવો? 'રણમલે આજ્ઞા આપી.

પ્રતીહાર નમીને ચાલ્યો ગયો ને થોડીવારમાં તેઓને લઇ અંદર દાખલ થયો. તે બંને જણને જોતાજ 'રણમલે' ગુમાનસિંહ ને ઓળખ્યો, ને એકદમ ઉભો થઇ ગુમાનસિંહને ભેટી પડયો. ગુમાનસિંહની ચક્ષુઓમાંથી હર્ષનાં અશ્રુઓ વહેવા લાગ્યા; ને તે 'રણમલ' ને આશીર્વચનો કહેવા લાગ્યો. પછી 'રણમલ' ગુમાનસિંહને કુશળ વર્તમાન પુછવા લાગ્યો, તેના જવાબમા તેણે તેની પાસેથી નીકળ્યા પછી જે જે હકીકત બની હતી, તે બધી રણમલને કહી સંભળાવી, તથા કુસુમ કુમારી નુ હરણ થવુ ને ચંદ્રસિંહબાપુ તેમની પાછળ પ્રેમ ઘેલા થઇ ચાલ્યા ગયા છે, વગેરે સવીસ્તર હકીકત ગુમાનસિંહે

કહી સંભળાવી. તે પછી સરદારે પ્રતાપસિંહે આપેલો પત્ર રણમલ ના હાથમાં મુકયો, તે પત્રમાં ગુમાનસિંહે જે હકીકત કહી, તેનો સાર હતો, વિશેષમાં ધૈર્ય ધરવું, અંતે સૌ સારૂં થશે, વગેરે આશ્વાસન સુચક શબ્દો લખેલા હતા. પત્ર વાંચી રણમલ થોડીવાર શાંત બેશી રહ્યો, ને પછી ગુમાનસિંહને કહેવા લાગ્યો. ગુમાનસિંહ! એક પછી એક એમ એવા પ્રસંગો આવતા જાય છે કે, મને કાંઇ સમજણ પડતી નથી, જ્યા સુધી તે દુષ્ટ ઝેરીમલ જીવતો છે, ત્યાં સુધી અમને કોઇને સુખે રહેવા વારો આવવાનો નથી, માટે હવે તેને સત્વર યમસદનમાં પહોંચતો કરવો જોઇએ. મા'રા ધારવા પ્રમાણે તેજ ચંડાળ 'કુમુદ કુમારીને લઇ ગયેલો હોવો જોઇએ. માટે હવે તો જેમ બને તેમ જલદીથી તેનો નાશજ કરી નાંખવો ઉચિત છે. તેથી હવે વિલંબ નહી કરતાં, કાલે પ્રાતઃકાળે આપણા સેનાધ્યક્ષને કહી ત્રણસો બહાદર લડવૈયાને તૈયાર થવા હુકમ આપો, મા'રા ધારવા મુજબ તે પાપીએ ગુપ્તગૃહમાંજ કુમુદ કુમારીને કેદ કર્યા હશે, ને તે પાપી પણ ત્યાંજ હોવો જોઇએ. આપણે આપણા સૈનીકો સાથે કાલે પ્રાતઃકાળે ગુપ્તગૃહ તરફ પ્રયાણ કરીએ, ને ત્યા ગયા પછી, આપણા અર્ધા સૈનીકોને બહાર રાખી, ને બાકીનાને લઇ હું જાતે ગુપ્તગૃહમાં પ્રવેશ કરીશ. બહારના સૈનીકોની સરદારી તમે કરજો, ને સૈનીકોની મદદથી તમે બહાર આસપાસ સખ્ત પહેરો રાખજો, કે જેથી અંદરનો કોઇ પણ માણસ અંદરથી બહાર, ને બહારનો અંદર આવવા જવા પામે નહી; કેમ! આ મા'રી યોજના તમારા ધ્યાનમાં ઉતરે છે? મહારાજની યોજના ઘણીજ ઉત્તમ છે, ગુમાનસિંહે જવાબ આપ્યો. તો સારૂં, ગુમાનસિંહ! રાત્રી પડવા આવી છે, તમે અને આ સરદાર મુસાફરીથી શ્રમીત થયા હશો, તો હવે જાઓ ને જમી કરી સુખે

વિશ્રાંતી લ્યો. ને મ્હેં જે ગોઠવણુ કરવા ધારી છે, તે પ્રમાણે સેના-ધીપતીને સમજણુ પાડજો. કાલે પ્રાતઃકાળમાં આપણે અહીંથી ઉપ-ડવાનું છે; માટે જાઓ હવે. ગુમાનસિંહ તથા સરદાર રણુમલની આજ્ઞા લઇ ત્યાંથી ચાલ્યા ગયા. તે બંનેના ગયા પછી 'રણુમલે' પ-હેરેગીરને હાંક મારી, અરે કોઇ દેવડી પર હાજર છે ?

તરત રામસિંહ અંદર દોડી આવ્યો, ને નમન કરી ઉભો રહ્યો, રામસિંહને જોઇ રણુમલે તેજ વખતે પ્રધાનજીને બોલાવવા તેને આજ્ઞા આપી. રામસિંહ ચાલ્યો ગયો ને પ્રધાનજીની પાસે જઇ, મહારાજા આપને બોલાવે છે, કહી એક બાજુ ઉભો રહ્યો. અચાનક અત્યારે મા'રૂં શું કાર્ય પડયુ હશે ! એમ મનમાં પ્રશ્ન કરી પ્રધાનજી કપડાં બદલી રામસિંહની સાથે રાજ્ય મહેલમાં આવ્યા, ને મહારાજાને નમન કરી પોતાના આસને બેઠા; મ'ને અત્યારે કેમ બોલાવવો પડયો, પ્રધાને પુછ્યું.

પછી રણુમલે વિજય નગરમાં બનેલી સઘળી બીના પ્રધાનને કહી સંભળાવી, ને તેની સાથે પોતે કરેલી ગોઠવણુ પણુ તેમને કહી સંભળાવી. પોતાના ના'ના રાજાની ગોઠવણુ કરેલી સાંભળી પ્રધાન-જી આશ્ચર્ય પામ્યા. ને મનમાં ને મનમાં તેનાં વખાણુ કરવા લાગ્યા, રણુમલ તને ધન્ય છે, તારી બુદ્ધિને પણુ ધન્ય છે, તા'રાથી મોટા પુરૂષોમાં પણુ તા'રા જેટલી ચાતુર્યતા જોવામાં આવતી નથી. મા રા મહારાજાએ યોગ્ય રાજકુમાર ને જ રાજ્ય આપ્યુ છે, શાબાશ છે રણુમલ, પ્રભુતને ચિરંજીવી રાખો, એવો મા'રો આશીર્વાદ છે. આવી રીતે રણુમલના વખાણુ કરી પ્રધાનજી કહેવા લાગ્યા, મહારાજ? આપની કરવા ધારેલી ગોઠવણુ ઘણીજ ઉત્તમ છે, તેમાં વિશેષ મા'રે એટલું કહેવાનું છે કે, જો આપની આજ્ઞા હોયતો હું સાથે આવું.

રણમલ—મંત્રીશ્વર! આપતો આ રાજયના સ્થંભ રૂપ છો, જો તમે સાથે આવો તો આ રાજ્ય તંત્ર કોણ ચલાવે! માટે આપતો અત્રેજ રહો. હું થોડા સમયમાં તે પાપાને કેદ કરી ભાભીને છોડાવી, પાછો આવીશ, ને તે પછી આપણે ભાઈની તપાસ કરીશું.

પ્રધાન—જેવી આપની ઈચ્છા, પણ આપ હજી નાં'નાછો તેથી મા'રે કહેવું પડે છે કે શત્રુથી સાવધ રહેજો, દગાખોર માણસ પર વિશ્વાસ મુકતાં પહેલાં હમેશાં વિચાર કરવો. પ્રભુ આપના કાર્યમા સહાય કરો.

રણમલ—તમારાં શુભ વાકયો હું શ્રવણ કરી ઘણોજ આનંદ પામું છું. ને આપને વિશેશમાં એટલું કહેવાનું છે કે, મા'રા અહીંથી ગયા પછી, તમે આપણા દરેક ખંડીઆ રાજાઓના રાજયમાં, આપણાં માણસોને "ચંદ્રસિંહ"ની છબીઓ આપી મોકલવાં. ને તે છબીઓની સાથે દરેકને એકેકો પત્ર લખી આપવો, તેમાં એવું લખો જણાવવુ કે; આ અમારો માણસ તમારા રાજયમાં આવ્યો છે, ને તેની પાસે વિજયનગરના મહારાજા 'ચંદ્રસિંહ' ની તસ્વીર છે. તે 'ચંદ્રસિંહ' જો તમારા રાજયમાં અથવાતો તમારી સરહદમાં હોય, તો, જલદીથી, વગર વિલંબે, તેમને સારી સંભાળથી, યોગ્ય માન સાથે અમારી તરફ રવાના કરવા. જો તેમ કરવામાં કાંઇ પણ કસુર થશે, તો તેને યોગ્ય શિક્ષા થશે. એવી રીતે પત્રમાં લખી, તે પત્ર ઉપર આપણી મહોર છાપ કરી દરેકને એકેકો પત્ર આપી મોકલજો, ને તે પત્ર લઇ જનાર માણસને સુચના આપવી કે, આપત્ર દરેક રાજાઓને વંચા-

વવો. ને તે રાજા જ્યાં સુધી તમને તે પત્રનો જવાબ ન આપે ત્યાં સુધી તેના ખર્ચે તેના રાજ્યમાં રહેવું. જે માણસ જે રાજ્યમાં જાય, તે રાજાએ, શું કર્યું તથા શું જવાબ આપ્યો, વગેરે સવીસ્તર હકીકતનો જવાબ પત્રમાં તે રાજાઓની પાસે લખાવવો, ને તે પત્રની નીચે રાજાની સહી સાખ કરાવવી, ને તે પત્ર લઇ પાછા આવવું. એવી રીતની દરેકને સુચના આપવી. પ્રધાનજી આવી રીતની આ બીજી ગોઠવણ કરવા ધારી છે, તે તમને પસંદ પડશે કે નહી. રણમલે હર્શાને કહ્યું.

**પ્રધાન**—(આશ્ચર્યયુક્ત) અરે! વાહરે મા'રા ના'ના રાજા! તમે પણ અક્કલ વાપરવામાં બાકી રાખી નથી. મ્હેં સ્વપ્ને પણ ન હોતું ધાર્યું કે આપ આવી યોજના કરશો! ધન્ય છે, તમારી બુદ્ધિને. મહારાજ! આપની યુક્તીથી હું ઘણોજ પ્રસન્ન થયોછું, ને કરવા ધારેલી ગોઠવણ ઉતમ છે, હુ આપની સુચના મુજબ સઘળો બદોબસ્ત કરીશ.

**રણમલ**—તો ઘણું સારૂં, હવે રાત્રી ઘણી વ્યતીત થઇ છે, આપ પધારો, કાલે પ્રાતઃકાળમાં અમે પ્રયાણ કરીશું, ને હંમેશાં સમાચાર મોકલતા રહીશુ.

**પ્રધાન**—મહરાજાનો જય થાઓ? હવે હું જાઉં છું?

**રણમલ**—હા! ખુશીથી પધારો.

અમરકંટકનો વૃદ્ધ મત્રી પોતાના મહારાજાની ચાતુર્યતાના વખાણ કરતો પોતાને ગૃહે આવી પહોંચ્યો. પ્રધાનજીના ગયા પછી રણમલ પોતાના શયન ભુવનમાં "રત્નપ્રભા"ની પાસે જવા નીકળ્યો.

---



# પ્રકરણ ૩૧ મું.



## પ્રેમ વિનોદ.

પ્રેમી છે જેને સુન્દરી, સ્વામીને આનંદ આપતી,
દુઃખો ભુલાવી તેહનાં, હોંસે હસી હસાવતી.

---



રાજ મહેલના એક દિવાનખાના પાસેના ખુલ્લા ઝરૂખામાં જેણે બદન પર કાળું અંબર ધારણ કર્યું હતું તેવી રાજકન્યા "રત્નપ્રભા" એક વિરામાસન પર પડેલી હતી. ચંદ્રનો પ્રકાશ તેના ગૌર બદનની શોભામાં ઘણોજ વધારો કરી રહ્યો હતો, હાથમાં મયુર પીંછનો પંખો ઝાલી ધીમે ધીમે હલાવતી હતી, તે પંખો રાજકુમારીએ પોતાના નાજુક હાથમાં પકડવાથી જાણે પોતાને ભાગ્યશાળી ન માનતો હોય તેમ હાલી રહ્યો હતો. "રત્નપ્રભાના' નાજુક કરે હિરાજડીત્ર ઝાંણી બંગડાયો શોભી રહી હતી, ને તેનો હાથ વારંવાર હાલ્યાથી ચંદ્રના પ્રકાશમાં ઝબકઝબક થતી હતી. રાજકન્યાના કર્ણમાં પણ મુલ્યવાન પાણીદાર નીલમનાં એરીંગ શોભતાં હતાં, તેમાં પણ ચંદ્રનું તેજ પડવાથી રાજકન્યા જાણે નભ ફાડી વિજળી ન ઝબુકતી હોય તેમ જણાતી હતી; તેમાં વળી કાળું

અંબર ધારણ કરેલું એટલે પછી શું બાકી રહે ! કામીજનનાં હૃદય ચીરી નાંખે એવો સ્વાંગ અત્યારે રાજકન્યાએ ધારણ કર્યો હતો, તેના ગળામાં પણ મોતીની માળા શોભા આપતી હતી. ભાલ પ્રદેશપર ઝીણો કુમકુમનો ચાદલો શોભાયમાન દેખાતો હતો. તેવી રાજકન્યા " રત્નપ્રભા " પોતાના પ્રીયતમની રાહ જોતી બેઠી હતી. એવામાં " રણમલે " દિવાનખાનામાં પ્રવેશ કર્યો ચતુર રાજકન્યાએ રણમલને જોયો, ને આટલા મોડા આવ્યા; માટે લાવ લગીર વિનોદ કરી તેમને બનાવું ધારી જાણે રણમલને પોતે નથી જોયો, એમ ધારી આડું જોઇ બોલવા લાગી; ને પોતાના ઉદ્ગાર રણમલને સંભળાવવા લાગી. અરે ! પ્રેમાભીલાશી કમીલીની થોડીવાર શાંત થા હમણાંજ તારો મંધુકર આવશે, શા માટે તા'રૂં મનોહર વદન કમળ કરમાવે છે કહી થોડીવાર શાંત રહી.

**રણમલ**—( સ્વગત ) અરે ! આ મા'રી પ્રીયા શું બોલે છે ! મધુકર શું ? ને કમીલીની શું ? ઠીક ? ઠીક ? એ શું બોલે છે, એ હું ધ્યાન દઇ સાંભળું. હજી એણે મ'ને જોયો નથી એટલે ઠીક પડશે. એમ કહી એક ખુણામાં ચુપકીથી ઉભો રહ્યો. " રત્નપ્રભાએ '.તે'ને સંતાતાં જોયો તેથી પાછી તેને સંભળાવા બોલવા લાગી.

**રત્નપ્રભા**—( લાંબો હાથ કરી ) મને લાગે છે કે, આ મધુકર વજ્ર હૃદયનો હોવો જોઇએ; જો ને બીચારી કમીલીની તેને માટે કેટલી ટળવળી રહી છે, તો તેની, એ વજ્ર હૃદયના ને કંઇ પણ દયા આવે છે ? અરે ! જો ને પાછો ને તો ચાલવા લાગ્યો, કેવો ક્રુર હૃદયનો ! જો કમીલીની ? તા'રો મધુકર જાય છે; ઉઠ ઉભી થા'ને તેને પકડ ? તેને જલો

અટકાવાનો તને હક છે, સમજી? એમ બોલી 'રત્નપ્રભા' ઉભી થઇ, ને જાણે કોઇને કહેતી ન હોય તેમ હાથના ચાળા કરવા લાગી. આવું જોઇ 'રણુમલ' ગભરાઇ ગયો ને મનમાં બોલવા લાગ્યો. અરે! મને લાગે છે કે, આ ઘેલી તો નહી થઇ ગઇ હોય. લાવ તપાસ કરૂં એમ વિચાર કરી "રણુમલ' રત્નપ્રભાની' પાસે આવી પુછવા લાગ્યો. પ્રીય રત્ન! તું અત્યારે આશું બોલે છે? તા'રૂં ભાન ઠેકાણે છે કે નહિ?

**રત્નપ્રભા**—(તેના સામું જોઇ મુખ ગંભીર રાખી કહેવા લાગી) ભાન મધુકરની પાસે છે.

**રણુમલ**—પ્રીયતમા! કોનું ભાન મધુકર પાસે છે?

**રત્નપ્રભા**--પ્રેમ ઘેલી કમીલીનીનું.

**રણુમલ**--અરે! કમીલીની એ, શુ? પ્રીય રત્ન! તું આ શું બકે છે? તું સાવધ તો છેને? મા'રી મનોરમા સાંભળ મારે કાલે અગત્યના કાર્ય માટે જવાનું છે, તેની વાત તને કરવાની છે.

**રત્નપ્રભા**—હા! તે તો હું જાણુંજ છું કે, તમે જશોજ! મા'રા ના કહેવાથી તમે કાંઇ રહેવાના છો. (વળી પાછુ બીજું બોલાવા લાગી) અરે! પ્રેમ ઘેલી કમીલીની તા'રો મધુકર તો જવા તૈયાર થયો, હવે તું મધુકરની આશા રાખીશ નહી જોને તા'રો પ્રીયતમ કેવો ઠગ છે કે તને ફોસલાવી જવાનો લાગ શોધે છે! અરે! બીચારી કમીલીનીને ખબર નથી કે તેનો મધુકર આવો હશે? ઓ પ્રેમી જણાતા મધુકર તું આવો પ્રેમ વિનાનો કયાંથી?

**રણમલ**—(તેની પાસે જઇ) સુંદરી! મને લાગે છે કે, તને કંઇ થયુ છે તું આ શું બોલે છે, ને તું કોને પ્રેમ વિનાનો કહે છે? 'રત્નપ્રભા' તુ ગાંડી તો નથી થઇને?

**રત્નપ્રભા**—પ્રેમી કમીલીની વજ્ર હૃદયના મધુકરની પાછળ ઘેલી થઈ છે

**રણમલ**—(સ્વગત) નક્કી એમજ, મેં જવાની વાત કરી તેથીજ કરીને તે આમ બોલતી હશે, ને મને લાગે છે કે, તેથીજ કરીને તેણે આ નાટક ભજવવાનું શરૂં કર્યુ હશે? શું એમ હશે કે નહિ? (વિચાર કરી) મને તો આમાં કંઇ સમજણ પડતી નથી. (પ્રગટ) કમળવદની! તું આ શું બોલ બોલ કરે છે? કયાં છે અહિં તા'રાં મધુકરને કમીલીની? બતાવ મને! એમ બોલી 'રણમલે' રત્નપ્રભાનો હાથ પકડયો.

**રત્નપ્રભા**—(હશીને) મા'રા વ્હાલા? શું ત્યારે તમારે મા'રા મધુકરને જોવો છે? જુઓ ત્યારે, તે હાલ તેની પ્રીયાની પાસે જવાની રજા લેવા આવ્યો છે.

**રણમલ**—(ચારે તરફ નજર ફેરવી) કયાં છે? અહિઆં તો કોઇ જણાતું નથી. તું બધું જુઠું બોલે છે. વારૂં, કહે હવે કમીલીની કયાં છે.

**રત્નપ્રભા**—(એક ખુણા તરફ આંગળી કરી) જુઓ પણે એ ઉભી.

**રણમલ**—(ખુણા તરફ જોઇ) અરે! હું તો કોઇને પણ અહિંઆં જો તો નથી, કયાં છે?

**રત્નપ્રભા**—(હાથ લાંબો કરી) જુઓ! જુંઓ! તે તેની જગાએથી ખસીને દાદરનાં પગથીઆં ઉતરવા લાગી કેમ જોઇને?

**રણમલ**—( ચારે તરફ જોતો ) ના રે! ના, હું તો કાંઇ જોઇ શકતો નથી મને કશું જણાતું નથી?

**રત્નપ્રભા**—જુઓ! જુઓ! વળી તે પાછી ઉપર આવી ને તે તમારી સોડમાં પેસવાનો પ્રયત્ન કરવા લાગી.

**રણમલ**—( ચમકીને ) અરે! કયાં? હુ તો અહીં તા'રી પાસે ઉભો છું ને, મા'રી પાસે તો કોઇએ નથી?

**રત્નપ્રભા**—ત્યારે શું એ જતી રહી? ( રણમલના સામું જોઇ ) અરે! જાય કયાં!

**રણમલ**—તે તું જાણે! મ'ને શું ખબર.

**રત્નપ્રભા**—( હસતાં ) હા! હા!! હવે જોઇ, હાં! પણ વારૂં, તમે તેના સ્વામી મધુકરને જોયો?

**રણમલ**—ના! પ્રીય રત્ન! કયાં છે તેનો સ્વામી મધુકર?

**રત્નપ્રભા**—તેની પણ તમને ખબર નથી કે? થોડા સમય ઉપર તો તે મા'રા હૃદયમાં હતો, ને હાલ તો તે મારી ઘણીજ નજીક ઉભો છે. આશ્ચર્ય જેવું છે કે, તમે તે'ને પણ જોઇ શકતા નથી.

**રણમલ**—અરે દિવાની! તારી નજીકમાં તો કોઇ નથી વળી પાછી કહે છે કે, થોડા વખત ઉપર મા'રા હૃદયમાં હતો મધુકર તે હૃદયમાં રહેનો હશે? હું અજબ થાઉં છું, કે આજે તું આ શું બોલે છે.

**રત્નપ્રભા**—એમ કે! તે હૃદયમાં ન રહી શકે? અરે! તેને તો હું મારી એક આંખમાં સમાવું.

રણમલ—(તેનો હાથ પકડી), ત્યારે બતાવ મ'ને કે ક્યાં છે તા'રાં મધુકરને કમીલીની?

રત્નપ્રભા—ત્યારે શું તમે તે બ'નેમાંથી એકેને જોઇ શકતા નથી?

રણમલ—(કંટાળીને) પ્રીય! હુ પ્રતીજ્ઞા કરીને કહું છું કે હું કોઇને જોઇ શકતો નથી.

રત્નપ્રભા—ઘણી નવાઈની વાત? વારૂં તમારામાં કાંઇ કપટ તો નથીને?

રણમલ—વ્હાલી! આમ શામાટે કરે છે! શું તુ મા'રામાં કપટ ભરેલું ધારે છે? દેવી! મા'રૂં હૃદય નીર્મળ છે, હું મા'રા ખરા દીલથી તે બ'ને ને જોવા ઇચ્છું છું.

રત્નપ્રભા—સત્ય વદો છો?

રણમલ—ત્યારે શું ખોટું?

રત્નપ્રભા—તમે માનશો?

રણમલ—હા.

રત્નપ્રભા—જો જો હાં!

રણમલ—સારૂં બતાવ હવે?

રત્નપ્રભા—નકકી, તમારે તેમને જોવાં છે?

રણમલ—રત્નપ્રભા! હું ચોકસ કહું છું કે મા'રે તેમને જોવાં છે!

રત્નપ્રભા—એમ! તો આમ જરીક મા'રી પાસે આવો (રણમલનો હાથ પકડી પોતાની તરફ ખેચે છે) જો જો હાં! જાણે કે જે તમે છો ને પોતેજ મા'રા મધુકર, ને હું જે તમારી સોડમાં ઉભી છું, તે તમારી કમીલીની. કેમ? હવે તમે તે બ'ને ને જોયાં? કેમ! આપણે બ'ને પાસેને પાસે છીએ ને?

બોલોને મા'રા મીઠડા બોલા કંથ? એમ કહી 'રત્નપ્રભા' રણુમલને ગળે વળગી ખુબ હસવા લાગી.

**રણુમલ**—(આશ્ચર્ય યુક્ત) વાહરે શાણી 'રત્નપ્રભા' ? તા'રી ચતુ-રાઇને ધન્ય છે! ત્હેં તો આજે મ'ને ખુબ બનાવ્યો! આ-તા'રો 'રણુમલ જો કે હજી સુધી કોઇનાથી ઠગાયો નથી, તેને આજ, તેનાથી ના'ની રત્નપ્રભાએ ઠગ્યો. 'રત્નપ્રભા' આજે ત્હેં ઘણોજ પ્રપંચ કર્યો છે. સુંદરી! ત્હેં મા'રો અવતાર સફળ કર્યો છે? તું મા'રી દેવી છે?

**રત્નપ્રભા**—નાથ? હું એટલા બધા માનને યોગ્ય નથી, હું તો એક ક્ષુદ્ર પ્રાણી છુ; ને તમારી સાથે લગન થવાથી હું કૃ-તાર્થ થઇ છું. પ્રીયતમ? તમે મ'ને તારી, હુ અત્યારે સ્વ-ર્ગભુવનમાં છું. વ્હાલા? તે સઘળો આપના ચરણની સે-વાનોજ પ્રતાપ છે.

**રણુમલ**—મા'રી જીવનહાર! તું એક સદ્દગુણી સ્ત્રીનો નમુનો છે!

**રત્નપ્રભા**—નાથ જવા દ્યો એ વાત, ને કહો હવે કે આપને કયા અગત્યના કાર્ય અર્થ જવું છે? ને આ તમારી દાસીને શું આજ્ઞા છે?

**રણુમલ**—સુભદ્રે! ઘણાજ માઠા સમાચાર છે! વિજયનગરના આપણા વૃદ્ધ મંત્રીશ્વર 'પ્રતાપસિંહજી' તરફથી પત્ર આ-વેલો છે.

**રત્નપ્રભા**—તે પત્રમાં શું લખ્યું છે?

**રણુમલ**—તેમાં એમ જણાવ્યું છે કે, 'કુમુદ કુમારી' ને 'ઝેરીમલ ઉપાડી ગયો છે, ને 'ચંદ્રસિંહભાઇ, તેમની પાછળ દિવાના

બની ચાલી નીકળયા છે; ઘણી શોધ કરે પણ તેમનો પતો નથી.

રત્નપ્રભા—અરે ! હાય ! આશો જુલમ ? એકદમ આ, શું થઇ ગયું વ્હાલા ? હવે શુ કરીશું ? ભાઇ તથા ભાભીને માથે ઘણુંજ સંકષ્ટ આવી પડયું ? અરેરે હવે તેમને ક્યાં શોધીશુ, ને તેમને શી રીતે સંકષ્ટમાંથી મુક્ત કરાશું, એમ બોલી રત્નપ્રભા રડવા લાગી.

રણમલ—મા'રો મીઠડી ! શા માટે રૂદન કરે છે ? આ કષ્ટ તે શું વિશ્રાનમ છે, આકષ્ટ ન કહેવાય, પણ ઇશ્વરના તરફની એક શુભ કરનારી કસોટી છે. તેમાંથી આપણે શુદ્ધ થઇને બહાર નીકળવાનું છે, માટે ગભરાવું ન જોઇએ. આ તા'રો 'રણમલ' દુઃખ દેખી ડરી જાય તેવો નથી, ભલે કષ્ટના ડુંગરે ડુંગર મા'રી ઉપર તુટી પડે, પણ, આ, રણમલ કદી હીંમતને તજશે નહી. પ્રીયા ? ઇશ્વર જે કાર્ય કરે છે, તે સારૂંજ કરે છે, એમ સમજવું.

રત્નપ્રભા—મા'રા પ્રાણ ? ભાભીને છોડાવવા તથા ભાઇની શોધ કરવા, આપે શો રસ્તો ધાર્યો ?

રણમલ—તે સઘળી ગોઠવણ મ્હેં કરી છે. ને આપણા પ્રધાનજીને સુચના આપી છે. પ્રથમ હું ભાભીને મુક્ત કરવા જવા ધારૂંછું. કારણકે તે કયાં છે તે હું જાણુંછું. એમ કહી "રણમલે કરેલી ગોઠવણ 'રત્નપ્રભાને કહી સંભળાવી.

રત્નપ્રભા—પ્રીય ! ગોઠવણ તો ઘણીજ ઉત્તમ છે, પણ આપ મા'રી એક વાત શ્રવણ કરશો ?

રણમલ—અરે ? વાહરે રત્નપ્રભા! તમે વળી આવું કયારનાં બોલતાં શીખ્યાં?

રત્નપ્રભા—આપણો બંનેનો પ્રેમ બંધાયો ત્યારનાં! એમ કહી રણમલ તરફ જોઇ રત્નપ્રભા હસવા લાગી.

રણમલ—મા'રી મધુરી! તું મને ઘણોજ પ્રીય લાગે છે. બોલ હવે તું શુ કહેવા ધારે છે.

રત્નપ્રભા—મારે કહેવાનું એટલુંજ કે, આપને કુમુદા બ્હેનને છોડાવવા જવાની કાંઇ જરૂર નથી, પણ આપને બદલે આ, આપની રંક દાસીને રજા આપશો; તો હું કુમુદા બ્હેનને છોડાવી, તે પાપી ઝેરીમલને ચતુર્ભુજ બનાવી આપની સમક્ષ હાજર કરીશ.

રણમલ—( આશ્ચર્યતાથી ) અરે ? રત્નપ્રભા! તેંતો ગજબ કર્યો! આટલી બધી તા'રામાં હીંમત હશે, તે હું સ્વપ્ને પણ નહોતો ધારતો. રત્નપ્રભા! કુમુદ કુંઆરીને છોડાવી લાવવાં તે કંઇ ના'નાં બચ્ચાંનાં ખેલ નથી; ત્યાં તો કદાચ ભયંકર લડાઇ પણ લઢવી પડે. કહો, એવું થાય ત્યારે તમારાથી શું બને!

રત્નપ્રભા—એમ કે! વારૂ! આપને એકલાનેજ લઢતાં આવડતું હશે? પણ આ તમારી રત્નપ્રભા લઢાઇ લઢવામાં કુશળ છે તે તમે જાણો છો? કે આજેજ જાણ્યું? હું ના'નપણુમાંજ શસ્ત્ર, અસ્ત્ર વાપરવાની વિદ્યા શીખી હતી, ને તેનો ઉપયોગ મ્હેં મા'રા પિતાશ્રી સાથે શીકારે જઇ કર્યો હતો. સમજ્યા કે મારા સુરવીર ભર્તાર! આવું સાંભળીને

રણમલતો સ્તબ્ધજ બની ગયો, ને થોડીવારે વિચાર કરી બોલ્યો, કે ધન્ય છે મારી શુરવીર રાણીને! પણ પ્રીયા! હાલતો હું તમને અહીંજ રાખવાં તે યોગ્ય ધારૂં છુ, ને હું થોડા સમયમાંજ ભાભીને પાપીના પંજામાંથી મુક્ત કરી આવીશ.

**રત્નપ્રભા**—જેવી આપની ઇચ્છા, તો મ'ને મો'ટા ભાઇની શોધમાં જવાની આજ્ઞા છે?

**રણમલ**—( ખુશી થતો ) દેવી! હું તમને ક્યાંઈ જવા દેનાર નથી.

**રત્નપ્રભા**—આમે નહિ ને તેમે નહિ, ત્યારે હવે વચલો રસ્તો આપ કબુલ કરશો!

**રણમલ**—બોલો.

**રત્નપ્રભા**— મને વચન આપો. કે તા'રૂં કહેવું હું કબુલ રાખીશ!

**રણમલ**—લ્યો આ મા'રૂં વચન છે, બોલો હવે.

**રત્નપ્રભા**—મને સાથે લ્યો.

**રણમલ**—(હશીને) રત્નપ્રભા! ત્હેં મ'ને અગાઉથી બાંધી લીધો, ચાલો હું તમને મા'રો સાથે લઇશ, પછી કાંઇ, હવેતો ખુશી થયાંને?

**રત્નપ્રભા**—હા હવે હું ઘણીજ ખુશી થઇ.

તો ચાલો હવે રાત્રી ઘણી ગઇ છે, ને કાલે પ્રાતઃકાળમાંજ આપણે પ્રયાણ કરવાનું છે; માટે નિંદ્રાધીન થઇએ. એમ બોલી 'રણમલ' 'રત્નપ્રભાનો' હસ્ત પકડી તેને સયન ભુવન તરફ લઈ ચાલ્યો. ને ત્યાં જઇ આ બંને દંપતિ એક મોટા શુશોભીત પર્યંકપર સુતાં, ને નાના પ્રકારની વાતો કરતા નિંદ્રા દેવીને શરણ થઇ ગયાં.



# પ્રકરણ ૩૨ મું.

ઘેલો ચંદ્ર.

પ્રેમી પ્રેમના બળવડે, સહે સંકટો અપાર,
દુ:ખ સુખ તે ધારે નહિ, છે પ્રેમ લીલા અપાર.

---



વર્ષા ઋતુ ચાલતી હતી, નભમંડળમાં મેઘ ઘનઘોર છવાઇ રહ્યો હતો, ને થોડા થોડા અંતરે ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. દિવસ છતાં વિજળીના આછા આછા ચમકારા થતા હતા, જાણે હમણાંજ વરસાદ તુટી પડશે, થોડીવારમાંજ વરસાદ વરસવા લાગ્યો, જાણે જળ પ્રલય ન થવાનો હોય તેમ મુશળધાર વરસાદ પડવા લાગ્યો, સઘળે ઠેકાણે જળ જળ થઇ રહ્યું. મો'ટા મો'ટા કડાકા થવા લાગ્યા. તેના પડઘા જંગલમાં ઘણેજ દુર સુધી સંભળાવા લાગ્યા. થોડીવાર પછી વરસાદ વરસતો બંધ થયો, ને તેના વરસવાથી જંગલ ઘણુંજ રળિઆમણું લાગતું

હતું. દરેક ઠેકાણે દ્રષ્ટી નાંખવાથી લીલું ઘાસ જમીન ઉપર ઉગેલું નજરે પડતું હતું, તેથી જાણે જમીન ઉપર નિયંતાએ કુદરતી લીલી શેતરંજી ન બીછાવી હોય તેમ લાગતું હતું તે ઉપરાંત આ જંગલમાં કોયલ, મયુર, બપૈયા પોતાના મધુર ટહુકારથી વનને ગજાવી મુકતાં હતાં. આ જંગલમાંજ રણમલે પોતાની છાવણી નાંખી હતી. આજ પ્રાતઃકાળમાં રણમલ તથા રત્નપ્રભા પોતાના સૈનીકો સાથે અમરકંટકમાંથી નીકળ્યાં હતાં. આ વખતે રત્નપ્રભાએ પુરૂષને પોશાક ધારણ કર્યો હતો, તેથી તે બહાદુર લડવૈયા જેવી દેખાતી હતી, ને તે પોતાના સ્વામીની સાથે પોતાને અશ્વ ચલાવતી હતી, અને બે એઉની પાછળ ગુમાનસિંહ તથા સેનાધીપતી સાથે સઘળું સૈન્ય ચાલતું હતું. બરોબર મધ્યાનકાળે તેઓ આ જંગલમાં આવી પહોંચ્યાં હતાં. આજે તેમણે ચાળીસ માઈલની મુસાફરી કરી હતી, તેથી તેઓ ઘણુંજ થાકી ગયાં હતાં, તેમ આ અરણ્યથી ગુમગૃહ હવે પચાસ માઈલ દુર રહ્યું હતું. અતિ શ્રમથી તથા વરસાદ છવાયાથી રણમલે તેજ ઠેકાણે પડાવ નાંખવાનો હુકમ પોતાના સૈનીકોને કર્યો. મહારાજાની આજ્ઞા મળતાંજ સૈનીકો અશ્વ ઉપરથી નીચે ઉતર્યા ને તેઓને અરણ્યમાં ચરવાને છુટા મુકી દીધા. ભર જંગલની અંદર તંબુઓ એક પછી એક ઠોકાવા લાગ્યા, સૈનીકોએ પોતપોતાને માટે નાની રાવટીઓ બાંધી દીધી, ને ગુમાનસિંહ તથા સેનાધીપતીને માટે બે મોટા તંબુ ઉભા કરવામાં આવ્યા. જોતજોતામાં આ વિકટ અરણ્ય રણમલની છાવણીથી એક નાનું સરખું શહેર બની ગયું, તે રાવટીઓ અને બે મોટા તંબુઓની વચમાં એક સુંદર મોટો કિનખાબને તંબુ ખાસ મહારાજાને માટે ઉભો કરવામાં આવ્યો હતો.

આ સઘળું થઇ રહ્યા પછી સર્વ સૈનીકો પોતપોતાની રાવટી

ઓમાં રસોઇ બનાવવા મંડી પડયા, પહેરેગીરો ખુલ્લી તલવારે પહેરો ભરવા લાગ્યા, આ વખતે વરસાદ વરસતો બંધ થઇ ગયો હતો, પાણી ખળખળ વહેતાં હતાં; તેવે સમયે જમી પરવારી, રણમલ ગુમાનસિંહને સાથે લઇ, દુર જંગલમાં ફરવાને માટે ગયો, તંબુમાં ફક્ત રત્નપ્રભા એકલી રહી હતી. આવા મનોહર જંગલમાં રણમલની છાવણીથી થોડેક દુર એક યુવક વર્ષાદ વરસતો હતો, તેથી એક ઝાડ તળે ટુટીયુ વાળી બેઠો હતો તે વારે ઘડીએ આસપાસ જોયા કરતો હતો; વરસાદથી તેનાં કપડાં ભીંજાઇ ગયાં હતાં, કપડાંમાં ફક્ત તેણે એક સુરવાળ પહેરેલી હતી ને બદનપર એક મલમલનુ ઝીણું પહેરણુ પહેરેલુ હતું; તેનું માથું ખુલ્લુ હોવાથી તેના કાળાવાળ અવ્યવસ્થીત થઇ તેની ગરદન ઉપર છુટા છવાયા પથરાઇ ગયા હતા. પાણીથી ભીંજાએલોને ટાઢથી ઠુઠવાતો આ પ્રવાસીયુવક બેઠો બેઠો કંપતો હતો. તે પુરૂપની મુખાકૃતીમાં વારે ઘડીએ થતા ફેરફારોથી જણાતું હતું કે આ યુવાન ઘણોજ દુઃખી, તેમ દુનિઆંથી કંટાળી ગયેલા જેવો જણાતો હતો. વરસાદ વરસતો બંધ થઈ ગયેલો જોઈ તે યુવાન એક લાંબો નિશ્વાસ નાંખી ઉભો થયો. મા'રા પ્રીય વાંચક બંધુઓ તમે તેને ઓળખ્યો તો હશે, કે તે બીજો કોઇ નહિ પણ આપણી કથાનો ચંદ્રસિંહ હતો, કે જે કુમુદકુમારીની પાછળ પ્રેમ ઘેલો થઇ નીકળી પડયો હતો, તેજ એ યુવાન. તે ઉભો થઇ આસપાસ નજર નાંખી બોલવા લાગ્યો, ગઈ, ગઇ, આખરે ગઇ, મા'રૂં અમુલ્ય રત્ન ચાલ્યું ગયું. " કુમુદકુમારી " તુ આ વખતે કયાં હોઇશ ? અરે ! મને કોઇ મા'રી પ્રીય મનોહારીણી બતાવો ? " કુમુદે ? " શું તને ખબર છે કે તા'રે માટે :તા'રો ' ચંદ્ર ' કેટલું સહન કરે છે ? આવ, હૃદયવલ્લભા આવ ? એક-

વાર આ તા'રા આતુર ચંદ્રને દર્શન દે, ને તેના કૃત્યની ક્ષમા આપ. હાય પ્રીયે ! તું કેમ બોલતી નથી ? તું મા'રાથી રીસાઇ તો નથી ગઇ ને ? અરે ત્યારે તું કેમ બોલતી નથી ? શું તું આ દુનિઆં ઉપરથી સદાયને માટે ચાલી તો નથી ગઇને ? ( વિચારમાં પડી ને બોલે છે. ) નહિ, નહિ મા'રી "કુમુદ" મ'ને એકલો મુકીને કદી જાય નહિ. ને જો કદાપી ગઈ હોય તો ? ( વિચાર કરી આકાશ સામુ જોઇ કહેવા લાગ્યો ) હે ' યમરાજ ? જો તમે મા'રી કુમુદને લઇ ગયા હો, તો કૃપા કરી તે'ને એક વખત મા'રી પાસે મોકલો, નહિ તો મ'ને પણ તેની પાસે લઇ જાઓ; એવી તમને મા'રી પ્રાર્થના છે. ( થોડીવાર શાંન્ત રહી બોલ્યો ) અરે ? મ'ને કેમ કોઇ જવાબ આપતું નથી ? શું યમરાજ નિર્દય હશે ? હા તેમજ, તે જાતે વિકાળ અને નિર્દય છે તો પછી કોને કહેવું ! પણ જો એકવાર તે મા'રી દ્રષ્ટીએ પડે તો તેમની શક્તિ નથી કે તે મા'રી કુમુદને તેમની પાસે રાખી શકે. એમ કહી હાથની મુઠીઓવાળી થોડીવાર આકાશ સામુ જોઇ રહ્યો, ને પછી પાછો એકદમ મો'ટે સ્વરે બોલવા લાગ્યો, આ રહી, મા'રી 'કુમુદ'ને મ્હેં જોઇ, તે મા'રી પાસે આવવા માગે છે, પણ ! પણ ! પેલો ચંડાળ ' ઝેરીમલ ' તેને આવવા દેતો નથી. ( ઉશ્કેરાઇ ) હજુ પણ તે પાપી મા'રી કુમુદનો કેડો મૂકતો નથી. ખબરદાર, પાપી ! હું [illegible] આવ્યો છું. વ્હાલી ' કુમુદ ' ગભરાઇશ નહિ ! તા'રી મદદે હુ આવી પહોંચ્યો છું, હમણાંજ હું તે પાપીને યમસદનમાં પહોંચતો કરી દઉં છું. એમ બોલી દાંત પીસી એકદમ દોડવા લાગ્યો, દોડતાં દોડતાં તે ઠેઠ રણ-મલની છાવણી નજીક આવી પહોંચ્યો. આ સમયે રણમલ તંબુમાં નહોતો, તેતો જંગલની શોભા નીરખવા નીકળી પડયો હતો. તંબુમાં

ફક્ત રત્નપ્રભા હતી, ને બહાર ખુલ્લા મેદાનમાં સિપાઇઓ ખુલ્લી તલવારે પે'રો ભરતા હતા, તેવામાં તેમની નજર દોડી આવતા ચંદ્રસિંહ ઉપર પડી, તેથી તેમાંના બે સિપાઇઓ ચંદ્રની નજીક આવી તેને ત્યાં અટકાવી પૂછવા લાગ્યા, અરે ! તું કોણ છે ! ને આમ ગભરાયેલી હાલતથી કેમ દોડે છે? તને મારવા ને માટે કોઈ દુશ્મન તો પાછળ નથી પડ્યો ને ?

ચંદ્રસિંહ—અરે ! તમે લોકો કોણ છો ? ને મને શું પૂછો છો, તે કાંઇ હું સમજી શકતો નથી. તેમ હું તમારા એક પણ સવાલ નો જવાબ આપવા ખુશી નથી, સમજ્યા ! તેણે ડોળા ઘુરકાવી કહ્યું. આથી તે બંને સિપાઇઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, ને તે બંને જણા એક બીજાના સામું જોવા લાગ્યા, છેવટે તેમાંનો એક સિપાઇ ચંદ્રસિંહની પાસે આવી દમભેર પૂછવા લાગ્યો. કેમ અલ્યા ! તું અમારા પ્રશ્નનો ઉત્તર નહિ આપે ?

ચંદ્રસિંહ—તમને એકવાર કહ્યું કે ના, પછી શુ પૂછો છો ?

સિપાઇ—જવાબ નહિ આપવાનું કારણ ?

ચંદ્રસિંહ—અમારી મરજી.

સિપાઇ—એ'વી મરજી નહિ ચાલે ?

ચંદ્રસિંહ—નહિતો તું શું કરીશ ?

સિપાઇ—હું તને બંધીવાન બનાવી અમારા મહારાજા પાસે લઇ જઇશ સમજ્યો ?

લુચ્ચા ચોર, હરામખોર, કહી ચંદ્રે તે સિપાઇને જોરથી એક તમાચો ખેંચી કાઢયો, સિપાઇતો બિચારો સ્તબ્ધ બની જઈ ગાલ પંપાળવા લાગ્યો; ને ત્યાંથી દુર ખસી આઘો જઇ ઉભો રહ્યો ત્યાર

બાદ ચંદ્રસિંહ તંબુ ભણી ચાલવા લાગ્યો. તેટલામાં વળી પાછો બીજા પહેરે દારોએ અટકાવ્યો, ને તેમાંનો એક આગળ આવી પૂછવા લાગ્યો. બાઇ! તાહરે કોનુ કામ છે.

ચંદ્રસિંહ—મા'રી મનોરમા કુમુદનું.

સિપાઇ—કુમુદ શું?

ચંદ્રસિંહ—તે એક રત્ન છે.

સિપાઇ—ત્યારે શું તે રત્ન તા'રા પાસેથી ખોવાઈ ગયુ છે?

ચંદ્રસિંહ—(અકળાઇને) હા! તેમાં તા'રે શી પંચાત, ઓળાઓ, તમે બધા ભૂતના ભાઈ જેવા દેખાઓ છો, મ'ને લાગે છે કે, તે રત્ન તમે જ ગુમ કર્યું હોવું જોઇએ.

સિપાઇ—વાહરે વાહ? તું તો કોઇ ગળે પડુ જણાય છે, શું તા'રૂં રત્ન મેં'જ સંતાડયું છે?

ચંદ્રસિંહ—હા, હા, તેં'જ સંતાડયું છે, ને જો કદાપિ ત્હેં નહી સંતાડયું હોય તો, તા'રા રાજાએ તો ચોક્કસ સંતાડેલું હોવું જોઇએ.

સિપાઇ—(સ્વગત) નક્કી, આ, કોઈ ઘેલો જણાય છે, નહિ તો તે આવા શબ્દો બોલી શકે નહિ, લાવ લગીર તેની ગમ્મત કરૂં. (પ્રગટ) વારૂં અમારા રાજાએ તા'રૂં રત્ન સંતાડયુ હશે, તો તેમને તું શું કરીશ?

ચંદ્રસિંહ—(ક્રોધથી) શુ કરીશ? ઓ હરામખોર! તું શું મને પૂ. છે છે? તા'રા રાજાને હું સખ્ત શિક્ષા કરીશ, ને તેની પાસેથી મા'રૂં રત્ન મેળવીશ સમજ્યો?

સિપાઈ—એમકે! પણ હવે તું અહીંથી પધારી જાયતો સારૂં.

ચંદ્રસિંહ—હું અહીથી ખસવાનોજ નથીને.

સિપાઇ—કેમ વારૂં ?

ચંદ્રસિંહ—અમારી મરજી, શા માટે મા'રૂં મગજ ફેરવે છે.

સિપાઇ—અલ્યા, ગાંડાયા! અહીં તા'રી મરજી નહીં ચાલે! તું કોણ છે!

ચંદ્રસિંહ—જંગલના રાજા! તા'રો રાજા મા'રી હદમાં આવ્યો છે,તે જાણીને હું તેની પાસે મા'રી ખંડણી વસુલ કરવા આવ્યો છું.

સિપાઇ—એમ કે! પણ તા'રાં બીજાં માણસો કયાં છે. કે તું એ-કલોજ ખંડણી વસુલ કરવા આવ્યો છે!

ચંદ્રસિંહ—(બંને હસ્ત બતાવી) જો! આ રહ્યાં મા'રાં માણસો.

સિપાઇ—ઓય તારીની! આતો કોઇ વિચત્ર પુતળું જણાય છે. (બીજા સિપાઇઓને) ભાઇયો! આમ તો આવો, ને જુઓ તો ખરા, આ કોઇ ગાંડો માણસ, આપણા મહા-રાજાની પાસે ખંડણી લેવા આવ્યો છે. આવું તે સિપા-ઇનુ કહેવું સાભળી સઘળા પહેરેદારો હસતા હસતા ત્યાં આવ્યા; ને ઘેલા 'ચંદ્ર'ની મશ્કરી કરવા લાગ્યા. કોઇ તેને પછવાડેથી તો કોઇ આગળથી એમ ધક્કા મુકકી કરવા લાગ્યા. તેમનું આવું વર્તન જોઇ દિવાના 'ચંદ્ર નું મગજ ફરી ગયું, ને એકદમ તે એક સિપાઇની તરફ ધસી તેના હાથમાંથી કટાર છીનવી લઇ, અને તેને જોરથી એક લાત મારી જમીન ઉપર પાડી દીધો, તેને નીચે પડેલો જોઇ 'ચંદ્રસિંહ' મો'ટા અવાજથી કહેવા લાગ્યો, દુઃખી મા-ણસની મશ્કરી કરનાર આવી સજાને પાત્ર થાય છે; સમ-જ્યો? માટે એ'વું ન કરીયે, એમ બોલી પાછો 'ચંદ્ર' તે પડેલા સિપાઇનુ આશ્વાસન કરવા લાગ્યો.

પોતાના માણુસની આ'વી દુર્દશા થયેલી જોઇ બીજા સિપા-ઇઓને ઘણો ક્રોધ ચઢયો, ને તેથા તેઓએ 'ચદ્રને' મારી નાંખવા તલવારો તેની ઉપર ઉગામી. ફક્ત એકજ ફટકો, પણુ તેટલામાં પાછળથી એક કોમળ અને મધુરો અવાજ સંભળાયો. તે'ને મારશો નહિ. બસ આટલાજ શબ્દો પુરતા હતા. સિપાઈઓ તે અવાજ તરફ ચમકીને જોવા લાગ્યા, તો તેઓનાં મહારાણી 'રત્નપ્રભા' પુરૂષના પોશાકમાં ત્યાં આવતાં જણાયા.તરત સિપાઇઓએ હથિઆર નમાવી તેમને માન આપ્યું, ને હાથ જોડી ઉભા રહ્યા, મહારાણી 'રત્નપ્રભા' જ્યાં 'ચંદ્રસિંહ' નીચું વદન કરીને ઉભો હતો, ત્યાં આવી તેને મધુર સ્વરે પૂછવા લાગી. તમે કોણુ છો ? પણુ તે'ના પ્રશ્નનો ઉતર કોણુ આપે ? 'ચંદ્રસિંહ' તો 'રત્નપ્રભા' ને એક પત્થરના પુતળાની માફક એકી ટસે જોવા લાગ્યો. તેને નિરૂત્તર રહેલો જોઇ 'રત્નપ્રભા'એ ફરીથી પૂછ્યુ, તમે કોઇ પ્રવાશી છો ! આથી 'ચંદ્ર' સાવધ થયો, ને પોતાની દ્રષ્ટી તેની તરફથી ખેંચી લઈ બોલ્યો, તમે શું કહો છો ?

**રત્નપ્રભા**—હું તમને એમ પુછુ છું, કે તમે કોણુ છો !

**ચંદ્રસિંહ**—દિલગીર છું કે, હાલ હું આપને તે જણાવી શકતો નથી, પણુ તે પહેલાં તમે મ'ને જણાવશો, કે તમે કોણુ છો ?

**રત્નપ્રભા**—હું અત્રે આવેલા મહારાજાનો એક પ્રાણુ પ્રીય મિત્ર છું

**ચંદ્રસિંહ**—તમારૂં નામાભિધાન !

**રત્નપ્રભા**—રાજકુમાર 'રત્નસિંહ.'

**ચંદ્રસિંહ**( ખુશી થતો ) વાહવા ! વાહવા ! ઘણુંજ સુંદર નામ છે, વારૂં તમારા મહારાજા તંબુમાં છે કે નહી ?

**રત્નપ્રભા**—હા છે ! પણ તમારે તેમનું કાંઇ કાર્ય છે ?

**ચંદ્રસિંહ**—હાજી ! તેને મા'રે થોડીક શિક્ષા કરવી છે.

**રત્નપ્રભા**—શા માટે ?

**ચંદ્રસિંહ**—તે હું કહી શકતો નથી.

આવા તેના વિચીત્ર શબ્દોથી 'રત્નપ્રભા' વિચારવા લાગી કે, અરેરે ! આ કોઇ દુઃખથી ઘેલો થયેલો પુરૂષ છે, તેની કાંતી તેજોમય જણાય છે, ચહેરા ઉપરથી નીહાળતાં આ પુરૂષ 'ચંદ્રસિંહ' ભાઇની છબીને મળતો આવે છે, ત્યારે શું આ, તે તો નહિ હોય ! (વિચાર કરી) શુ ખબર પડે ! લાવ હું તેને સમજાવી પૂછી જોઉ. એમ વિચાર કરી 'રત્નપ્રભા' 'ચંદ્ર'ને પુછવા લાગી. ભાઇ ! તમે કોઇ ગુણવાન માણુસ જણાવ છો.

**ચંદ્રસિંહ**—સત્ય છે, પણ મા'રા ગુણની કીંમત કરનાર હાલ છે નહિ.

**રત્નપ્રભા**—અરે વાહ ! આ'વું શા માટે બોલો છો !

**ચંદ્રસિંહ**—હું સત્ય વદું છું ! મા'રા ગુણ તે હાલ અવગુણ સમાન છે.

**રત્નપ્રભા**—હશે ! હવે એવા વિચાર જવા દ્યો, ને આપ મા'રી સાથે મિત્રતા બાંધશો ! હું તમારા સુખ દુઃખનો ભાગીદાર થઇશ.

**ચંદ્રસિંહ**—હેં ? શુ તમે મા'રા મિત્ર થવા ધારો છો ! અરે ! હું તો તમારી મિત્રતા રાખવાને ઘણોજ ખુશી છું.

**રત્નપ્રભા**—મા'રી ઉપર આટલું બધુ ખુશી થવાનું કારણુ ?

**ચંદ્રસિંહ**—કારણુ ! હા, હા, હા, ( હસે છે ) તમે મ'ને ઘણાજ પ્રીય લાગો છો, કારણુ કે, મા'રી પ્રીયતમાનું મુખાર્વિંદ તમારા મુખ મંડળ જેવુંજ હતું.

**રત્નપ્રભા**—તમારી પ્રીયતમાનું નામ?

**ચંદ્રસિંહ**—" કુમુદકુમારી "?

**રત્નપ્રભા**—( સ્વગત ) નક્કી એજ, મા'રી ધારણા ખરી પડી, ( પ્રગટ ) વારૂં આપનું નામ શું છે?

**ચંદ્રસિંહ**—હિનભાગી " ચંદ્રસિંહ. "

**રત્નપ્રભા**—એમ કે? હાં! વારૂં આપની " કુમુદકુમારી " હાલ ક્યાં છે! પ્રીય " ચંદ્રસિંહ "! જુઓ હવે જાણે કે હું તમારો મિત્ર થયો, તો તમારાથી મિત્રની આગળ કાંઇ પણ વાત ખાનગી રખાય નહિ, ને જો ખાનગી રાખીયે તો પ્રાયશ્ચિત લાગે.

**ચંદ્રસિંહ**—( શોકાતુર વદને ) પ્રીય " રત્નસિંહ "! તમે મા'રી ક્ષણભરને માટે ભુલાયેલી વાતને યાદ દેવરાવી મા'રાં રોમાંચ ઉભાં કર્યાં છે; હા, પ્રીય મિત્ર! મા'રી પ્રાણવલ્લભા મા'રાથી રીસાઈ ગઇ છે, તેને દુષ્ટ, પાપી, નરાધમ, " ઝેરીમલ " ઉપાડી ગયો છે; ને તે અધમે મા'રી પ્રાણપ્રીયાને ક્યાં છુપાવી દીધી છે, તેની મ'ને ખબર નથી પડતી. તે મા'રી પ્રાણેશ્વરીની શોધમાંજ હું નીકળ્યો છુ, પણ હાય! ઘણા દિવસો થયા છતાં મારી હૃદયેશ્વરીનો પત્તો તેમ મેળાપ નથી થયો. હાય! પ્રીય " રત્નસિંહ " હું ઘણોજ દુઃખી છું, મા'રા કષ્ટનો કાંઇ પાર નથી, એમ હી દિવાનાપણામાં રડતો રડતો " કુમુદકુમારીને ઉદ્દેશી કહેવા લાગ્યો. "કુમુદે" કુમુદે " તું ક્યાં વસે છે? આવ, એકવાર આવ ને આ બળી ભસ્મ થતા હૃદય ને તું સ્નેહાંજલી દઇ શાંન્તી પમાડ. એમ કહી " ચંદ્ર " રૂદન કરવા લાગ્યો. તેથી તેને શાંતી

આપતી " રત્નપ્રભા " કહેવા લાગી, " ચંદ્રસિંહ " શા માટે આક્રંદ કરો છો ? શાંત થાઓ, જાણે કે હવે હું તમને મા'રા મો'ટા ભ્રાત જેવા ગણું છુ, તો તમારે આવું ન કરવું જોઇએ ? ધૈર્ય ધરો, શા માટે અકળાઓ છો ?

ચંદ્રસિંહ—( તેનો હસ્ત પકડો ) પ્રીય રત્ન ? તું મા'રી " કુમુદ"ને ગમે ત્યાંથા ખોળી લાવ, તે ક્યાં અદ્રશ્ય થઇ ગઇ છે તેની મ'ને ખબર નથી: હું તો ફક્ત એટલુંજ જાણું છું કે, તે મ'ને મુકીને ચાલી ગઇ છે. પ્રીય " રત્નસિંહ "! મા'રા દુઃખના વિસામા ! જો તું મા'રી કુમુદાનો પતો લાવી આ પીશ તો હું તને મા'રા એક મો'ટા સરદારની પદવી આપીશ. ને વંશપરંપરાને મા'ટે એક જાગીર કાઢી આપીશ, સમજ્યા " રત્નસિંહ " ?

રત્નપ્રભા—મા'રે તમારી સરદારી તથા જાગીરની જરૂર નથી પણ એક મિત્રની ફરજ તરીકે હું " કુમુદકુમારી " ને ખોળી લાવી તમને મેળવી આપીશ પછી કાંઇ ?

ચંદ્રસિંહ—તો, મ'ને ઘણોજ આનંદ થશે ?

આ'વી રીતે " રત્નપ્રભા " " ચંદ્રને " સમજાવતી હતી, પહેરેદાર સિપાઇઓ જે ત્યાં ઉભા હતા, તેઓ " ચંદ્રસિંહ " ને ઓળખી ગયા, ને તેમણે તેમની સાથે ચલાવેલી ગેર વર્તણુકનો પશ્ચાતાપ કરવા લાગ્યા. પછી ચતુર " રત્નપ્રભાએ " " ચંદ્ર " ને દિલાસો આપી સમજાવ્યો, ને સિપાઇની પાસે એક વૃક્ષની નીચે સુંદર મખમલની શેતરંજી પથરાવી તેની ઉપર " ચંદ્રસિંહ " ને બેસાડી તેની સામે પોતે બેસી વાતો કરવા લાગી; " ચંદ્રસિંહ " 'રત્નપ્રભા " ને પોતાની દુઃખી વાર્તા કહેવા લાગ્યો.



# પ્રકરણ ૩૭ મું.

## ભાઇનીભેટ.

મીલન થાતાં બંધુનું, આનંદ દીલે વ્યાપતો;<br>
જોઇ ચંદ્રસિંહનીજ ભ્રાતને, રણુમલ આનંદ પામતો.



ત અશ્વ ઉપર જેણે સ્વારી કરી હતી, ને રેશમી લીલી સુરવાળ પહેરેલી હતી, ને તેની ઉપર મખમલનો જામો શોભી રહ્યો હતો: માથા ઉપર મણીમય શીરપેચ બાંધેલો હતો, જેના વાળ ગરદન ઉપર પથરાયેલા હતા, ને જેની પાછળ અશ્વ ઉપર સ્વાર થયેલો "ગુમાનસિંહ" નજરે પડતો હતો, તેવો ગૌરબદન ભાસતો "રણુમલ પોતાના અશ્વને નચાવતો નચાવતો જંગલની શોભા નિરખી પાછો છાવણીમાં આવી પહોંચ્યો. તેણે દુરથી પોતાની પ્રીયાને કોઇ અજાણ્યા પુરૂષની સાથે વાર્તા કરતી જોઇ આશ્ચર્ય પામ્યો. ને પાસે આવી અશ્વ ઉપરથી નીચે ઉતરી, ને "રત્નપ્રભા" તરફ સપ્રેમ દ્રષ્ટીએ જોવા લાગ્યો. સ્વામીને આવેલા જોઇ "રત્નપ્રભા" ઉભી થઇ, ને તેમને પ્રણામ કરી સમશ્યામાં આ, ચંદ્રસિંહ' ભાઇ છે એમ તુરત સમજાવી દીધું. પ્રીયાની ચાલાકીથી "રણુમલ" પ્રસન્ન થયો,

ને તેણે અત્યાર સુધી "ચંદ્રસિંહ"ને સમજાવી રોકી રાખ્યો, તેને માટે તે "રત્નપ્રભા" ને ધન્યવાદ આપવા લાગ્યો. આ સમયે "ચંદ્રસિંહ" આંખ્યો બંધ કરી નીચું જોઇ રહ્યો હતો, તે હવે આંખ્યો ઉઘાડી જોવા લાગ્યો, તો પોતાના થયેલા મિત્રને બીજા સાથે વાત કરતો જોઇ "ચંદ્રસિંહ" ઉભો થયો, ને "રણમલ"ને નિહાળી નિહાળી જોવા લાગ્યો; ને તે પછી થોડીવારે "રત્નપ્રભા"ને પૂછવા લાગ્યો. પ્રીય મિત્ર ? આ, અજાણ્યો માણસ કોણ છે ?

અમારા મહારાજા કે, જેને તમે શીક્ષા કરવાનું કહેતા હતા તે "રત્નપ્રભા"એ જવાબ આપ્યો.

નહી, તે, આનહી, "ચંદ્રસિંહે" રણમલ તરફ જોઇને કહ્યું.

ત્યારે ! આ કોણ છે ! તે તમે ઓળખો છો ! "રત્નપ્રભા"એ ફરીથી પૂછ્યું.

મને તો આ અજાણ્યો છોકરો ! મા'રા ના'ના બંધુ જેવો લાગેછે. "ચંદ્રે" રણમલને જોઇને કહ્યું.

" તમારા ના'ના બંધુનું નામ ! 'રત્નપ્રભા'એ વધારે જાણવાના હેતુથી પૂછ્યુ.

'રણમલ' 'ચંદ્રે' ગળગળે સાદે ઉતર આપ્યો.

'રણમલ' વધારે વખત પોતાના ભાઇની દશા જોઇ શક્યો નહી, તેથી તરતજ તે 'ચંદ્રસિંહની તરફ દોડ્યો, ને ઓ ! મા'રા પ્રીય વડિલ ભ્રાતા ! તમારી આ દશા ! કહી 'ચંદ્રને ભેટી પડ્યો, ને ચોધાર આંસુએ રડવા લાગ્યો. આ વખતે 'રત્નપ્રભા'ની આંખ્યમાં પણ સ્નેહનાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં હતાં. જેવો 'રણમલ' પોતાના ભાઇને ભેટ્યો તેવો 'ચંદ્ર' પણ રણમલને જોરથી છાતી

સરકેલો ચાંપવા લાગ્યો; કોણ ! મા'રા વિશ ! 'રણમલ'? એમ કહી 'ચંદ્ર' ખડખડાટ હસવા લાગ્યો. પણ થોડ જ સમયમાં પાછું તેનું મન ભમી ગયુ, ને તેથી તેણે એકદમ 'રણમલ'ને પોતાના હૃદયથી દુર ધક્કો મારી ફેંકી દીધો, ને તેની સામુ તીક્ષણ નજરથી જોવા લાગ્યો, ને થોડીવારે પૂછવા લાગ્યો. તુ કોણ ?

આપનો કનીષ્ટ ભ્રાત 'રણમલ.'

રણમલે ઉભા થઇ જવાબ આપ્યો.

હેં ! કોણ ! મા'રો ના'નો ભાઇ 'રણમલ'! કહી 'ચંદ્ર' વિચાર કરવા લાગ્યો. પણ તેના વિચારમાં કંઇ નહીં આવવાથી 'રણમલ' તરફ જોઇ ક્રોધથી કે'વા લાગ્યો. નહી, નહી, તુ મા'રો ભાઈ ન હોય, મા'રો 'રણમલ' તો મા'રી 'કુમુદ્કુમારી'ને શોધવા ગયો છે. તો, તુ કોણ ! દુષ્ટ ! તુ કોઇ જુઠો માણસ છે, મા'રા બંધુનું રૂપ લઇ મ'ને ઠગવા આવ્યો છે? ઉભો રહે હું તને તેનું ફળ ચખાડું. એમ બોલી સિપાઇ પાસેથી છિનાવી લીધેલી કટાર "રણમલ તરફ ઉગામી, ચંદ્ર કહેવા લાગ્યો. હરામી ? તું ! તુંજ ! બોલ ! બતાવ ! કયાં છે મા'રી કુમુદ ! નહી તો તને મારી નાંખું છું, કહી "ચંદ્ર" રણમલ ને મારવા દોડયો, કે તુરતજ ચતુર "રત્નપ્રભા" એ વચ્ચે પડી તેનો હાથ પકડી આગળ વધતો અટકાવ્યો. જો "રત્નપ્રભા" સમય સુચકતા વાપરી વચ્ચે ન પડી હોત તો "રણમલ' ના પ્રાણનો અવશ્ય વિનાશ થાત. "રણમલ" પોતાના ભાઇની આવી કઢંગી અવસ્થા નિહાળી દુઃખી થઈ જમીન ઉપર બે ભાન થઇ ઢળી પડયો, તુરત સિપાઇઓ મહારાજાને ઉંચકી તંબુમાં લઇ ગયા, ને એક સુંવાળી ગાદીપર, સુવાડી તેમને શુદ્ધીમાં લાવવાના પ્રયત્ન કરવા લાગ્યા.

"રણુમલને તંબુમાં લઇ ગયા પછી 'ચંદ્રસિંહ" રત્નપ્રભાને પોતાની નજીક ઉભેલા જોઇ તેને હથીને પૂછવા લાગ્યો. "રત્નસિંહ"? શું તમારો રાજા મરણ પામ્યો!

**રત્નપ્રભા**—નહી, તે બેશુદ્ધ ગઇ ગયા છે, "ચંદ્રસિંહ" તમને આ'વું કરવું નહોતું ઘટતું.

**ચંદ્રસિંહ**—પ્રીય મિત્ર? શું કરૂં! હું દુઃખથી અકળાઇ ગયોહું, મ'ને કશું પણ ભાન નથી, તમે તમારા રાજાને બચાવ્યો; તે ઘણુંજ ઉતમ કર્યું છે, નહીતો તે બીચારો મા'રી કટારનો ભોગ થઇ પડત.

**રત્નપ્રભા**—હવે આપ તંબુમાં પધારશો?

**ચંદ્રસિંહ**—નહી! પણ તમે હવે મા'રી કુમુદને કયારે મેળવશો તે તો કહો?

**રત્નપ્રભા**—ચાલો અત્યારે.

**ચંદ્રસિંહ**—(ખુશી થતો) શુ કહો છો? "રત્નસિંહ" મને લાગે છે કે તમે બડા ઠગ છો. પણ મને કહો જોઇએ કે મા'રી "કુમુદ" કયાં છે?

**રત્નપ્રભા**—અહીંઆંજ છે,

**ચંદ્રસિંહ**—અરે! શું મા'રી પ્રીયા અત્રેજ છે? બતાવો, બતાવો, પ્રીય મિત્ર! તેને મ'ને જલદી બતાવો!

**રત્નપ્રભા**—તમે શાંત થાઓ, ને જો વધારે ગરબડ કરશો તો કુમુદને આપ કદી પણ નહી મળી શકશો; સમજ્યા? માટે શાંત થાઓ.

**ચંદ્રસિંહ**—(ધીરેથી) મિત્ર! હું શાંત રહીશ, પછી કાંઇ! હવે આપણે ચાલીશું?

રત્નપ્રભા—હા ! તમે મા'રી પાછળ ચુપચુપ ચાલ્યા આવો. એમ કહી " રત્નપ્રભા " ચંદ્રને એક ના'ના તંબુમાં લઇ આવી ને તેને એક સુંદર ગાદી ઉપર બેસાડી કહેવા લાગી, "ચંદ્રસિંહ"! તમે હવે અત્રે બેસો, હું જાઉં છું, ને કુસુદાને સત્વર અહીંઆં બોલાવી લાવું છું.

ભલે ! પધારો ! " ચંદ્રે " આતુરતા દર્શાવી જવાબ આપ્યો. પછી " રત્નપ્રભા " ત્યાંથી ચાલી ગઇ ને તંબુની બહાર આવી, બે પહેરેગીરોને કહેવા લાગી, તમે બંને જણા " ચંદ્રસિંહ " વાળા તંબુમાં જાઓ, ને ત્યાં જઇ તેમને કાંઇ પણ પૂછ્યા સિવાય તેમનાથી દુર તમે ફર્યા કરજો. ને તે નાશીના જાય તેવી શરત રાખજો, હું થોડા સમયમા પાછો આવું છું પણ જો જો તેમ કરતાં, તેમને કંઇ પણ ખબર ન પડવી જોઇએ, કે આ ચોકીદારો મા'રી ઉપર દેખરેખ રાખવાને મુકયા છે. એવી તેમને સુચના આપી "રત્નપ્રભા" પોતાના સ્વામીની ખબર કાઢવા તેના તંબુમાં આવી. તે વખતે " રણમલ " પુર્ણ શુદ્ધીમાં આવી બેઠો હતો, ને " રત્નપ્રભા " ને જોઇ ખુશી થઇ પોતાના ભાઇના સમાચાર પૂછવા લાગ્યો. " રત્નપ્રભાએ " તેને કેવી રીતે સમજાવી તંબુમાં બેસાડ્યો છે, તે સઘળી હકીકત " રણમલ " ને કહી સંભળાવી, અને હવે શું કરવાથી તેમનું મગજ ઠેકાણે આવે, તેવા વિચાર તે બંને દંપતી કરવા લાગ્યાં. તંબુમાં બેસી રહેલો " ચંદ્ર " " રત્નપ્રભા " ના ગયા પછી મો'ટા મોટા અવાજથી " રત્નપ્રભા " નાં વખાણ કરવા લાગ્યો. એવામાં તેની દ્રષ્ટી ત્યાં ફરતા બંને સિપાઇઓ ઉપર પડી, તેથી " ચંદ્ર " ઉભો થઇ તેમની પાસે જઇ પૂછવા લાગ્યો. અરે ! તમે શું યમરાજના દૂત છો ?

સિપાઇ—( હાથ જોડી ) ના મહારાજ.

ચંદ્રસિંહ—ત્યારે તમે કોણ છો ?

સિપાઇ—આપના ગરીબ સેવકો.

ચંદ્રસિંહ—તમે કોઇ ઠગારા તો નથી ને ?

સિપાઇ—નહી મહારાજ.

ચંદ્રસિંહ—ત્યારે તમે અહીં શું વિચાર રાખી ફરો છો ?

સિપાઇ—આપનું રક્ષણ કરવા મહારાજ.

ચંદ્રસિંહ—( ચમકીને ) મારૂં રક્ષણ કરવા ! હેં ! કહો વારૂં મને શું થયું છે કે તમે મા'રૂ રક્ષણ કરવા આવ્યા છો.

સિપાઇ—કૃપાળુ ! આપનો જીવ હાલ શુદ્ધીમાં નથી, આપ હાલ દિવાનાની હાલતમાં છો

ચંદ્રસિંહ—શું હું દિવાનો છું ?

સિપાઇ—હા મહારાજ

ચંદ્રસિંહ—(હશીને) કહો ત્યારે તમે મા'રૂં બરોબર રક્ષણ કરી શકશો ?

સિપાઇ—ઘણી ખુસીથી, પ્રભુ ?

ચંદ્રસિંહ—એમ ! તો તમારામાંથી એક જણ મા'રી પાસે આવો.

આજ્ઞા થતાંજ તે બંનેમાંથા એક સિપાઇ તેની નજીકમાં ગયો, તેવોજ "ચંદ્રે" તે સિપાઈને પોતાના બંને હાથથી પકડી ઉંચો કરી જમીન ઉપર ફેંકી દાધો. નીચે પડવાના પ્રહારથી તે ગરીબ સિપાઇ બેશુદ્ધ થઇ ગયો, ને જે બીજો સિપાઇ જોઇ રહ્યો હતો, તે તો હજી આ શું બની ગયું, તેનો વિચાર કરતો હતો, તેટલામાં "ચંદ્રસિંહ" તેની તરફ દોડી આવ્યો "ચંદ્ર" ને દોડી આવતાં જોઇ તે ગરીબ સિપાઇ થરથર ધ્રુજવા લાગ્યો, ને "ચંદ્રસિંહ' ના સામે હાથ જોડી ઉભો રહ્યો; "ચંદ્રસિંહ" તેને બયબીત બનેલો

જોઇ કહેવા લાગ્યો; તું મા'રાથી શામાટે ડરે છે, દોસ્ત! તું તો મા'રો મિત્ર કહેવાય મહારાજ! આપ! શું અત્રેથી જતા રહેવાનો વિચાર કરો છો?

સિપાઇએ તેને ભયભીત થઇ પૂછ્યું.

"તેનું તા'રે શું કામ છે? મુર્ખ! જોતો નથી કે ક્યારની મા'રી "કુમુદ મ'ને બુમો મારે છે, જો હું તેની પાસે ન જાઉં તો ખોટું દેખાય. એમ કહી "ચંદ્રસિંહ" એકદમ ત્યાંથી નાશવા લાગ્યો, ને થોડીવારમાં તો તે દેખાતો પણ બંધ થઇ ગયો. ગરીબ બીચારો પહેરેગીર તેને જતો રહેલો જોઇ ગભરાઇ ગયો, ને તેણે બેશુદ્ધ થએલા સિપાઇને સાવધ કરી, સઘળા સમાચાર કહ્યા. જેવી પ્રભુની ઇચ્છા, કહી તે બંને સિપાઇઓ પોતાના મહારાજાના તંબુ પાસે આવી ઉભા રહ્યા, ને તેઓ મહારાજાને મળવા માગે છે, એવા સમાચાર ત્યાં આગળના સિપાઇ સાથે મોકલાવ્યા, ત્યાંના પહેરેગીરે અંદર જઇ મહારાજાને સમાચાર આપ્યા, તેથી "રણમલને "રત્નપ્રભા, તે સિપાઇઓ પાસે બહાર આવ્યાં. મહારાજાને જોઇ તે બંને સિપાઇઓએ હાથ જોડી, "ચંદ્રસિંહ" બાઇ કેવી રીતે નાશી ગયા તે સઘળા સમાચાર કહી સંભળાવ્યા. "રણમલ તથા "રત્નપ્રભા" આવા સમાચાર સાંભળી ઘણાંજ દુઃખી થયાં, તેમણે ચોગરદમ તપાસને અર્થે સૈનીકોને દોડાવ્યા, પણ "ચંદ્ર" નો ક્યાંઇ પત્તો લાગ્યો. નહી. તપાસને અર્થે ગયેલા સૈનીકો નીરાશ વદને પાછા આવ્યા.

તેથી "રણમલે" પ્રભુની ઇચ્છાને આધીન થઇ તેજ વખતે ત્યાંથી પોતાની છાવણી ઉઠાવવાનો સેનાધીપતીને હુકમ આપ્યો. સૈનીકો થોડીજ ક્ષણમાં તમામ કાર્યથી પરવારી, રણમલસિંહની જય મહારાણી ઘણું જીવો, એમ બુમ મારતા સઘળાઓએ ગુસ ગૃહ તરફ પ્રયાણ કર્યું.



# પ્રકરણ ૩૪ મું.

### ચંદ્રનું આપઘાત કરવા તૈયાર થવું ને યોગીંદ્રથી બચાવ.

વ્હાલી વિયોગે તાહરે, અંતર ઘણું ગભરાય છે;
કરીને પ્રણામ છેવટતણા, આ, ચંદ્ર, સ્વર્ગે જાય છે.



જેની સઘળી આશાઓ નષ્ટ થઇ હતી, સંસાર ઝેર સમાન ભાસતો હતો, કુમુદકુમારીને મળવાની આશા તજી દીધી હતી; તેવો "ચંદ્રસિંહ" ભગ્ન ચિત્તે, પડતો, આખડતો, એક સરોવર આગળ આવી પહોંચ્યો. "ચંદ્રસિંહ" અન્નનો ત્યાગ કરેલો હતો, ફક્ત ઉદરપોષણ નિર્વાહને અર્થે થોડાંક ફળનું પ્રાસન કરતો હતો. "ચંદ્રસિંહ"નું શરીર ભુખ તથા દુઃખથી નિર્બળ બનીગયું હતું; તેનું સુંદર તેજો મયમુખ મ્લાન થઇ ગયું હતું, એવો નીસ્તેજ બની ગએલો "ચંદ્ર" સરોવર કિનારે આવી થોડીવાર મૌન ધારી ઉભો રહ્યો, ને થોડીવારે

મન સાથે બોલવા લાગ્યો. આ ભયંકર વિકટ અરણ્યમાં હું કયે પંથે પળું તો મા'રી "કુમુદ"ને જઇ મળું! સંસાર! ઓ દુઃખથી ભરેલા સંસાર! તને તરવો મહામુશ્કેલ છે, ઓ! ઉપરથી સુંદર જણાતા સંસાર! તું સત્યવાનને દુઃખ આપનારો છે, માટે હવે મા'રે તા'રૂં કામ નથી, મ્હેં તા'રો ત્યાગ કર્યો છે, મા'રી "કુમુદસુંદરી" શિવાય હું તને તરી શકવા શમર્થ નથી. (વિચાર કરી) અરે! હાય! હવે મને ' કુમુદ " નહી મળે, મ'ને છોડી ને તે સહાય ને માટે ચાલી ગઇ; મ'ને કોઈ પણ તેનો પત્તો બતાવતું નથી. (સરોવર તરફ જોઈ) મધુરા પવનથી લ્હેંકાતા, નિર્મળ જળથી ભરેલા સરોવર, તું તરસથી પીડાતા મનુષ્યોનાં દુઃખ ટાળે છે, મુસાફરો તા'રા જળનું પાન કરી, આનંદ પામે છે, તો તું મ'ને મા'રી પ્રીયાના સ્નેહનું પાન કરાવ (વૃક્ષને જોઇ) ઓ! વિશાળ પ્રીય વૃક્ષ, તા'રાં ડાળાં ગગન મંડળ સુધી ફેલાએલાં છે, તો હું ધારૂં છું કે, તું મા'રી "કુમુદા"ને જોઇ શકતું હઇશ, તો બતાવ કે તે મા'રી અમૃત સિંચનારી દેવી, ક્યાં વિહાર કરે છે! (પહાડને) ઓ! પ્હાડો! જો તમારી ગુફામાં મા'રૂં જીગર સંતાયું હોય, તો કહો કે તે તમારી ગુફામાં છે! તો મને શાન્તી વળે. (ચંદ્રમાને) ઓ! પ્રીય શશી! તા'રૂં ને મા'રૂં બંનેનું એકજ નામ છે, તું દેવલોકમાં છે, હું મનુષ્ય લોકમાં છું. તા'રો પ્રવાસ આકાશ માર્ગે છે; તેથી તું મા'રી હૃદયવલ્લભા ને જોઇ શકતો હોઇશ! તો કૃપા કરી આ દુઃખી સેવકને કહે, કે મા'રૂં કોમળ પુષ્પ ક્યાં છે? એમ બોલી થોડીવાર વિચાર કરી બોલવા લાગ્યો, હા? હવે મને ખબર પડી, ચંદ્ર, સરોવર, ઝાડ, પહાડ ઇત્યાદી તમામ મા'રૂં દુઃખ જોઇ હસે છે. ભલે ભાઇઓ હસો; તમને પ્રેમની પીડાનો અનુભવ ક્યાંથી

એતો જેને વીત્યું હોય તેજ જાણે, એમ બોલતાં બોલતાં તેની ચક્ષુ-ઓમાંથી અશ્રુ વહેવા લાગ્યાં; ને રડતે રડતે ગળગળે સાદે પાછો બોલવા લાગ્યો. બસ! હવે મરવું? જીવ્યાથી શું સાર છે? મા'રા એકના મરવાથી દુનિયાંને કાંઇ ખોટ પડવાની નથી. હું રાજ્ય વિ-નાનો, મિત્ર વિનાનો, પ્રીયા વિનાનો, દુઃખી માણસ આ સૃષ્ટિ ઉપર જીવવાને લાયક છું નહી, અરે! હાય? આ સમયે મા'રો કોઇ મિત્ર છે? (વિચાર કરી) નહી, નહી, મારો મિત્ર કોઇ નથી (વળી પાછો વિચાર કરી) છે! છે? આ દુનિયામાં મા'રા દિલોજાન ફક્ત બે મિત્રો છે; મા'રો એક મિત્ર તે અત્રે સર્વ વ્યાપક છે, કે જે છેવટે તે'ના મિત્રને સંઘરશે. ને બીજો મિત્ર, મા'રા દુઃખનો ભાગીઓ, આ રહ્યો, કહી તેણે કમ્મરમાથી કટાર ખેંચી કાઢી, તેને હાથમાં પકડી પોતાના મુખ સામે રાખી કહવા લાગ્યો, દોસ્ત! તુંજ મા'રો ખરો મિત્ર છે! આપણે લાંબા સમયથી એક બીજાની સોબત કરતા આ વ્યા છીએ, પણ હવે આપણે બનેન જુદા પડવું પડશે તેનું કારણ તો તુ જાણે છે? તો હવે તા'રે મિત્રની ફરજ બજાવવાનો વખત આવી પહોંચ્યો છે; માટે મા'રા પ્રીય મિત્ર! તુ તા'રી ફરજ બ-જાવી કૃતાર્થ થા! જો સાંભળ! હું મારી પ્રીયતના પાસે જાઉ છું, ને આ દેહ હું તા'રે સ્વાધીન કરતો જાઉ છુ. મા'રે હવે આ શરી-રનું કામ નથી, કારણ કે, મા'રી પ્રાયાના શોકથી તથા અન્નના ત્યા-ગથી આ શરીર કુરૂપ બની ગયુ છે. માટે તેનો ત્યાગ કરી હું અ-હીંથી જાઉં નવો સુંદર દેહ ધારણ કરી મા'રી મનોરમાને મળીશ. તો હવે તુ આ દેહને સંભાળ! એમ બોલી દિવાના 'ચંદ્રે' પેટમાં કટાર [illegible] હાથ ઉંચો કર્યો, ને બોલવા લાગ્યો, જય જય શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન આપનો જય થાઓ, હવે હું તમારે શરણે છું કહી જેવો

તે પેટમાં કટાર ભોકવા જાય છે કે તરતજ પાછળથી કોઇએ એક-દમ તેના હસ્ત પકડી લીધો. 'ચંદ્રે' સ્તબ્ધ બની પછવાડે દ્રષ્ટી કરી તો તેની નજરે ભગવાં વસ્ત્ર ધારી યોગીંદ્ર જણાયા. "ચંદ્રસિંહ' ક-ટાર ફેંકી દઇ તે યોગીંદ્રને નીચો વળી ચારે તરફ ફરી બારીકાઇથી જોવા લાગ્યો, ને પછી તેણે એકદમ દાંત પીશી, મો'ટો અવાજ કરી 'યોગીંદ્ર' નો હસ્ત પકડી ક્રોધથી કહેવા લાગ્યો. દુષ્ટ! તું! તુંજ મા'રી 'કુમુદા' ને લેઇ જનાર. હાશ! ઘણે દિવસે તું આજે મા'રા હાથમાં આવ્યો છે, તો હવે હું તને જીવતો છોડનાર નથી.

**યોગીંદ્ર**—(હસીને) કુમાર? હું કોણ છુ, તે તું જાણે છે?

**ચંદ્રસિંહ**—(ક્રોધથી) હત્યારા? તને આખું જગત્ ઓળખે છે.

**યોગીંદ્ર**—ત્યારે કહે કે હું કોણ છુ.?

**ચંદ્રસિંહ**—પાપી શેતાન 'ઝેરીમલ'.

**યોગીંદ્ર**—કુમાર? તું મને શુ કરીશ!

**ચંદ્રસિંહ**—મ'ને અપાર કષ્ટ દેનાર! મા'રી 'કુમુદા' ને લઈ જનાર! પાપી હું તને મારી નાંખીશ? એમ બોલી તેણે જમીન ઉ-પર ફેંકી દીધેલી કટાર ઉપાડી લઇ યોગીંદ્ર સામે ઉગામી.

**યોગીંદ્ર**—(લાંબો હાથ કરી) કુમાર! શાન્ત થા! સ્વાથ્ય તને પ્રાપ્ત થાઓ! એમ બોલી યોગીંદ્રે 'ચંદ્ર' ને માથે પોતાનો હસ્ત મુક્યો. હસ્તનો સ્પર્શ થતાજ 'ચંદ્ર' નુ મગજ ઠે-કાણે આવ્યુ, ને તે પુર્ણ શુદ્ધીમાં આવ્યો, ને પોતે તેમને 'ઝેરીમલ' ધારીને જે તિરસ્કાર કર્યો હતો, તેને માટે 'ચંદ્ર' યોગીંદ્રની ક્ષમા માગવા લાગ્યો. પ્રભુ! મને ક્ષમા આપો; હું દુ:ખથી ઘેલો બની ગએલો હતો.

કુમાર ! એમાં ક્ષમા માગવાનું કશું કારણ નથી, પ્રેમીને કાંઇ ભાન હોતું નથી, ચંદ્ર ? તા'રો પ્રેમ સત્ય છે, તું ખરેખરો પ્રેમી પુરૂષ છે, હું તા'રી ઉપર પ્રસન્ન થયો છું, બોલ હવે તા'રી શી ઇચ્છા છે. ? 'યોગીંદ્રે' ચંદ્રને પૂછયું.

ઓ કૃપાળુ ! શું આપ મને સહાય કરવા અત્રે પધાર્યા છો ? તો પ્રભુ કૃપા કરી, મા'રી 'કુમુદ'થી મને મેળવો ? 'ચંદ્રે' આનંદમાં આવી કહ્યું.

તા'રે તેને અત્યારે જોવી છે ? 'યોગીંદ્રે તેને ફરીથી પૂછયું.

હા પ્રભુ ! 'ચંદ્રે' હાથ જોડી કહ્યું.

યોગીંદ્ર— લાંબો હાથ કરી). જો ?

ચંદ્રસિંહ જુએ છે તો બે મ્હોટા પર્વતોની વચમાં એક મો'ટા ભયંકર ખંડેર કિલ્લામાં જાણે ઝેરીમલ કુમુદને મનાવે છે, પણ તે નથી માનતી, તેથી તેને બાંધી એક ઝાડ ઉપર લટકાવે છે. આવું જોઇ 'ચંદ્રસિંહ' ના ક્રોધનો પાર રહ્યો નહી તે પોતાની કટાર ફેંકી દઇ મદોન્મત બની હાથની મુઠીઓ વાળી 'કુમુદ'ને છોડાવવા ને 'ઝેરીમલ' ને મારવા તેની તરફ ધસ્યો. તેટલામાં પોતાની સમક્ષ ભયંકર જ્વાળાઓ કે જેની જ્વાળા ગગન મંડળ સુધી પહોંચે છે, તેવી બળતી અગ્નિની ખાઇ તેની નજરે પડી, આ જોઇ 'ચંદ્ર' પાછો હઠયો. ને નરમ પડી 'યોગીંદ્ર' ને ચરણે પડયો. ને તેમની વિનંતી કરવા લાગ્યો. પ્રભુ ! મા'રી 'કુમુદ' ને બચાવો ? એવું સાંભળી 'યોગીંદ્રે' લાંબો કરેલો હાથ પાછો ખેંચી લીધો, ને તે સઘળો દેખાવ અદ્રસ્ય થઇ ગયો. તેથી 'ચંદ્ર' આશ્ચર્ય પામી આસપાસ જોવા લાગ્યો. ને 'યોગીંદ્ર' ને પૂછવા લાગ્યો. પ્રભુ ! મ્હેં જે આ સઘળું જોયું, તે સત્ય કે સ્વપ્ન !

યોગીંદ્ર—"ચંદ્ર"! તે સઘળું સત્ય છે: પણ ત્હેં જે સ્થળ જોયું તે સ્થળ અહીંથી ઘણું દુર છે. તને ઘણોજ દુઃખ પામતો જોઇ તથા તા'રી કુમુદ ને જોવાની પ્રબળ ઇચ્છાથી મ્હેં મા'રા યોગબળથી ઘણા દુરનો બનાવ, તને અહી નજીક દેખાડયો.

ચંદ્રસિંહ—પ્રભુ ! શુ તે સ્થળ અહીંથી ઘણું દુર છે ? ને શું મા'રી " કુમુદ " હજી જીવે છે ?

યોગીંદ્ર—હા ! તે સાધ્વિ સ્ત્રી, તને યાદ કરતી, તે સ્થળે ઘણાજ દુઃખથી પોતાનુ જીવન વ્યતિત કરે છે. ને તે જે સ્થળે છે તે સ્થળ અહીંથા લગભગ ચાલીસેક ગાઉના અંતર ઉપર છે.

ચંદ્રસિંહ—ત્યારે શુ મને મા'રી કુમુદ મળશે ?

યોગીંદ્ર—હા. મળશે, ધીરજ રાખ, ધારજનાં ફળ મીઠાં છે.

ચંદ્રસિંહ—( નમન કરી ) પ્રભુ ! હવે મા'રે શુ કરવું ?

યોગીંદ્ર—તે તા'રી બુદ્ધિ તને બનાવશે, પણ હાલ તો તું આ સીધે રસ્તે આડા અવળો ગયા વિના ચાલ્યો જજે, ને જ્યારે અગ્નિની ખાઈ આવે ત્યારે અટકજે ! સમજ્યો ! જા ! હવે હું જાઉં છું.

ચંદ્રસિંહ—દયાળુ ! આ બાળકને, હવે દર્શનનો લાભ ક્યારે થશે?

યોગીંદ્ર—સમયે તને સહાય થઇશ, પ્રભુ તા'રૂં કલ્યાણ કરો, એમ કહી યોગીંદ્ર ચાલવા લાગ્યા ને "ચંદ્રની દ્રષ્ટી મર્યાદાની બહાર નીકળી ગયા. "યોગીંદ્રના ગયા પછી" ચંદ્રસિંહ વિચારવા લાગ્યો કે, શું ! સાક્ષાત પ્રભુ તો મ'ને સહાય કરવા નહી આવ્યા હોય ! એમ પણ હોય, તેની અકળકળાને ઓળખવા કોણ સમર્થ છે, એવા વિચાર કરતો કરતો "ચંદ્રસિંહ" યોગીંદ્રે બતાવેલા માર્ગ તરફ ગમન કરવા લાગ્યો.



# પ્રકરણ ૩૫ મું.

## કુમુદાની દ્રઢતા ને પાપીનો જુલમ.

જુલમ ગુજારે સતિપરે, પાપી પાપથી નવ ડરે;
સતિને દેતાં કષ્ટ તે, પાપી ઘડો પાપે ભરે.



છ માસની મુદત પુરી થઈ હતી, આજે "ઝેરીમલ" આવશે, એમ ધારી કુમુદા તથા જાસલ મહા વિચારમાં પડયાં હતાં. પોતાના શિયળનું રક્ષણ કેવી રીતે કરવું, એવા વિચાર કુમુદા વારંવાર કરતી હતી, પણ તે તેના એકે વિચારમાં ફાવી શકી નહી. તેથી અત્યંત દુઃખી હૃદયે ને વ્યાકુળ ચિત્તે, તે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી, અહા! પ્રભુની લીલા કેવી છે, તેની શકતી કેવી છે; અલ્પ જીવ તેની લીલા તેની મહાન્ શકતી જાણી શકતો નથી; તેથીજ કરીને તે આ સંસાર સમુદ્રમાં ગોથાં ખાધા કરે છે. મનુષ્ય જ્યારે દુઃખથી છેક કાયર બને છે, ત્યારેજ તે મહાન્ દયાળુ ને યાદ કરે છે, ત્યારે એ મહાન્

કૃપાળુ પિતા તેને શુભ બુદ્ધિ અરપે છે ને તેનાં કષ્ટનો નાશ કરે છે. તેમ બીચારી "કુમુદે" ઘણીવાર સુધી પ્રભુના ગુણ ગાયા, ને તેની શુદ્ધ હૃદયથી સ્તુતી કરી, ને આખરે રડી પડી. તેને રૂદન કરતી જોઈ જાસલ ધીરજ દઈ કહેવા લાગી, બ્હેન! શા માટે રૂદન કરો છો; તમે બીલકુલ ગભરાશો નહી; જ્યાંસુધી આ દેહ પિંજરમાં પ્રાણ વાયુ રહેશે, ત્યાં સુધી હું તે પાપીને તેના નીચ કાર્યમાં ફાવવા દઈશનહી; તમારા માટે હું મા'રા પ્રાણની તે દુષ્ટ ને આહુતી આપીશ પણ તમારૂં શિયળ ભંગ નહી થવા દઉં. જાસલના શાન્તિદાયક શબ્દોથી "કુમુદકુમારી" સ્હેજ શાન્ત થઇ, ને જાસલ ને પૂછવા લાગી. બ્હેન! આજે તે પાપી અહીં આવવા ને નીકળ્યો હશે, ને તે હમણાંજ અહીં આવી પહોંચશે. (ચદ્રને યાદ કરી) હાય! મા'રા પ્રીયચંદ્ર! તમે ક્યાં છો? તમારી દાશી દુઃખથી રીબાય છે, તો આવો, ને આ તમારી પ્રીયતમાને પાપીના પંજામાંથી છોડાવો! મા'રા.વ્હાલા, તમારી કુમુદ તમનેજ યાદ કર્યા કરે છે, તો આવો, ને મા'રો અહીંથી ઉદ્ધાર કરો.

**જાસલ**—બ્હેન! ધૈર્ય ધરો, મને લાગે છે કે "ચંદ્રસિંહ" ભાઇ તમારી શોધ ને અર્થે નીકળ્યા હશે?

**કુમુદકુમારી**—મા'રા પ્રાણેશ્વર તથા મા'રો નાનો દીયર "રણમલ, મા'રે માટે આખી પૃથ્વી ફરીવળે તેમ છે, તેઓ મા'રી શોધમાં નીકળ્યા હશે, ને ગમે તેમ કરી, તેઓ આ સ્થળ ની માહિતી મેળવી અત્રે આવી પહોંચશે; પછી પ્રભુ કરે તે ખરૂં. હજી તો આવી વાત ચાલે છે, તેટલામાંજ સામેથી આવતો પાપાત્મા "ઝેરીમલ" તેમની દ્રષ્ટી ગોચર થયો.

" બ્હેન ! સાવધ થાઓ, પાપી આવી પહોંચ્યો. 'જાસલે" "ઝેરીમલ"ને આવતો જોઇ કહ્યું.

તેટલામાં તો "ઝેરીમલ" તેમની નજીકમાં આવી ઉભો રહ્યો ને આનંદી દીસે "કુમુદ તરફ દ્રષ્ટી કરી કહેવા લાગ્યો. પ્રીય "કુમુદ" હું ધારૂં છું કે ત્હેં સઘળો વિચાર કરી લીધો હશે, તો તું હવે મને શું જવાબ આપે છે ?

**કુમુદકુમારી**—સતિ કદી ભ્રષ્ટ થઇ સાંભળી છે ! વારેવારે મ'ને શું પૂછે છે !

**ઝેરીમલ**—( નરમ થઇ ને ) "કુમુદ્રા ! તું શા માટે મા'રો તિરસ્કાર કરે છે ! શું તું મને નહી ચાહીશ ?

**કુમુદકુમારી**—ચાહીશ ! "ઝેરીમલ" હું તને મા'રા ખરાદીલથી એક ભાઇ જેવો ચાહીશ, માટે તું મ'ને મા'રા સ્વામીની પાસે પહોંચતી કર ! ઇશ્વર તા'રૂં કલ્યાણ કરશે, હું તા'રે પગેપડું છું એમ કહી "કુમુદ" સજળ નયને "ઝેરીમલ" ને પગે પડી.

**ઝેરીમલ**—( હશીને ) શું ! હું તને પાછી "ચંદ્ર"ને સોંપું ! શું ! હાથમાં આવેલું અમૃત ઢોળી દઉં ? નહી, તે કદી નહી બને ! "કુમુદ્રા" તા'રે મા'રી ઇચ્છાને આધીન થવુંજ પડશે. "કુમુદ્રા" હું તા'રા પ્રેમમાં મસ્ત થયો છું, તો સુંદરી ! મા'રી ઉપર દયાકર હું તને ઘણાજ પ્રકારનું સુખ આપીશ.

**કુમુદકુમારી**—હું તો સર્વ પ્રકારનું સુખ મા'રા પ્રાણનાથની પાસેજ જોઉં છું.

ઝેરીમલ—પ્રીય ક્રોધીસે ? સમજ ! હજી સમય છે, નહી તો પાછળથી પસ્તાવું પડશે ? સુંદરી ! હું તા'રી ઉપર મોહીત થયો છું, તો મને નિરાશ નહી કર.

કુમુદકુમારી—નીચ 'ઝેરીમલ' શા માટે હાથે કરીને વિનાશનાં બીજ રોપે છે ? પાપી વિચાર કર ? આ ક્ષણ ભંગુર જીંદગીનો શા માટે અભિમાન કરે છે ? ઓ અભિમાની આ ઉપરથી સુંદર જણાતા શરીરમાં લોહી, મળ, મુત્ર ભરેલાં છે, તો એવા ગંદા દેહનું શા માટે ધ્યાન ધરે છે ? સમજ ? ઓ ! કામમાં અંધ થએલા સમજ ! જો ! આ મા'રા ઉપરથી સુંદર જણાતા શરીરમાં, માંશ, હાડકાં, ચામ્ર અને રૂધીર શિવાય બીજું કાંઇ નથી, તેની અંદર અથાગ દુર્ગંધ ભરેલી છે, તો તું શા માટે તેની ઉપર નજર કરે છે ?

ઝેરીમલ—લલીત વદની ? તા'રૂં કહેવું સત્ય છે ? પણ ત્હેં જે કહ્યું તેતો બધું અંદર રહ્યું પણ હાલ મારૂં મન તને ઉપરથી જોઇ મોહ્યું છે, માટે હવે તું જલદીથી મને ભેટી શાન્તિ પમાડ

કુમુદકુમારી—(સ્વગત) હવે હદ થઇ, મરવા શિવાય હવે બીજો રસ્તો છેજ નહી. (પ્રગટ) નરાધમપિશાચ ચાલ હું તને મા'રૂં અંગ સ્વાધિન કરૂં છું, (સક્રોધ) બોલ, બોલ, ઓ કામાંધ તું મા'રા કયા અંગની ઇચ્છા રાખે છે !

જો હોય ઇચ્છા નેત્રની, તો નેત્ર કાઢી આપું આ;
જો હોય ઇચ્છા હસ્તની, તો હસ્ત, કાપી આપું આ.
જો હોય નજર આ ચામમાં, તો ચામ ખેંચી આપું આ;
જો હોય દ્રષ્ટી આ સ્તનમાં, તો સ્તન કાપી આપું આ.

જો મોહ હોય આ પેટનો, તો પેટ ચીરી આપું આ,
જો હોય રાગ આ જાંગનો, તો જંઘા કાપી આપું આ.
બોલ બોલ પાપી તું ખરે, શું લેવાને લલચાય છે?
ન રાખીશ કંઇ ફિર વિષે, જે જોઇએ તે તૈયાર છે.
જો રઢ લાગી હોય આ કેશની, તો કેશ ઉતારી આપું આ,
જો હોય ઇચ્છા પ્રાણની, તો પ્રાણ કાઢી આપું આ.
નથી ઇચ્છા આ શરીરની, છે માંશ રૂધીરનો ગાડવો,
હાડ મઢયાં છે ચામડે, નથી સ્વાદીષ્ટ લાડવો.
છે, અમુલ્ય શિયળ મા'રૂં પ્રાણ જતાં છોડું નહી,
ભલે પ્રાણ છોડે આ દેહને, પણ શિયળ વ્રત તોડું નહી.

બોલ જલદી બોલ, આખરે આ બળીને ભસ્મ થનારા શરીર માંથી તા'રે શું જોઇએ છે? અભાગીઆ ? આ સુંદર જણાતું અંગ એક દિવસે કુરૂપને વિક્રાળ જણાશે, ને છેવટે તેને સંઘરનાર ફકત અગ્નિજ થશે, માટે બોલ, તું શું ચાહે છે?

**ઝેરોમલ**—કોમળાંગી? મા'રે તા'રા કાપી આપેલા અંગની જરૂર નથી, વળી તું કહે છે કે આ શરીર આખરે બદસુરત થઇ જશે પણ જ્યારે તે થઇ જશે ત્યારે થઈ જશે, પણ હાલ તો મા'રા મનને તે આનંદકારકને સુંદર જણાય છે. તા'રાં માંશના લોચાના ઉપર મઢેલી ચળકતી ચામડીથી તા'રાં સ્તન મંડળ, એક સુવર્ણના કળશ સમાન જણાય છે, હું-કાણમાં મા'રી મધુરી હું તા'રૂં આખું સુંદર શરીર જોઇ વિમોહીત બની ગયો છું. માટે હવે સત્વર કૃપા કરી આ, તા'સા ટળવળતા પ્રેમીને તા'રા અધરરસનું પાન કરાવ! પ્રીય! તારા ઓષ્ટનું પાન મને અમૃત સમાન લાગશે. આ-

વી રીતે તે નીચ તેની દુષ્ટ બુદ્ધિ પ્રમાણે આટલા શબ્દો બોલી 'કુમુદ' ની સામું જોઇ હસવા લાગ્યો.

કુમુદકુમારી—(ક્રોધથી) ઓ ? ઘોર કાર્યના કર્તા 'ઝેરીમલ' હું તને દેખાવામાં અમૃતસમાન ભાસતી હોઇશ, પણ મા'રામાં હળાહળ વિષ ભરેલું છે, તું મને કોમળ ધારે છે, પણ તેમાં તા'રી મોટી ભુલ થાય છે ! હું એક ઝેરીલી નાગણ છું, મને સ્પર્શ કરતામાંજ હું તા'રા પ્રાણનું હરણ કરીશ. સમજ્યો અભાગીઆ ?

ઝેરીમલ—ઝેરીલી નાગણ ! તુ મને ઓળખે છે ! આ ઝેર ચુસનાર ઝેરીમલ કાળો નાગ છે ? માટે સમજીને મુંગે મોઢે મા'રે સ્વાધિન થા ! તા'રા જ્ઞાનના શબ્દો મ'ને કાંઇ પણ અસર કરી શકવા સમર્થ નથી.

કુમુદકુમારી—નરાધમ ! તા'રી ઇચ્છા મૃગજળ સમાન છે જેમ બાળક હિંડોળામાં સુતું સુતું ચંદ્રમાની ઇચ્છા કરે તેમ તારી ઇચ્છા છે, પણ તે તા'રી ઇચ્છા વૃથા સમજજે ! આ, કુમુદા ! પોતાનો પ્રાણ ગયે, પણ તા'રી નીચ વૃતીને તાબે થનાર નથી તે નથીજ.

ઝેરીમલ—'કુમુદા' ! દુઃખી થઇશ ? મને ક્રોધીત ન બનાવ ?

કુમુદકુમારી—પાપી ! તા'રાથી થાય તે કરી લે, હું તારાથી ડરતી નથી, મા'રો ઇશ્વર મા'રૂં રક્ષણ કરવા સમર્થ છે.

ઝેરીમલ—હું તને બળાત્કારથી વશ કરીશ ?

કુમુદકુમારી—તો હું તા'રી છાતીમાં લાત મારીશ. હઠિલી ? જો ત્યારે હવે તા'રૂં શિયળ કેવી રીતે બચે છે, હમણાંજ હું તને

ભ્રષ્ટ કરૂં છું. એમ બોલી તે પાપી 'કુમુદ' ની તરફ જવા લાગ્યો; કે તરતજ 'જાસલ' જે અત્યાર સુધી ઉભી ઉભી સઘળું શ્રવણ કરતી હતી, તેને હવે ક્રોધ ચઢયો ને તે વચમાં પડી કહેવા લાગી, 'ઝેરીમલ' વિચાર કર પતિવ્રતાને શા માટે કષ્ટ આપે છે?

**ઝેરીમલ**—( અટકી આશ્ચર્ય પામી ) અહો? આ કોણ જાસલ કે? વાહરે વાહ! તું તો ઘણીજ શાણી જણાતી હતી ને તું વળી કયારની પતિવ્રતા થઇ?

**જાસલ**—તા'રી જોડે મા'રાં લગન થયાં ત્યારની.

**ઝેરીમલ**—મા'રી સાથે તા'રાં લગન થયાં પણ તું તો મા'રે લાયક છેજ નહી મા'રે લાયક તો આ સુંદરીજ છે, બસ તેજ મા'રી પ્રાણ પ્યારી છે, કહી પાછો તે દુષ્ટ 'કુમુદ્રા'ની તરફ ધસ્યો કે તરતજ જાસલે તેને ત્યા પકડી ઉભો રાખ્યો ને તેનો ધિક્કાર કરી કહેવા લાગી.

**જાસલ**—દુષ્ટ! સતિને સતાવી સાર નહિ કાઢે, "ઝેરીમલ"! સમજ ને હવે તું વિચાર કર, ત્હેં ઘણાંજ કુકર્મો કર્યા છે, તા'રાં પાપનો પાર નથી, હાય! કેટલાં ખુન! કેટલા વ્યભિચાર! ઓ "ઝેરીમલ"! ત્હેં ઘણું કર્યુંછે, હવે હદ થઈ, માટે સમજ, તું દુઃખી થઇશ, માટે વિચાર કર ને આ સતિ સ્ત્રીને મુક્ત કર!

**ઝેરીમલ**—( ક્રોધથી ) રંડા! તા'રી લા'પરી એકદમ બંધ કર! હું તા'રૂં ભાષણ સાંભળવાને યોગ્ય નથી. સમજી!

**જાસલ**—તું મા'રૂ કહેવું નહી સાંભળે, તો હું ત પરાણે સંભળાવીસ.

**ઝેરીમલ**—તું અહીથી દુર જાય છે કે નહી?

**જાસલ**—ના

ઝેરીમલ—અરે હાય ! મ'ને ખબર ન હતી કે તુ પણ આવી થઇશ, નહી તો હું તને એક ક્ષણુ પણુ અહીં આ'ના પાસે રહેવા દેત નહી. કુલટા ! તુ અહીંથી એકદમ ચાલી જા, ને મા'રાથી દુર થા.

જાસલ—જાઉં ! કયાં જાઉં ; મ'ને લાવ્યો છે તું, ને હવે કયાં જાઉં, હું તા'રી અર્ધાંગના છું, ને હવે કયાં જાઉં ?

ઝેરીમલ—તા'રે ફાવે ત્યાં.

જાસલ—તો મા'રી સાથે લગ્ન કરી, શા માટે ફસાવી ?

ઝેરીમલ—મા'રી મરજી ! હવે તું જાય છે કે નહી.

જાસલ—નહી ! અત્રેથી કદી પણ જનાર નથી.

ઝેરીમલ—હું તને લાત મારી ને કાઢી મુકીશ !

જાસલ—કાંઇ ફીકર નહી, સતિને બચાવવામાં હું તા'રી લાતના પ્રહાર ને એક પુષ્પ સમાન ગણીશ !

ઝેરીમલ—એમ ! (બીજી બાજુ જોઇ) અરે ! કોઇ હાજર છે ?

જી સરદાર કહી બહાર ઉભેલા બે સિપાઇઓ ત્યાં દોડી આવ્યા, આ રંડાને રસીથી બાંધો ? "ઝેરીમલે" જાસલને બાંધવાની આજ્ઞા આપી. તરત તે આજ્ઞાને વશ થઇ સિપાઇઓએ તે નિરઅપરાધી સ્ત્રીને બધીવાન બનાવી. નિર્દોશ જાસલના આંખ્યોમાથી અશ્રુના રેલા ચાલવા લાગ્યા; પણ તે પાશાણુ હૃદયના ને તેની જરાક દયા આવી નહી, ઉલટો તે દુષ્ટે સિપાઇઓને તે ગરીબ અબળા ને ચાબુકોના પ્રહાર કરવાનો હુકમ કર્યો. બ્હચારા જાસલ, કમ ભાગ્ય જાસલ ! અહા ? તા'રે કેટલું સહન કરવું પડે છે ! તા'રી ઉપર જુલમ ગુજારનાર ને ઇશ્વર સખ્ત શિક્ષા કરશે.

પાપાત્મા ઝેરીમલના પ્રેમમાં બળીદાન થયેલી ગરીબ જાસલની પીઠ ઉપર યમદુત જેવા જણાતા સિપાઇઓ કોરડા મારવા લાગ્યા; એક પણ ચીસ પાડયા વિના મુંગે મ્હોડે સતિ જાસલ, તે મારને સહન કરવા લાગી.

કુમુદકુમારી થી જાસલનું કષ્ટ જોઇ શકાયુ નહી, ને તે મા'રે લીધે આ દુઃખમાં આવી પડી, એવો વિચાર કરી તે હિંમતથી આગળ ધસી આવીને સિપાઇઓને કોરડા મારતા અટકાવીને કહેવા લાગી, નરાધમો ? શા માટે આ નિર્દોશ અબળાને મારો છો ? પછી 'ઝેરીમલ' તરફ ફરીને કહેવા લાગી. અધર્મી ! હેવાન ! તા'રે ફાવે તે શિક્ષા મ'ને કર, પણ આ અબળાની ઉપર દયા કર ?

**ઝેરીમલ**—(ક્રોધથી) નાદાન ! હદિલી ઓ ? હું તને તો છોડનારજ નથી, તા'રી પણ આ'ના જેવીજ દશા થવાની છે, માટે સમજીજા, હજી વખત છે ?

**કુમુદકુમારી**—બાયલા ! તા'રી શિક્ષા સહન કરવા હું તૈયાર છું. પણ હું મા'રો વિચાર કોટી કાળે ફેરવનાર નથી.

**ઝેરીમલ**—( સિપાઇઓને ) આ'ને પણ બાંધો, ને બહાર લઇ જઇ ઝાડ ઉપર લટકાવો, એટલે એ, એની મેળે રસ્તે આવશે.

તરતજ સિપાઇઓએ રસીથી "કુમુદ" ને બાંધી ને બહાર પાસેના એક વૃક્ષપર લટકાવી દીધી. વૃક્ષપર લટકતી "કુમુદ" સઘળું કષ્ટ સહન કરતી ઇશ્વરનું સ્મરણ કરવા લાગી.

તેને ઝાડપર લટકાવી છે, એવું સાંભળી બધીવાન 'જાસલ' ગર્જના કરીને કહેવા લાગી. હીચકારા ! દયાકર ? શામાટે તે અબળાને કષ્ટ આપે છે ?

ઝેરીમલ—ચુપ! બોલી પાછી? (સિપાઇઓને) ફટકારો એને.
ફરીથી તે બાચારી જાસલને કોરડા પડવા લાગ્યા, ને તે મારના કષ્ટથી તે ગરીબ અબળા બેશુધ્ધ થઇ ગઇ, તેને ત્યાંથી ઝેરીમલે કુમુદાની પાસે લાવવાનો હુકમ આપ્યો, ને પોતે "કુમુદ' પાસે આવ્યો. કુમુદે તેને જોઇ પોતાની આંખ્યો બંધ કરી. તેટલામાંજ સિપાઇઓ બેશુદ્ધ જાસલને ઉંચકીને ત્યાં લાવ્યા. બહારના પવનથી થોડીવારમાંજ જાશલ શુદ્ધિમાં આવી, ને 'કુમુદ' ને ઝાડપર લટકતી જોઇ ધાડે સ્વરે રૂદન કરવા લાગી. સિપાઇઓ એ તેને રડતી અટકાવી. 'જાસલ' સજળ નયને 'કુમુદ' તરફ જોતી બેસી રહી. સઘળે મૌન પ્રવર્ત્યું, પણ તે મૌનનો ભંગ કરી 'ઝેરીમલ' 'કુમુદને' કહેવા લાગ્યો? કેમ? હજી ત્હેં તા'રો વિચાર ફેરવ્યો કે નહિ? 'કુમુદ' માન નહિ તો તા'રે ભયંકર મ્હોતથી મરવું પડશે?

કુમુદકુમારી—ચંડાળ! હું મૃત્યુથી બ્હીતી નથી હું મરવા ને તૈયાર છું તુ ગમે તો મને રીબાવ, સતાવ, ગમે તેટલું કષ્ટ દે; પણ હુ તા'રી પશુવૃતીને તાબે થનાર નથી તે નથીજ.

ઝેરીમલ—હુ તને ભયંકર અગ્નિમાં શેકીશ?

કુમુદકુમારી—તો તેથી શું, અરે! અગ્નિમાં તો શું, પણ તુ મા'રી જીવતાં ચામડી ઉતરાવે; મા'રા ઝીણા રાઇ, રાઇ જેટલા કટકા કરે, તો તેથી પણ શું થઇ ગયું, હું તે સઘળું કષ્ટ સહન કરવાને તૈયાર છું.

ઝેરીમલ—હું તેમ નહિ કરૂં, પણ લોઢાના ધગધગતા સળીઆ તા'રા બદનમાં ખોશીશ; ને તેમાંથી માંસ ખેંચી કાઢીશ, ને

જ્યારે તું દુ:ખથી બુમો પાડીશ. ત્યારે હું ખુશી થઇશ. એમ રીબાવી રીબાવી તા'રો ભોગ આપીશ. માટે સમજ.

કુમુદકુમારી—નીચ! પતિવ્રતા સ્ત્રીઓ પોતાના સ્વામીની સાથે હસ્તે મુખે ચિતામાં પ્રવેશ કરે છે તો તા'રા અગ્નિની ને તા'રા તપાવેલા સળીયાના મને કાંઈ દરકાર નથી.

ઝેરીમલ—તો ઠીક હવે થઇજા તૈયાર! એમ કહી સિપાઇયોને કહેવા લાગ્યો મા'રા બહાદુરો કાલે પાતઃકાળે સુર્યના ઉદય પહેલાં આ હઠિલી સ્ત્રીનું બળીદાન આપવાનું છે, માટે તેને હવે ઝાડ ઉપરથી નીચે ઉતારો; ને તેને દેવીના સ્થાનકે લઇ જાઓ. આજની રાત્રી તેને ભયંકર કષ્ટ આપો, ને કાલે સવારના પહોરમાં લોઢાના સળીઆ અગ્નિમાં તપાવીને તેના શરીરમાંથી માંશ ખેંચી કાઢી અગ્નિ કુંડમાં થોડું થોડું હોમી દેવીને બળીદાન આપવાનું છે, માટે ત્યાં જઇ અગ્નિનો કુંડપણ તૈયાર કરો; ને આને ત્યાં સત્વર લઇ જાઓ.

સિપાઇઓએ 'કુમુદને' વૃક્ષ ઉપરથી નીચે ઉતારી,"ને ગુપ્તગૃહ તરફના છુપા માર્ગે કુમુદને લઇને ચાલ્યા. કમકમાટી ઉપજાવે એવા ભયંકર શબ્દો ઝેરીમલના સાંભળી તથા 'કુમુદને' લઇ જતાં જોઇ જાસલ ભયથી ધ્રુજવા લાગી; ને બે બાકળી ઉભી થઇને 'ઝેરીમલના' ચર્ણમાં માથું મુકી કે'વા લાગી.

ક્ષમા! મા'રા પ્રાણેશ! ક્ષમા કરો; તે સ્ત્રીને બચાવો, ને તેની ઉપર દયા કરો.

ઝેરીમલ—(તેને લાત મારી) રંડા ચુપકર, દયા શબ્દ વાપરવાની આ જગા નથી. સમજી?

**જાસલ**—પ્રાણનાથ, તેને બચાવો. તે નાજુક કુમળા પુષ્પથી આવી ભયંકર શિક્ષા સહન નહિ થાય. દયા કરો, હું તમારી પાસે આટલી ભીખ માગું છું. એમ બોલી જાસલે દયામણે ચ્હેરે ફરીથી 'ઝેરીમલના પગ પકડ્યા. તેને દુર હડસેલી તે પાપી કહેવા લાગ્યો. અભાગણી હું તા'રી ભીખમાં ઠોકર મારૂં છું, ચુપકર ? આવા તેના શબ્દો સાંભળી જાસલનાં નેત્રો ક્રોધથી રક્ત થયાં, ને બંધીવાન સ્થીતીમાં હતી છતાં કારમી ગર્જના કરી કહેવા લાગી, તો પાપી જા, હું આજથી તા'રી સ્ત્રી નથી ને તું મા'રો સ્વામી નથી. પ્રભુ તને તા'રા પાપનું અવસ્ય ફળ આપશેજ; ચંડાળ ! સમજજે કે હવે તા'રો વિનાશ પાસેજ આવ્યો છે; ને હું આજથી તા'રી દુશ્મન બની છું. હું જીવીશ ત્યાં સુધી તા'રો પ્રાણ લેવાના કાર્યમાં મચી રહીશ.

**ઝેરીમલ**—અભાગણી સ્ત્રી ! હુ તને જીવવા દેનાર નથી, તા'રૂં પણ 'કુમુદા' ની સાથેજ બળીદાન આપીશ, તને અહીંથી આજ મધ્યરાત્રે લઇ જવામાં આવશે, માટે તા'રે ત્યાં સુધીમાં ઇશ્વરનું સ્મરણ કરવું હોય તો કરી લેજે. કાલે પ્રાતઃકાળમાં તો તું આ સસારમાંથી છુટી થઇશ ? એમ બોલી ચાર સિપાઇઓને જાસલની ચોકી કરવાનું કહી તથા આજ મધ્યરાત્રે તેને દેવીના સ્થાનકે લાવવાનું કહી તે ચાલ્યો ગયો. 'કુમુદાના' ગયાથી તથા તે પાપીની ભયંકર શિક્ષાના શબ્દો સાંભળી જાસલ બેશુદ્ધ થઇ જમીન ઉપર ઢળી પડી.

---



# પ્રકરણ ૩૬ મું.

## રણમલનું ગુપ્ત ગૃહમાં સંતાવું.

સહાય કરવા ભાભીની, ગુપ્ત છુપાયો બાળ.
પાપીનો ઘડો ફુટશે, આવ્યો કાળ કરાળ.



જે સમયે 'ઝેરીમલ' કુમુદ કુમારીની પાસે આવી સમજાવતો હતો, તે વખતે 'રણમલ' તેના સૈન્ય સાથે ગુપ્તગૃહ પાસે આવી પહોંચ્યો હતો. જે ઠેકાણેથી પહેલાં 'ચંદ્રસિંહે' પ્રવેશ કર્યો હતો, તે જગ્યાએજ 'રણમલે' સૈન્યને છાવણી નાંખવાની આજ્ઞા આપી. ગુપ્તગૃહના મુખ આગળ સૈનીકોએ પોતાને માટે રાવટીઓ બાંધી દીધી. ને 'રણમલ' ને માટે એક મ્હોટો સુંદર તંબુ ઉભો કરવામાં આવ્યો, જ્યાં સમીસાંજ થવા આવી તે વખતે 'રણમલ' તૈયાર થયો, ને પોતાની સાથે ગુમાનસિંહ તથા સેનાપતિ અને બીજા ત્રણ સરદારોને લઇને ગુફાના દ્વારપર ઢાંકેલો પત્થર ત્યાં ખોળી કાઢી દુર કરી, તેઓએ તે ગુફામાં પ્રવેશ કર્યો. છએ જ

ધીમે પગલે નીચે ઉતરવા લાગ્યા, એ સરદારોના હાથમાં સળગતી મશાલો હતી, તેથી તેના પ્રકાશથી આગળનો રસ્તો જણાતો હતો, બધા નીચે ઉતરી રહ્યા ને સાંકડી ચાલમાં થઇને પુતળાવાળા દરવાજા પાસે આવી ચુકવીથી દરવાજો ખુલ્લો કરી 'ચંદ્ર વિનાના અજવાળાવાળા મેદાનમાં તેઓ આવી પહોંચ્યા. ત્યાં થોડીવાર ઉભા રહી ચારે તરફ દ્રષ્ટી કરી તેઓ દેવીની મુર્તિ આગળ આવી પહોંચ્યા. દેવીની મુર્તિ ચાંપથી ખુલ્લી કરી 'રણમલે' તેના ભેદ પોતાના સરદારો ને બતાવ્યો. સરદારો તે મુર્તિની અજબ રચના જોઇ આશ્ચર્ય પામ્યા, પછી ને મુર્તિને હતી તેમ પાછી બંધ કરી દીધી. તેવામાં 'રણમલ' ની દ્રષ્ટી ત્યાંથી થોડેક દુર ફરતા બે અજાણ્યા માણસો તરફ ગઇ, ને તેઓ 'ઝેરીમલ'નાં માણસો હોવાં જોઇએ, એમ ધારી 'રણમલે' પોતાના ત્રણ સરદારોને તે બે માણસોને બોલાવી લાવવાની આજ્ઞા કરી. આજ્ઞા મળતાં તે ત્રણે સરદારો, તે માણસોની તરફ ગયા, તેમને પોતાની તરફ આવતા જોઇ, તે માણસો ગભરાટથી તેમની તરફ જોઈ રહ્યા. તેટલામાં તો તે ત્રણે સરદારો તેઓની પાસે આવી પહોંચ્યા, ને તેઓને એક સરદાર કહેવા લાગ્યો. ભાઇઓ ! તમે ભય પામશો નહી, અમે તમને મારી નાંખવા નથી આવ્યા, પણ તમને અમારા મહારાજાની પાસે લઇ જવા આવ્યા છીએ. તમે અમને કયા મહારાજા પાસે લઈ જવા માગો છો ? ને તમે કોણ છો ? સિપાઇઓએ હિંમતથી પૂછ્યું.

સરદાર—અમે અમરકટકના મહારાજા શ્રી રણમલસિંહના સરદારો છીએ, અને તેમની આજ્ઞાથીજ અમે તમને લઈ જવા માગીએ છીએ, સિપાઇઓ તમે બીલકુલ ગભરાશો નહિ. અમારા મહારાજા ઘણાજ દયાળુ છે. ત્યાં તમે ચાલો ? જેવી તમારી મરજી હશે, તે

બંને સિપાઇયો, મુંગે મોઢે તેમની સાથે ચાલ્યા, ને રણમલસિંહની પાસે આવી પહોંચ્યા. રણમલની ભવ્ય આકૃતી જોઇ. તે બન્નેજણ નમન કરી એક તરફ ઉભા રહ્યા.

રણમલ—( તેમની તરફ દ્રષ્ટી કરી ) તમે ગભરાશો નહી. હું તમને કાંઇ પણ કષ્ટ આપવા નથી માગતો, પણ તમને પાપીની પાસેથી છોડાવવા, ને તમને નિતિને રસ્તે ચઢાવવા એમ હું ધારૂં છું; બોલો હવે તમારી શું ઇચ્છા છે ?

સિપાઇયો-(વંદન કરી) મહાન કૃપાળુ નરેશ! આપનો ઘણોજ ઉપકાર થયો, આપનાં વચન સત્ય છે, અમે તમારે શરણે છીયે, આપ અમને જે પ્રકારે આજ્ઞા આપશો, તે રીતે અમે વર્તવા તૈયાર છીએ.

રણમલ—વારૂં. ત્યારે આજથી હું તમને મા'રા સૈનીકોમાં દાખલ કરૂં છું. પણ તેની સાથે આ પણ ખુબ યાદ રાખજો કે નિમકહરામી કરશો નહી, નહી તો તમારે ભુંડે હાલે મરવું પડશે ?

સિપાઇયો.—મહારાજા! અમે ઇશ્વરને હાજર નાજર ગણી કહીયે છીએ કે અમો તમારી સાથે કોઇ પણ જાતનો દગો કરીશું નહિ. ને અમો આપને પુર્ણ વફાદાર રહીશું ?

રણમલ—તો મને ઘણોજ આનંદ થશે ?

વારૂં ! હવે હું તમને એક બે સવાલ પૂછવા માગું છું. જોઉં છું. કે તમે તેના કેવા જવાબ આપો છો ?

સિપાઇયો—અમે આપને અક્ષરે અક્ષર જે સત્ય હકીકત હશે, તે નિવેદન કરીશું. માટે આપ અમને બેલાશક જે પૂછવાનું હોય તે પૂછો.

**રણમલ**—તો ઠીક, હુ તમને એમ પૂછુછું કે. હાલ તમારો સરદાર ઝેરામલ કયાં છે અને તે થોડા સમય ઉપર એક રાજકન્યાનું હરણુ કરી લાવ્યો હતો તે રાજકન્યાને હાલ કયાં રાખવામાં આવી છે તે સઘળી વાત હુ તમારી પાસેથી જાણુવા માગું છુ મને આશા છે કે તમે તે સઘળી હકીકત જાણુતા હશો, માટે તે સઘળી વાત મને કહો ?

**સિપાહયો**—(હાથ જોડી) હા. રાજન્, અમે તે સઘળી વાત જાણીયે છીએ, આજથી છઠે મહીને અમારો સરદાર વિજયનગરના મહારાજાની પુત્રી ને ચંદ્રસિહ મહારાજનાં પટરાણું, કુમુદબાને ઉ-પાડી લાવ્યો હતો, ને તેમને ડુગરી કિલ્લાના ખડેરમાં રાખવામાં આવ્યાં હતાં. તે ડુંગરી કિલ્લો બહારને રસ્તેથી જતાં ઘણોજ દુર છે અને ત્યાં જતાં ઘણા દિવસ લાગે છે. પણુ આ અંદરની સુરંગ વાટે જતાં ઘણોજ થોડો સમય લાગે છે. ત્યા આગળ કુમુદા બ્હેનને રાખવામા આવ્યાં હતાં. ઝેરીમલ કુમુદાને ત્યાં લાવ્યા પછી ઘણીજ રીતે સમજાવવા લાગ્યો પણ તેમણે તેને તુચ્છકારી કાઢયો, ને તેનું કહેવું માન્યું નહિ તેથી ઝેરામલે તેમને ૭ માસની મહેતલ આપી. ને તેમની સેવા ચાકરીને માટે પોતાની સ્ત્રી કે જેને પહેલાં તે અત્યંત પ્યારથી ચાહતો હતો, પણ હાલ તેને તજેલી હતી તેનુ નામ જા-સલ છે; તેને તેમની પાસે રાખવામાં આવી હતી. જાસલ પવિત્ર મનની છે. તે કુમુદાને ઘણાજ ટુંક સમાગમમાં પ્રાણથી પણ વિશેષ ચ્હાતાં શીખી હતી, તે તેમને માટે પ્રાણુ આપવાને પણુ તૈયાર થાય તેવી છે. પછી ઝેરીમલે ૭ માસની મુદત આપી, ને ત્યાં આગળ કોઇ પ્રવેશ ન કરી શકે તેને માટે અગ્નિની ઉંડી ખાઇ ખોદાવી ચા-લતો થયો. તેને આજે ૭ માસ પુરા થયા હતા, ને તે આજે કુમુ-

દાની પાસે આવ્યો હતો. ને તેમને સમજાવવા લાગ્યો, પણ તેના શબ્દોની અસર કુમુદાને કાંઇ પણ થઇ નહિ. તેથી તે પાપી ઘણોજ ગુસ્સે થયો. ને તેમની ઉપર બળાત્કાર કરતા તૈયાર થયો, ને તેમની તરફ ધસ્યો કે તરતજ જાસલ તેની વચ્ચે પડીને ઝેરીમલ ને ઘણાજ પ્રકારે સમજાવી કહેવા લાગી, પણ તે પત્થરને કાંઇ પણ અસર થઇ નહિ. જાસલના શબ્દોથી તેને ઘણોજ ક્રોધ ચઢયો, તેથા તેણે જાસલને બંધીવાન બનાવી કોરડાના પ્રહાર કરવાનો હુકમ આપ્યો. તે ભલીબાઈ મુગે મોઢે તે પ્રહાર સહન કરવા લાગી. પછી ઝેરીમલ કુમુદાને ધમકાવવા લાગ્યો, પણ કુમુદ બ્હેને તેની ધમકીની કાંઇ પણ પરવા ન કરી, તેથી તે પાપીએ તેમને ઝાડ ઉપર બાંધીને લટકાવ્યાં; એમ કહી તે સિપાઇ થોડીવાર શાંત રહ્યો.

રણમલ—(ફિક્કેરાઇ) ઓહ્, આ શો શિતમ ? એ દગાબાજ ઝેરીમલ ? ત્હેં ઘણોજ જુલમ ગુજાર્યો છે ! હવે ત્હારૂં મ્હોત નજીકમાં આવ્યુ છે, (સિપાઇને) હાં પછી !

સિપાઇ—કુમુદાને ઝાડપર લટકાવી તે પાપી સમજાવવા લાગ્યો, કુમુદાએ એનું કહેવું મુદ્દલ મનપર ન લીધુ; ત્યારે આખરે તેણે તેનો ધાતકી વિચાર પ્રગટ કર્યો, કાલે તે પાપી કમકમાટી ઉપજાવે તેવી ધાતકી રીતે કુમુદાનુ બળીદાન દેવીને આપવાનો છે. બળીદાન શી રીતે અપાય છે. તથા તે કેવું ધાતકી છે, તે જાસલ જાણુતી હતી. તેથા તેણે દયાને માટે ઝેરીમલના ઘણાજ કાલાવાલા કર્યા પણ તે પાપીને કાંઇ પણ દયા ન આવી ને તે બીચારી નિર્દોશ સ્ત્રીનું પણ કુમુદાની સાથેજ બળીદાન આપવાનું છે. કુમુદા ને બળીદાન આપવા માટે અહીં લાવવામાં આવસે, અને જાસલને પણ

બરાબર મધ્યરાત્રે અહિં લાવવામાં આવશે, આ સામે જે મુર્તિ દેખાય છે, ત્યાં આગળ બળીદાન આપવામાં આવશે? આવા સમાચાર અમને થોડા વખતપર મળ્યા છે, ને અમને દેવીની આગળ પે'રો ભરવાનો હુકમ મળ્યો છે. આટલા સમાચાર કહી સિપાઈ ચુપ રહ્યો. સિપાઇની તમામ હકીકત ધ્યાન દઇને સાંભળ્યા પછી રણમલ થોડીક વાર વિચાર કરીને મનમાં બોલવા લાગ્યો, ભાભી! તમે ઘણુંજ દુ:ખ સહન કર્યું છે, તે દુ:ખનો બદલો વાળવાને તમારો રણમલ આવી પહોંચ્યો છે. પાપી ઝેરીમલ! હવે તું ચેતજે! અમને દુ:ખ આપવામાં બાકી રાખી નથી, હવે તા'રે તા'રો અંતકાળ નજીક સમજી લેવો! પાપી ઘણું કરે તે થોડાને માટેજ છે, એમ બોલી પોતાના સરદારો તથા તે બન્ને સિપાઇઓને લઇ રણમલ ગુફાની બ્હાર નીકળ્યો, તેને નિર્વિઘ્ને બ્હાર આવેલો જોઇ રત્નપ્રભા આનંદ પામી, ને તેની કુશળતા પૂછવા લાગી, અને તમે અંદર જઇ, શું કરી આવ્યા, તેના સમાચાર પૂછવા લાગી. ત્યારે રણમલે તેને સઘળી વાત કહી સંભળાવી. કુમુદનું દુ:ખ સાંભળી "રત્નપ્રભા"ની આંખ્યોમાંથી અશ્રુ નીકળવા લાગ્યાં, તેથી "રણમલ" તેનાં અશ્રુ રૂમાલથી લુછી, તે'ને દીલાસો આપી શાન્ત કરી; ને બહાર મેદાનમાં પોતાના સૈન્યની મધ્યમાં "રત્નપ્રભા"ને સાથે લઇ બેઠો. તેટલામાં તેની નજરે દુર ઘણી ધુળ ઉડતી પડી. જાણે કોઇ સૈન્ય લઇને ન આવતું હોય, તેમ જણાવા લાગ્યું. શું પાપી "ઝેરીમલ તો નથી આવતો ને! એમ ધારી પોતાના

સેનાપતીને સૈન્ય સાથે તૈયાર થવાનો હુકમ આપ્યો, ને થોડીવારમાં તો "રણુમલનું સૈન્ય સામા સૈન્યની ભેટ લેવા તૈયાર થઇ ને ઉભું રહ્યું. સામેથી આવતું લશ્કર હવે છેક નજીક આવી પહોંચ્યું, ને તેમાંથી એક ઘોડે સ્વાર કે જે તેમનો સરદાર હતો, તે ઘોડાપરથી નીચે ઉતરી "રણુમલ" ની પાસે આવી ઉભો રહ્યો; ને રણુમલ ને નીહાળતાંજ તે એકદમ હર્ષની બુમ પાડી "રણુમલ"ને ભેટી પડયો. "રણુમલ" પણ પોતાના વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહને જોતાંજ આનંદ પામ્યો; તે આવનાર વૃદ્ધ પ્રધાન "પ્રતાપસિંહ" હતો. પછી પ્રધાને "રણુલમનું કુશળ પૂછી પોતાના સૈન્યને ત્યાં પડાવ નાંખવાની આજ્ઞા આપી. પ્રધાનજીનું સૈન્ય રણુમલના સૈન્ય સાથે મળી ગયું, ને સઘળા સૈનીકો ભેગા મળી આનંદ કરવા લાગ્યા. પછી "રણુમલ" પ્રતાપસિંહનું સ્વાગત કરી પૂછવા લાગ્યો, મંત્રીશ્વરજી! આપ અનાયક આ સ્થળે ક્યાંથી આવી પહોંચ્યા?

પ્રતાપસિંહ—હું સૈન્યની સાથે "ચંદ્રસિંહ" ભાઇની શોધને અર્થે નીકળ્યો છુ, ને વિજયનગરનો રાજ્યકારભાર જુના કારભારીને સોંપ્યો છે. મ્હેં ઘણે સ્થળે તપાસ કરી પણ ભાઇની શોધ લાગી નહી, તેથી હું નિરાશ થઇ તમને મળવા અમરકંટક ગયો. ત્યાં તપાસ કરતાં સમાચાર મળ્યા કે, તમે ભાઇની શોધ કરવા નીકળ્યા છો, ને તે પછી હું તમારા પ્રધાનજીને મળ્યો. તેમણે અમારી સારી આગતા સ્વાગતા કરી, ને ત્યાં બે દિવસ રોકાઇ, પ્રધાનજીની આજ્ઞા લઇ હું ત્યાંથી નીકળ્યો. રસ્તામાં અમને ખબર મળી કે,

અહીં પાસેજ "ઝેરીમલ"ની એક અજાણી ગુફા છે, ને તેમાં તે પાપી ઝેરીમલ તેના માણુસો સાથે રહે છે. એવા સમાચાર મળવાથી મ્હેં વિચાર કર્યો કે, જ્યાં પાપી રહેતો હશે, ત્યાંજ કુમુદકુમારી હોવાં જોઇએ, એમ ધારી, તે પાપાત્માનો વિનાશ કરવા હું આ તરફ આવતો હતો, એટલામાં મ્હેં દુરથી, આ તમારૂં સૈન્ય જોયુ, ને તે ઝેરીમલનાં માણુસો હોવાં જોઇએ એમ વિચારી, મ્હેં મા'રા સૈન્યને સાવધ થવાનું કહી ઝપાટાબંધ અમે આગળ વધ્યા. પાસે આવતાં તો તમને જોયા, ને તેથી મા'રા આનંદનો પાર રહ્યો નહી. મા'રા નાનકડા રાજા કહો હવે તમારી શું હકીકત છે? તમને કાંઇ કોઈના સમાચાર મળ્યા કે નહી, વગેરે પ્રશ્નો પ્રધાનજી પૂછવા લાગ્યા. તેમના જવાબમાં "રણુમલે" તેમને સઘળી અથઇતી હકીકત કહી સંભળાવી. "રણુમલ"ની ચાલાકી જોઇ વૃદ્ધ પ્રધાન આનંદ પામ્યો, ને પછી ભોજનને અર્થે બને જણા તંબુમાં ગયા. જમી કરી પરવારી સઘળા સૈનીકો બહારના મેદાનમાં એકઠા થયા, તેટલામાં રણમલ તથા પ્રધાનજી પણ પરવારી ને બહાર આવ્યા. તેમને જોઇ સઘળા સૈનીકોએ આનંદની બુમ મારી પોતપોતાની જગાએ ગોઠવાઇ ગયા. "રણુમલ" ત્યાં આ-ગળ પોતાને માટે બીછાવેલી ગાદી ઉપર પ્રધાનજીને સાથે લઇ બેઠો. હજી સુધી પ્રધાનજીની દ્રષ્ટી "રત્નપ્રભા" તરફ ગઇ નહોતી; "રત્નપ્રભા" પણ પુરૂષના પોશાકમાં શાંત ચીત્તે ત્યાં બેઠી બેઠી સઘળી હકીકત ધ્યાન દઇ શ્રવણ કરતી

હતી, ને એટલામાં તો પ્રધાનની નજર તેની ઉપર પડી, ચતુર પ્રધાન "રત્નપ્રભા" ને જોતાંજ ચમકીને તેની તરફ જોઇ વિચારવા લાગ્યો, કે અરે! આ કોણ હશે! મ'ને તો આ નવયુવાન કોઇ રાજકુમાર જણાય છે. અહા! શું તેના મુખની અલોકિક શોભા છે. એવો વિચાર કરી પ્રધાન "રણમલ" ને પૂછવા લાગ્યો.

રણમલસિંહ? આ, જે સામે રાજકુમાર બેઠા છે; તે કોણ છે; ને તે કોના પુત્ર છે? પ્રધાનજીનો પ્રશ્ન સાંભળી "રણમલે" શરમથી નીચું જોયુ; તે કંઇ પણ જવાબ આપી શકયો નહી. તેને શરમાતો જોઇ પ્રધાનજી વિચારમાં પડયા, પણ તે હજી વિચાર કરે છે, તેટલામાં તો "રત્નપ્રભા" એ તેમની પાસે આવી પ્રધાનજીને પોતાનું મુસ્તક નમાવ્યું. તેને પ્રણામ કરતી જોઇ, પ્રધાનજીના આશ્ચર્યનો પાર રહ્યો નહી. ને આ રાજકુમાર કોણ હશે? એમ મનમાં પ્રશ્ન પૂછી તેને બે હાથ લાંબા કરી આશીર્વાદ આપવા લાગ્યો, ને સ્નેહ ભરી દ્રષ્ટીથી તેને પુછવા લાગ્યો. દીકરા? તમે કોણ છો?

**રત્નપ્રભા**—અમરકંટકના પ્રતાપી મહારાજા "રણજીતસિંહ"ની પુત્રી આપને પ્રણામ કરે છે.

**પ્રતાપસિંહ**—(આશ્ચર્ય યુક્ત) હેં! કોણ પુત્રી "રત્નપ્રભા"! અરે! તું પણ તા'રા સ્વામીની સાથે આવી હોય .તેમ જણાય છે, શુરવિર પિતાની પુત્રી શુરવિરજ હોય; ધન્ય છે તને, તમને બંનેને ઇશ્વર દિર્ધાયુ કરો. એમ કહી પ્રધાને બંનેને મુસ્તકે હાથ મુકયો; ને તે નવીન જોડલાં ને અમી દ્રષ્ટીથી જોવા લાગ્યો. પછી હર્ષના ઉમળકાથી પ્રધાન "રણમલ" ને પૂછવા લાગ્યો, "રણમલ"! હવે શુ વિચારશે?

રણુમલ—મંત્રીશ્વરજી ! હુ સઘળું નિરીક્ષણ કરી આવ્યો છુ, કાલે પ્રાત:કાળમાં "કુસુદા"નુ બળીદાન આપવામાં આવનાર છે. મા'રો તો એવો વિચાર છે કે, આપ, આપના સઘળા સૈન્ય સાથે, આ, ગુપ્ત ગૃહની આસપાસ ઘેરો નાંખો, ને તેમાંથી જે કોઇ બહાર નીકળવા આવે, તેને પકડાય તો પકડજો, નહી તો પૂરો કરી નાંખજો. અને હુ મા'રા સૈનીકો સાથે અંદર પ્રવેશ કરૂં છુ; પોતે અંદર શુ કરવા ધાર્યું છે, તે બધું પ્રતાપસિંહને કહી સંભળાવ્યુ. "રણુમલ"ની યુક્તી સાંભળી પ્રતાપસિંહ ઘણા ખુશી થયા, ને મનમાં તેના વખાણ કરી; "રણુમલ"ના દેખતાંજ તેમણે તેજ વખતે ગુપ્ત ગૃહને ઉપરથી ઘેરી લીધું. ગુપ્ત ગૃહની આસપાસ સિપાઇઓ ખુલ્લી સમશેરે ફરવા લાગ્યા. બાદ "રણુમલ" પ્રતાપસિંહની આજ્ઞા લેઇ "રત્નપ્રભા" સાથે પોતાના સૈન્યને લઇ ગુપ્તગૃહમાં પ્રવેશ કર્યો. એક પછી એક એમ બસો સૈનીકો ગુપ્તગૃહમાં દાખલ થયા, ને નીચે ઉતરી સાંકડી ગાલમાં થઇને પુતળાવાળા દરવાજામાં પ્રવેશ કર્યો, ને ત્યાંથી આગળ ચાલી ચંદ્રવિનાના અજવાળા, વાળા મેદાનમાં સઘળા આવી એકઠા થયા. પોતાના સઘળા સૈનીકોના આવી રહ્યા પછી, "રણુમલ" તેમને પોતે શું કરવા ધાર્યું છે, તે કહેવા લાગ્યો.

મા'રા બ્હાદુર વફાદાર સરદારોને સૈનીકો ! સાંભળો ! આજે આપણે ઘણુંજ બહાદુરીનું કાર્ય કરવાનું છે, દુષ્ટના પંજામાંથી સતિ કુસુમાનું રક્ષણ કરવાનું છે; માટે જુઓ ! આ મેદાનમાં જે પેલો બાજે પ્હાડ જણાય છે, તેની ગુફાઓમાં, તથા કેટલાક આ સામેની

કોટડીઓમાં છુપાઇ જાઓ ? ને હું આ, જે સામે દેવીની મુર્તિ દેખાય છે, તે મુર્તિ લાકડાની બનાવેલી છે, ને તે અંદરથી પોલી છે, તેથી તેના અંદર હું સંતાઇ રહું છું; ને તે પછી જ્યારે હુ મા'રા પિસ્તોલનો અવાજ કરૂં, ત્યારે તમારે એકદમ સઘળાએ બહાર મા'રા પાસે નીકળી આવવું. તે પછી શું કરવાનું છે, તે હું તે વખતે તમને કહીશ માટે મા'રા બહાદુરો જાઓને સત્વર છુપાઇ જાઓ; કારણકે મધ્યરાત્રી થવાને હવે થોડીવાર છે, હવે તે પાપી તેનાં માણસો સાથે આ તરફ આવવાને નીકળી ચુકયો હશે; માટે જાઓ ? મા'રા બહાદુરો ! હવે જલદીથી છુપાઇ જાઓ.

વફાદાર સૈનીકો તથા સરદારો મહારાજાની આગ્ના પ્રમાણે જ્યાં જ્યાં પોતાને યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં સંતાઇ ગયા, માણસોથી ચીકાર ભરાયેલું મેદાન સૈનીકોના છુપાઇ ગયા પછી જન શુન્ય થઇ ગયું. ફકત ત્યાં આગળ " રણમલ " રત્નપ્રભા, સેનાપતી તથા ગુમાનસિંહ તથા પકડાએલા બે સિપાઇઓ એટલાજ રહ્યા. પછી " રણમલ " તે બને સિપાઇઓને કહેવા લાગ્યો. મા'રા વિશ્વાસુ સિપાઇઓ ! હવે હું તમને જે સુચના આપું તે ધ્યાન દઇ સાંભળો ! તે એકે તમે બહારથી ' ઝોરીમલ ' ના માણસો થઇ જેમ પહેલાં પહેરો ભરતા હતા, તેમ પહેરો ભરવો શરૂ કરો; પણ યાદ રાખજો કે મા'રી દયાનો ગેર ઉપયોગ ન થાય, જાઓ હવે ! તરત તે બંને સિપાઇઓ તેને નમન કરીને ત્યાંથી ચાલ્યા ગયા, ને પોતાની અસલ જગાપર જઇ પહેરો ભરવા લાગ્યા. તે સિપાઇઓના ગયા પછી " રમણલ " ગુમાનસિંહ તથા સેનાપતીને કહેવા લાગ્યો. તમને પણ હું એક કામ સોંપવા ધારૂં છુ ?

બોલો ! શું આજ્ઞા છે, તે બંને જણે કહ્યું.

રણમલ—તમે અને "રત્નપ્રભા" એમ ત્રણે જણાં પેલા સિપાઇઓ જ્યાં પહેરો ભરે છે, તેની પાછળ કોટડીમાં, તેઓ જાણે નહી તેવી રીતે ચુપકીથી છુપાઇ જાઓ, ને તમારી પિસ્તોલો ભરીને તૈયાર રાખજો; ને જો કદાપી તે સિપાઇઓ પ્રપંચ કરવાની શરૂઆત કરે તો તરતજ તેમને પિસ્તોલની ગોળીથી વિંધી નાંખજો. સમજ્યા! માટે જાઓ હવે, તમે પણ સંતાઇ જાઓ!

ગુમાનસિંહ તથા સેનાપતી "રત્નપ્રભા" સાથે ત્યાંથી ચાલતા ગયા ને તે સિપાઇઓની પાછળ આવેલી એક કોટડીમાં ચુપકીથી સંતાઇ ગયા; ને તે પછી ગુમાનસિંહ તથા સેનાપતી પોતાની પિસ્તોલો તૈયાર કરી તે સિપાઇઓની તરફ તાકીને બેસી રહ્યા.

પોતાના ધાર્યા પ્રમાણે સઘળું કાર્ય સંપુર્ણ થયા પછી "રણમલ" દેવીની મુર્તિ તરફ ચાલ્યો, ને તે દેવાની મુર્તિને ચાંપથી ખુલ્લી કરી બે ભાગ કર્યા, ને તેની અંદરના ભાગમાં ઉભો રહી, અંદરથી ચાંપ દાબી તે દેવીની મુર્ત્તિને હતી તેમ બંધ કરી દીધી. પોતાને અંદર બરોબર ફાવે છે, તે જોઇને પાછો ચાંપ દબાવી મુર્ત્તિને ખુલ્લી કરી "રણમલ" બહાર નીકળયો, ને ફરીથી એકવાર બધે ઠેકાણે ફરી તપાસ કરવા લાગ્યો. એટલામાં ત્યાં આગળ કોઇનાં આવવાનાં પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો, કે તરતજ રણમલે પોતાની પિસ્તોલ કાઢી તેમાં ગોળીઓ ગોઠવી તે પીસ્તોલને છાતી સાથે કસી ને પછી ધીમે પગલે દેવીની મુર્તિ પાસે પાછો આવ્યો, ને તે મુર્તિને ઝપાટા બંધ ખોલી નાંખી, તેની અંદર છુપાઈ રહ્યો, ને હવે શું થાય છે, તે એક ઝીણા છીદ્રમાંથી જોવા લાગ્યો.



# પ્રકરણ ૩૭ મું.

## અગ્નીની ખાઇ.

આનંદકારી સુંદરી, મમ હૃદયથી અળગી થઇ;
હવે ફરી તે નહી મળે, મુજ સુખની નાસ્તિ થઇ.
તજી બિતી સંસારની, પ્રીયા માટે વન ભમ્યો,
આવી ઘડી હવે મૃત્યુની, પણ પ્રેમ દિલથી નવ તજ્યો.



શ્રાવણ માસ ચાલતો હતો, ઝરમરીઓ વરસાદ વરસતો હતો, તેમ વાદળીઓ તાપ પણ પુષ્કળ પડતો હતો. સુર્યનો તડકો થોડા થોડા વખતે વાદળાંથી ઢંકાતો હતો, તેથી મુસાફરોને પ્રવાસ કરવાનું ઘણું સુગમ પડતું. તેવા સમયે તે જંગલમાં થઇને 'ચંદ્રસિંહ' પરસેવાથી તરઓળ થએલો, ધીમે ધીમે ચાલ્યો જતો હતો. થોડેક દુર ચાલતાં 'ચંદ્રસિંહ' એક મોટી નદી આગળ આવી પહોંચ્યો, ને તે નદીને જોઇ 'ચંદ' વિશ્રામ લેવા તે નદીને કિનારે આવ્યો, તેમાં સ્નાન કરી શુદ્ધ થઇ કિ-

નારા ઉપર ઉગેલા વૃક્ષની નીચે વિશ્રાંતિને અર્થે બેઠો. 'ચંદ્ર' બેઠો બેઠો આસપાસ જોઇ નીશાશા નાંખવા લાગ્યો, ને મન સાથે વિચાર કરવા લાગ્યો, કે તડકો જરા ઓછો થયા પછી હુ મારી મુસાફરી આગળ લંબાવીશ નદીના કીનારા ઉપર લગીર દુર એક આશોપાલવનું વૃક્ષ ઉગેલું હતું, તેની નીચે 'ચંદ્રસિંહ' બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો, કે મનુષ્યની મહેનત, ધૈર્યતા, અને કષ્ટ વેઠવાથી કાંઇ થતું નથી, જગદીશની કૃપા શિવાય આ દુષ્ટ સંસાર સમુદ્ર પાર ઉતરવાનો બીજો એકે રસ્તો નથી. શ્રી કૃષ્ણચંદ્રની કૃપાથીજ નાની હા થાય છે, ને ન થાય તેવાં કાર્ય પણ નિર્વિઘ્ને પુરાં થાય છે. હાય! મા'રી 'કુમુદ' ને ગુમ થયે આજ છ માસ પુરા થાય છે, ને ને મા'રી પ્રાણેશ્વરીના વિયોગથી મા'રૂં હૃદય બળીને ભસ્મ થઇ જાય છે. હાય! હજુ સુધી મ'ને તે'નો પત્તો મળયો નથી. મહાત્માની આજ્ઞાનુસાર તેમના બતાવેલા રસ્તે ચાલતાં ચાલતાં હું અહીં સુધી તો આવી પહોંચ્યો. અરે! પણ શું ખબર કે મા'રા કુમુદ ત્યાં હશે! હાય! શું હજુ મા'રી કુમુદ જીવતી હશે? અરે? મ'ને કોણ કહે કે તમારી કુમુદ હજી જીવે છે, ને તે આ જગોએ છે, એમ મનમાં બોલતો, ત્યાંથી ઉભો થઇ નદી કિનારે આવી, નદીને સંબોધી કહેવા લાગ્યો.

ગજલ.

સરિતા કહે! ખબર મુજને, દયા દીલ હોય જો તુજને;<br>
સદા તુ શાન્ત ગુણશાળી! છુપાવી મા'રી ક્યાં વ્હાલી. ૧<br>
બનાવો! સુંદરી મા'રી, થાઉં હું તા'રો ઉપકારી,<br>
રસિલિ મા'રી એ રામા, સતિ એ છે ખરી શ્યામા. ૨<br>
દુઃખી સ્વામી હું તેનો છું, વિયોગી પ્રેમ પેલો છું;<br>
દેખાડો મા'રૂં એ જીવન, પડે મુજને હવે નહીં ચેન. ૩

દેવી ! સરિતા ! તુ દયાળુ છે, તો દયા કરી કહે કે મા'રી જીવન દોરી કયાં છૂપાઇ રહી છે ? અરેરે ! તે મધુરા કોમળ પુષ્પની શી દશા થતી હશે ? અરેરે મા'રા ખીલેલા કોમળ પુષ્પ શુ તુ કરમાઇ ગયું હઈશ ? એમ બોલી વળી પાછો તે બોલવા લાગ્યો.

ખિલેલું તું કુમુદે પુષ્પ, વિના ચંદ્રે, થયું શુ ! શુષ્ક;
કુમુદે મહેલમાં ફરતી, ત્યજી મેં તો હૃદય દ્રવતી. ૪
સરિતા દુરથી શોભે, કુમુદ જે કાળજું લોભે;
ગયું કરમાઇ પુષ્પજ એ, હવે નહિ દીલ બીજે વળગે. ૫
રહ્યું હવે ચક્ષુથી જોવું, હૃદય સંગે રહ્યું રોવું;
ગયેલી જે હવે છે કયાં, કરૂં હવે શુ, હુ શોધુ કયાં. ૬

હા ! નમેરા મન, સ્વાર્થી તન, ત્હારોજ વાંક છે ! તા'રા અપરાધથીજ તે સુંદરી સંકટમ ફસી; ત્હારા સ્વાર્થી ચક્ષુઓ ઉંઘથી ઘેરાણી, ને આ સ્વાર્થી શરીર તેનુ રક્ષણ કરવા ચેતન રહીત બન્યું ક્ષમા કરજે "કુમુદ"! ક્ષમા કરજે ! અહા ! મનોરમ્ય વિભાવરી "કુમુદ"! હુ સ્વપ્નામાં તનેજ સ્વરૂપવાન માનુ છુ. અહા ! શું તા'રો મમ પ્રત્યેનો નિષ્કામ પ્રેમ, અહાહા ! શો તા'રા પ્રેમનો અલૌકિક પ્રભાવ, હાય ? પ્રેમાળ સુંદરી ? મ્હે તો તા'રો પ્રેમ બરાબર સંભાળ્યો છે, પરંતુ આ સ્વાર્થી જીવડો તા'રે માટે કાંઇ ન કરી શકયો. અરે ! હાય હવે શું કરૂં ! ઓ ! હૃદય વલ્લભા તું કયાં છે ? હાય ! તા'રા વિયોગથી હુ ઘેલો થયો છુ, પ્રીયા તા'રા માટે રાજ્યપાટનો ત્યાગ કરી જંગલમાં આથડું છું, તો હવે કૃપા કરી તા'રા કોમળ મુખનું દર્શન કરાવ ? પ્રીયતમા ? તા'રા વિયોગથી આ ચંદ્ર હવે થોડા સમયમાં હતો નહતો થઇ જશે. ઓ પ્રીયા ! પ્રીયા ? હું તા'રા વિના ઘેલો થયો છું. એમ કહી વળી પાછો ગાવા લાગ્યો.

થયો ઘેલો પ્રિયા માટે, વળી આવ્યો, હું આ વાટે;
ન ભેટી તો, એ દીલદારા, કહું કોને હૃદયની આ. ૭
અરે વ્હાલી, કુમુદા હો, મરૂં છું પ્રેમ ઘેલો હું,
બચાવો પ્રાણની પ્યારી, કહું ધરી ને હું લાચારી. ૮
કહો સાચું નહી મળશો, ફરીથી આ ભવે પ્યારી,
મળો તો જલ્દી ભેટીલ્યો, ટળે દુઃખ થાઓ ઉપકારી. ૯
કહો પ્યારી નહિ મળશુ, ખરેખર વાત કહે ને તું,
વિકટ દુનિયાં ને છોડી ને, ત્વરાથી સ્વર્ગે આવું હું. ૧૦

વ્હાલી કુમુદા, કહે કે તું હજી આ દુનિયામાં છે? જો હોય તો આ તા'રા દુઃખી સ્વામીને તા'રૂ દર્શન કરાવ, અરે! સઘળા વૈભવનો ત્યાગ કરી મ્હેં તા'રે માટે મનમાં ભેખ લીધો, જંગલે જંગલ દુઃખી થતો ફર્યો. તે ફક્ત તા'રા માટેજ, હાય! તો પણ હું તને કયાંય જોઇ શકતો નથી. એમ વચમાં પાછો બોલી ગાવા લાગ્યો.

ધર્યો મ્હેં ભેખ પ્રિયા માટે, મળી નહી કયાંઈ આ વાટે;
અરે હું આવ્યો છું આહીં, ન જોઉં તુજને કયાંઇ. ૧૧

પછી જંગલ તરફ હાથ લાંબા કરી ગાવા લાગ્યો.

મધુરા પક્ષીઓના સુર, સુણી આંસુ વહે મુજ ઉર;
મધુર તુજ વાકયની ધારા, ગઇ કયાં તું ઓ દીલદારા. ૨૧
કુમુદા હે! કુમુદા હે! છુપાઇ કયાં તુ તેનો કહે!
રસિલી સુંદરી મા'રી, કહો કયાં છો પ્રિયા મા'રી. ૧૩
ક્ષમા કરજે કુમુદે તું, ત્યજી જાઇશ તુજને હું;
મળી શું સ્વર્ગમાં બંને, ભરીશ નહી આંસુ તુ નયને. ૧૪

હા! પ્રીયા! હવે મા'રી તેજ દશા થવાની, એમ બોલી તે

અપાર શોક કરવા લાગ્યો. બપોર નમ્યા, ને સુર્યનો તડકો ઓછો થયો, તે જોઇ " ચંદ્ર " આગળ જવાને ઉભો થયો, ને સુર્ય સામે જોઇ હાથ જોડી કહેવા લાગ્યો. ઓ ! સહસ્ત્ર રશ્મિ પ્રભુ ! તમે સઘળી દુનિયાનાં કૃત્ય જુઓ છો, ને તમારી દ્રષ્ટી સર્વ ઠેકાણે છે, તો એકવાર મને કહો કે મા'રી પ્રેમ મૂર્ત્તિ ક્યાં છે ? હે ! દયાળુ દેવ તમારી અજાણના બહાર કશુ નથી, તો કહો ? એકવાર કૃપા કરી આ, દીન દુઃખીને કહો ? કે આ રસ્તેથી જતાં મ'ને મા'રી પ્રાણ પ્રીયાનો મેળાપ થશે કે નહિ ? એમ બોલી થોડીવાર શાન્ત રહી આશો પાલવના વૃક્ષને સંબોધીને કહેવા લાગ્યો. હે ! શિતળ વૃક્ષ ? તુ પ્રવાસીનો શ્રમ ઉતારી, તેને શાન્તિ આપે છે, ને તું સંસારનો નો શોક તાપ દુર કરે છે ? તેથી સંસારના લોકો તને મંગળ મય ગણી, તા'રાં સુકોમળ પત્રનાં તોરણ કરી, પોતાના ગ્રહને દિપાવે છે; તો હે મંગળ કરનારા વૃક્ષ તું મા'રૂં મંગળકર, એમ કહી ' ચંદ્ર ' નીચુ' જોઇ ઉભો રહ્યો તેને કોઇ જવાબ આપતું નથી તેથી તે ઘણોજ આકુળ વ્યાકુળ થતો હતો. પછી "ચંદ્ર" ત્યાંથી વ્યાકુળ હૃદયે આગળ ચાલવા લાગ્યો; ને તે ચાલતાં ચાલતાં સાયંકાળે અગ્નિની ખાઇ આગળ આવી પહોંચ્યો; તે વખતે અંદર કિલ્લામાં ઝેરીમલ, 'કુમુદ' ને બળીદાનની ભયંકર શીક્ષા ફરમાવતો હતો. " ચંદ્રસિંહ " તે ખાઇની પાસે આવી જોવા લાગ્યો, તો પોતાની આગળ અર્ધા માઇલની પહોળી ખાઇ આવી રહી હતી, ને તેની અંદર અગ્નિ ભડભડાટ સળગી પોતાની ભયકર જવાળાઓ ઉંચે સુધી ફેલાવી રહ્યો હતો; ને તેનો અંદરની ઝાળ બહાર ઉભેલા ચંદ્રને લાગતી હતી. અરેરે ! આ ભયંકર ખાઇ મહારાથી શી રીતે પાર થશે એમ બોલી " ચંદ્રસિંહ " તે ખાઇને જોઇ ગભરાઇ ગયો, ને વિચાર કરવા

લાગ્યો, વિચારને અંતે તે જાણે કોઇ છેલ્લા નિશ્ચય પર ન આવ્યો હોય, તેમ ધારી બોલવા લાગ્યો. હા. મ્હોત્! આખરે મા'રે મ્હોત્ શિવાય છુટકો છેજ નહી, અરે! આ જીંદગીમાં સુખનું સ્વપ્ન તો દીઠું નથી, તો જીવ્યામાં શુ મઝા છે? મા'રે શામાટે જીવવું? શું મા'રે જીવતો રહી 'કુમુ' 'ને દુઃખમા રીબાતી જોવી? શુ મારે ફક્ત આ જીંદગીને માટે, મા'રા પ્રીયાનો પ્રેમ તજવો? હાય! જ્યારે મા'રી કુમુદ જાણે કે તેનો ચંદ્ર જીવવાને માટે પોતાની પ્રીયાને જુલમગારના હાથમાં રહેવા દઇ, તે કાંઇ કરી શકયો નહીં; હાય! ત્યારે તે કેટલી દુઃખી થાય? ધિક્કાર છે મને, અરે? આજે મને આવા હીચકારા વિચારો શામાટે આવતા હશે! (વિચાર કરી) નહી, નહી, મા'રે આ, જીંદગીની પરવા નથી, આખરે તો આ દેહ પડવાનો જ છે. તો ભલે ને તે અત્યારે જ પડે, બસ મરવુ! હવે એજ રસ્તો છે. આ ખાઇમા પડતાં જ મા'રા પ્રાણનું વિસર્જન થઇ જશે, હુ કદી જીવતો રહેવાનો નથી. વ્હાલી 'કુમુદ' આ ત્હારા ભાગ્યહીન્ 'ચંદ્ર' ને ક્ષમા કરજે, તુ તેને ત્હા'રા હૃદયમાંથી ભુલી જજે

વ્હાલી દુનિયા તને પણ મા'રા પ્રણામ છે, વ્હાલા પ્રભુ! તમને મા'રા નમસ્કાર છે, હાય! થોડીજવારમાં આ 'ચંદ્રસિંહ' હતો ન હતો થઇ જશે, ને મા'રા નામનીશાનનો પણ નાશ થઇ જશે. (વિચાર કરી) ચાલ જીવ! હવે વિલંબ શા માટે કરે છે! પછી આકાશ સામું જોઇ કહેવા લાગ્યો, ઓ! મહાન્ કૃપાળુ પ્રભુ? થોડી વાર પછી આ તમારો દુઃખી બાળક આપને શરણે આવે છે, પણ મરતાં પહેલાં મા'રી એક વિનંતિ છે, તે આપ અવશ્ય કરો!

પ્રભુ ! જ્યારે જ્યારે આપ મ'ને આ સંસારમાં જન્મ આપો ત્યારે ત્યારે મા'રી કુમુદા જેવીજ ભાર્યા મ'ને આપજો ! દયાળુ પિતા મા'રી કુમુદાને શાન્તી આપનાર તમારા શિવાય હવે કોઇ નથી, તો તેને શાન્તી આપજો. (કુમુદને યાદ કરી) વ્હાલી ! તા'રૂં પણ હું રક્ષણ કરી ન શકયો, તેમ વ્હાલા બંધુ 'રણમલ' તને પણ મા'રાથી છેલ્લીવાર ન મળાયું ને ઓ મા'રા જન્મદાતા પિતા તમારૂં વૈરપણ ન લેવાયું; હાય ? હું અભાગી છું, તો તમે સર્વ મને ક્ષમા કરજો. હુ નિષ્ઠુર છું, કૃતઘ્ની છુ, તેથી મને ક્ષમા આપજો. હા ? અંધકાર ! હું સર્વત્ર સ્થળે અંધકાર જાઉ છું અરે ! હાય ? મા'રી કુમુદા મ'ને આ ખાઇમાં કુદી પડવાને માટે નાકહે છે, ઓ ? મા'રી પ્રીયતમા તું કયાં છે ? શું તને તે પાપી એ રગદોળી નાખી ? મારા કોમળ પુષ્પ શું તા'રી બુરી દશા ? હાય ! મા'રૂં જીગર ચીરાઇ જાય છે, ઓ મા'રી મીઠડી ? હવે તું મ'ને કયાં મળાશ ? અરે ! હાય ! તું મા'રી સાથે લગ્નથી જોડાઇ ઘણીજ દુઃખી થઇ પ્રીય કુમુદ ! તારો પતો પણ મને હજુ સુધી મળ્યો નથી, તો હું કેવા રીતે તા'રૂં રક્ષણ કરી શકું ? પ્રીયે ? તું મા'રો પ્રાણાધાર છે ? તા'રા વિના આ જીવન નકામું છે; પ્રીયે ? તું મા'રા હૃદયમાંથી પણ દુર ખસતી નથી, સુતાં બેસતાં ચાલતાં હું ફકત તનેજ જોઉ છું. હુ તા'રા શિવાય કાંઇ પણ જોઇ શકતો નથી કા'ન છે પણ તે તા'રા શિવાય કાઇ સાંભળી શકતા નથી, ટુંકાણમાં મા'રી સર્વ ઇંદ્રીઓ તા'રા વિના બ્હેર મારી ગઇ છે; તે કાંઇ પણ તેમનુ કાર્ય કરી શકતી નથી. 'કુમુદે' હવે હુ તા'રાથી સદાયને માટે છુટો પડુ છું, મને ક્ષમા કરજે, ને પ્રભુ તા'રૂં રક્ષણ કરશે.

આ તન મન વાળો દેહ પણ, પ્યારી તું માટે મ્હેં ધર્યો;
એક અલ્પ સુખને કારણે, ગુન્હેગાર હું તા'રો ઠર્યો.
જાઉં છું પ્યારી હું હવે, આ દેહ પિંજર છોડીને;
ક્ષમા કરજો અપરાધીને, યાચું છું દીકર જોડીને,
દિવ્ય પ્રેમ મુજપર તા'રો, ખરેખર હજુ કાયમ હશે;
હું જાઉં છું તું આવજે, ત્યાં સુખ શાન્તી સૌ થશે.

જય, જય વિશ્વનાથ પ્રભુ આપનો જય થાઓ. એમ બોલી, ચક્ષુઓમાથી અશ્રુઓ વરસાવતો "ચંદ્રસિંહ" અગ્નિની ખાઈમાં કુદી પડવા ચાલ્યો; ને જેવો તો અંદર પડવા જાય છે કે તરતજ પાછળથી એક ભયકર કા'નને ફાડી નાંખે એવો અવાજ થયો, ને તે પછી જાણે કોઇ બોલતું હોય તેમ સંભળાયુ. સબુર કર, સાહસ કાર્ય કરતાં પહેલાં વિચાર કર? આવા શબ્દ સાંભળતાંજ ચંદ્ર ચમકયો ને આ કોણ બોલ્યું, એમ ધારી ચંદ્ર ત્યાંથી એક તસુ પણ ખસ્યા વિના તે અવાજ તરફ જોવા લાગ્યો, એટલામાં તો તેને પાછો તે શબ્દો બોલનારનો અવાજ સંભળાયો.





# પ્રકરણ ૩૮ મું.

## કિલ્લામાં પ્રવેશ.

સાહસ કરતાં જીવડા, થાશે જલ્દી તુજ નાશ;
ધિરજ ધારી મન વિષે, ભજને શ્રી અવિનાશ.
થોડી ક્ષણ શાન્તિ ધરી, ઉભો રહેજે ત્યાંય;
સહાય કરવા તુજને, આવ્યો છું હું આંહ્ય.



એમ બોલતા બોલતા "યોગીંદ્ર" "ચંદ્ર"ની પાસે આવી ઉભા રહ્યા; તેમને જોતાજ "ચંદ્ર"નો શોક આનંદમાં બદલાઈ ગયો. યોગીરાજને જોઇ "ચંદ્રે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા ને કહેવા લાગ્યો મા'રા પ્રભુ! આપ યોગ્ય સમયેજ આવી પહોંચ્યા છો! આ ભંયકર ખાઇ પાર કરવાનો રસ્તો મ'ને સુઝતો નથી, મા'રે આ. ખાઇ તે શી રીતે ઓળગવી! બતાવો! પ્રભુ' તે રસ્તો આ તમારા દુઃખી બાળક ને બતાવો! પ્રભુ! મ'ને સહાય કરો.

યોગીંદ્ર—રાજકુમાર! શા માટે નિરાશ થાય છે, તને દુઃખ પામતો

જોઈ તથા તા'રો આ ખાઈમાં પડી મરવાનો નિશ્ચય જોઇ;
પ્રભુને તા'રી દયા આવી; ને તેથી તેમણે મ'ને તને રસ્તો
બતાવવાની પ્રેરણા કરી, ને તેથીજ હું તને મરતો અટકા-
વવા અહી આવ્યો છું.

**ચંદ્રસિંહ**-( વંદન કરી ) પ્રભુ ! આપ દયાળુ છો ! મા'રી ઉપર
પ્રસન્ન થાઓ, હું તમારૂં બાળક છું.

**યોગીંદ્ર**—" ચંદ્ર ! લે ! આ, જે ગોળી હું તને આપું છું, તે ગોળી
તા'રા મુખમાં રાખવાથી, આ, ખાઇ ઓળંગતાં તને મુશ્કેલી
નહિ નડે; ને તે ગોળીના પ્રભાવથી અગ્નિની ભયંકર જ-
વાળાઓ તા'રા શરીરને સ્પર્શ નહિ કરી શકે.

**ચંદ્રસિંહ**—બાળકની ઉપર ઘણીજ કૃપા કરી, દયાળુ ! આ, ખાઇ
પસાર કર્યા પછી, મ'ને મા'રી "કુમુદા"નો મેળાપ થશે કે નહી?

**યોગીંદ્ર**—વત્સ ! અધીરો થા નહી, ઇશ્વરની ઉપર વિશ્વાસ રાખ; તે
વિશ્વંભર નાથ તા'રા બુરામાં રાજી નથી. આ ખાઇ ને
પાર કરી તું કિલ્લામાં પ્રવેશ કરજે, ને ત્યાંથી તને કુમુદાની
ભાળ મળશે, અને આ એક દંડ છે, તે લે, હું તને આપું
છું તે તને ઘણોજ ઉપયોગી થઇ પડશે. જ્યારે તું કિલ્લામાં
પવેશ કરે ને કદાપી તા'રો મેળાપ કુમુદા સાથે ન થાય અને
તું ગભરામણમાં આવી પડે ત્યારે આ દંડનો ઉપયોગ કરજે.
તે દંડને જમીન ઉપર પછાડજે, એટલે તન તરતજ કુમુદા
કયાં છે, તેનો રસ્તો માલુમ પડશે, પછી તુ તે રસ્તે જજે,
એટલે ત્યાં તને કુમુદાનો મેળાપ થશે; પણ તેની સાથે આ-
ટલું યાદ રાખજે કે, તે દંડનો દિવસમાં ફકત એકજ વખત
ઉપયોગ થાય છે. જો કદાપિ તુ તેનો બાજી વખત ઉપયોગ

કરીશ, તો, જો કે તે દંડ તા'રૂં કાર્ય તે વખતે કરશે; પણ પછી તરતજ તે તા'રી પાસેથી અદ્રશ્ય થઇ જશે, ને ફરીથી તે તને મળી શકશે નહિ; એમ ચંદ્રને સુચના આપી, યોગીંદ્ર ત્યાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી તેમણે આપેલો દંડ લેઇ તથા ગોળીને મ્હોંમાં રાખી; પ્રભુનું સ્મરણ કરી "ચંદ્રસિંહ" તે અગ્નિની ખાઇમાં કુદી પડયો. ભયંકર ધગધગતા અંગારામાં તથા ભડભડાટ બળતી જ્વાળાઓની વચમાં થઇને, જાણે ભુત ન ચાલતું હોય; તેમ "ચંદ્રસિંહ" ચાલવા લાગ્યો, ને થોડીવારમાં તો તે ભયંકર અગ્નિની ખાઇને પસાર કરી "ચંદ્ર" નિર્વિઘ્ને બહાર નીકળ્યો. બહાર નીકળતાંની સાથે મુખમાં રાખેલી ગોળી ઓગળી ગઇ, ને તે પછી "ચંદ્રસિંહ" કિલ્લા તરફ ઝપાટા બંધ ચાલવા લાગ્યો, ને અલ્પ સમયમાં તો તે કિલ્લામાં દાખલ થઇ ગયો. કિલ્લામાં પ્રવેશ કરી "ચંદ્રસિંહ" ચારે તરફ પોતાની દ્રષ્ટિ ફેરવવા લાગ્યો, પણ તેની નજરે ત્યાં કોઇ માણસ પડયું નહિ. શુ આ કિલ્લો જન શુન્ય હશે ? તેવો વિચાર "ચંદ્ર"ના મનમાં ઉઠયો. રાત્રીનો સમય હતો, શ્રાવણ માસની કૃષ્ણપક્ષની કાળી રાત્રીએ આ વખતે પોતાની સત્તા જમાવી હતી. તેથી આ ખંડેર કિલ્લો રાત્રીને સમયે ભયાનક દિસતો હતો. જેવો તે ભયાનક જણાતો હતો, તેવુંજ ભયાનક કાર્ય પણ આજે થવાનું હતું. એવા વિકટ પ્રસંગે "ચંદ્રસિંહ" કિલ્લામાં ફરતો ફરતો અંદરના ખંડેર મહેલ આગળ આવી પહોંચ્યો, ને ત્યાં જુએ છે, તો ત્યાં પણ કોઇ મનુષ્ય દ્રષ્ટિગોચર થયુ નહિ. તેથી 'ચંદ્ર'

વળી ત્યાંથી આગળ ચાલ્યો. તેને આગળ જતાં એક બંધ દ્વાર જણાયું, તરત ચંદ્રે તે દ્વારને જોર કરી ઉઘાડી અંદર ના મકાનમા પ્રવેશ કર્યો, ને તે મકાનના કેટલાક દરવાજા પસાર કરી 'ચંદ્ર' એક વિશાળ ઓરડામાં આવી પહોંચ્યો, પણ એટલામા તેને કાને કારમી ચીસ સંભળાઇ. અરે ? આશું ! આ ચીશ કોણે પાડી હશે, એમ બોલી તે આસ પાસ જોવા લાગ્યો, તો તેને જણાયું કે, પોતે જે ઓરડા-માં ઉભો હતો, તેની પાસેના ઓરડામાં કેટલાંક માણસો ગરબડ કરી રહ્યાં હતાં, એવું જોઇ "ચંદ્રસિંહ" તે ઓરડા તરફ ચાલ્યો, ને ત્યાં જઇ જુવે છે તો ચાર સિપાઇઓ એક ખુબસુરત અબળાને બંધીવાન કરી કયાંક લઇ જવાની તૈયારી કરતા હતા. આવું જોતાંજ "ચંદ્ર"ના ક્રોધનો પાર રહ્યો નહી, ને તેણે તે સિપાઇઓને મોટો અવાજ કરી કહ્યું, કેમરે લુચ્ચાઓ ! તમે આશું કરો છો ? ને આ બાઇ ને શા માટે બંધીવાન બનાવી છે ? અને તમે લોકો તેને કયાં લઇ જવાની તૈયારી કરો છો ? આવું તેનું બોલવું સાંભળી તથા અચાનક તેને ત્યાં આવેલો જોઇ સિપાઇઓ ગભરાઇ ગયા, ને આ અજાણ્યો માણસ કોણ હશે ? એમ વિવિધ કલ્પનાઓ કરવા લાગ્યા, આખરે તેમાંથી એક સિપાઇ આ-ગળ આવી હીંમતથી "ચંદ્ર"ને પૂછવા લાગ્યો. અલ્યા ! માનવી ? તું કોણ છે ? અને તારે અમારા કામની શી પંચાત છે ?

ચંદ્રસિંહ—હરામખોરો ? હું તમારો કાળ છું, જો જીવવાની ઇચ્છા રાખતા હો, તો આ બાઇને છોડી અહીંથી ચાલ્યા જાઓ !

સિપાઇ—પણ એલા! કહીશ, કે! તું કોણ છે?

ચંદ્રસિંહ—પાપાત્માઓ? હું ગમે તે હુ? તમારે તે જણવાની કાંઇ જરૂર નથી, પણ જો તમારે જાણવુ હોય તો અત્યારે એટલું જાણો કે હાલ હું આ અબળાના રક્ષણ કર્તા છું, સમજ્યા, લુચ્ચાઓ?

તેના આવાં વાક્યોથી તે ચારે સિપાઇઓના ગુસ્સાના પાર રહ્યો નહિ, ને તેથી તેઓ તલવારો ખેંચી 'ચંદ્ર'ની ઉપર ધસી આવ્યા. "ચંદ્રસિંહ"ની પાસે આ વખતે કાંઇ પણ શસ્ત્ર નહોતું, તો પણ હીમત રાખી ધસી આવતા સિપાઇઓને ચોગાંદે આપેલા દંડથી અટકાવવા લાગ્યો, ને ન છૂટકે તે દંડનો ઉપયોગ કરવા લાગ્યો. તે દંડના પ્રહારથી પૃથ્વી કંપાયમાન થવા લાગી, ને અલ્પ સમયમા તો તે ચારે દુષ્ટો મરણને શરણ થઇ ગયા. "ચંદ્રસિંહ"નાં નેત્રો ક્રોધથી રક્તવર્ણાં થઇ ગયા હતાં, ને હવે કોઇ જીવતો છે કે નહી એમ ધારી ચારે તરફ જોવા લાગ્યો. તેને ત્યાં કોઇ નહી જણાયાથી ચંદ્ર તે બંધીવાન અબળાની પાસે ગયો, ને તેને બાંધેલા બંધ છોડી નાખી, નિર્ભય કરી: ને પછી 'ચંદ્ર' તે બાઇને પૂછવા લાગ્યો બાઇ! તમે કોણ છો? ને આ દુષ્ટો કોણ હતા? તથા તેઓ તમને કયાં લઇ જતા હતા, તે સઘળું મ'ને કહો? મા'રા આશ્રયમાં તમને કોઇ પણ દુઃખી કરવા સમર્થ નથી, ને પ્રાણાંત સુધી હું તમારૂં રક્ષણ કરીશ, માટે તમે ગભરાશો નહિ, તમે મા'રાં ધર્મની બ્હેન છો, માટે તમારી જે હકીકત હોય તે મને જણાવો? ચંદ્રસિંહના આશ્વાસન સૂચક શબ્દોથી જાસલને શાન્તિ વળી, ને તે કહેવા લાગી. ભાઇ! હું એક ગરીબ નીરાધાર અબળા છું, હું મહા દુઃખી છું, આટલા દિવસ સુધી સાધારણ સુખી હતી, પણ હાલ હું પુર્ણ દુઃખી છું.

**ચંદ્રસિંહ**—બ્હેન! મને કહેશો કે તમને શું દુઃખ છે? તે દુઃખનો નાશ કરવા જે ઉપાય હશે, તેનો સત્વર ઉપાય કરીશું; બ્હેન તમારૂં નામ શું?

**જાસલ**—આ, અભાગણીને જાસલના નામથી ઓળખે છે, મા'રે શિરે જુલમ ગુજરવાની કાંઇ બાકી રહી નથી; ભાઇ? હું ફક્ત ચાર કલાકનીજ મ્હેમાન છું, એમ કહી જાસલ રડી પડી.

**ચંદ્રસિંહ**—(તેને શાંતી આપતાં) બ્હેન? આ શું બોલો છો? તમે ચાર કલાકનાં મ્હેમાન છો; એટલે શું? બ્હેન' શાન્ત થાઓ? કલ્પાંત ન કરો? હવે તમારે માથે ભય છેજ નહી. વિર ચંદ્રસિંહના રક્ષણમાં તમને કોઇ જાતનો ભય નથી, માટે શાન્ત થાઓ? 'ચંદ્રસિંહ'નું નામ શ્રવણ કરતાંજ જાસલે ચમકીને ઉચુ જોયું, ને એકદમ હર્ષથી બોલી ઉઠી કોણ? આપ પોતેજ 'ચંદ્રસિંહ'? શું તમેજ કુમુદા બ્હેનના ચંદ્ર"? એમ કહી જાસલ ચંદ્રના મુખ સામે જોવા લાગી,

હા? હું તેજ અભાગી 'ચંદ્રસિંહ'? બ્હેન? મ'ને લાગે છે કે તમે મા'રી પ્રાણ પ્રતિમા ને જોઇ હોવી જોઇએ? બ્હેન? જો તમને ખબર હોય તો મને કહો કે તે મા'રી મોહક મુર્તિ કયાં છે? હું તેને ખોળવાને અર્થેજ અપાર સંકટો વેઠી અહીં સુધી આવી પહોંચ્યો છું, તો મ'ને કહો કે મા'રી કુમુદા કયાં છે? 'ચંદ્રે કહ્યું.

**જાસલ**—અફસોસ? 'ચંદ્રસિંહ' ભાઇ તમે થોડાક મોડા આવ્યા, જેણે મા'રી બુરી દશા કરી છે, તેજ માણસ મા'રી કુમુદ બ્હેનને મા'રી પાસેથી બળાત્કારે લેઇ ગયો છે, અને તેમને છોડાવવા જતાં, તે દુષ્ટે મા'રા ઉપર ઘણોજ જુલમ

ગુજાર્યો છે, તે પાપીનો વિચાર કુમુદ બ્હેનને દેવીના બ-
ળીદાન તરીકે ભોગ આપવાનો છે. ને તેમની પહેલાં મા'રે
મરવાનું હતું, ને તેથીજ કરીને તે દુષ્ટ સિપાઇઓ મને
ભોગ આપવા બાંધીને લેઇ જતા હતા,

**ચંદ્રસિંહ**—શું મા'રી કુમુદ થોડીવાર ઉપર અહીં હતી! હાય!
નશિબ! તું બે ડગલાં આગળનું આગળ, બ્હેન? તે પાપી
ઝેરીમલે કુમુદા ઉપર શો, શો, જુલમ ગુજાર્યો હતો? તે
મને કહે?

બાદ જાસલે પ્રથમ પોતાની તમામ હકીકત કહી સંભળાવી, ને પછી કુમુદાને ઝેરીમલ શી રીતે ઉપાડી લાવ્યો; તથા તેને કેવી રીતથી સમજાવવા માંડી, છતાં કુમુદે તેનું કહેવું ન માન્યું; અને આખરે તેને બળીદાન આપવા લેઇ ગયો; વગેરે સઘળી હકીકત 'ચંદ્ર' ને કહી સંભળાવી તેની સઘળા વાતો શ્રવણ કરી 'ચંદ્રસિંહે' તેને પૂછ્યું; બ્હેન? કુમુદાને તે પાપી કયે રસ્તે થઇને કયે સ્થળે લઇ ગયો છે! તે તમને ખબર છે!

**જાસલ**—અરે! જો તે રસ્તાની મ'ને માહિતી હોત તો હું ગમે
તેમ કરીને તેમને બચાવવા તે પાપીની પાછળ જાત.

શું ત્યારે રસ્તો નહિ જડે? શું મા'રે આ દંડનો બીજી વખત ઉપયોગ કરવો પડશે, એમ 'ચંદ્ર' મનમાં વિચાર કરવા લાગ્યો, તેને વિચારમાં પડેલો જોઇ, જાસલ કહેવા લાગી;

બાઇ? હવે કેમ કરીશું? મધ્યરાત્રી થવા આવી છે, ને પ્રાતઃકાળ થતામાંતો કુમુદાનું બળીદાન અપાઇ જશે, હાય? શું હવે તેનો અને મારો મેળાપ નહી થાય? એમ કહી જાસલ રૂદન કરવા લાગી.

ચંદ્રસિંહ—બ્હેન ધૈર્ય ધરો ! હવે તે પાપી ઝેરીમલ વધારે વખત પૃથ્વી ઉપર રહેવા પામવાનો નથી; ( વિચાર કરી ) હું અત્યારે ઘણીજ ગુંચવણમાં આવી પડ્યો છુ; ભલે આ દંડ અદ્રશ્ય થનાર હોયતો થાય, પણ તેનો ઉપયોગ તો મા’રે કરવોજ પડશે ? એમ વિચાર કરી તેણે હાથ ઉંચો કરી ક્રોધથી તે દંડ પૃથ્વી ઉપર પછાડયો.

દંડના પ્રહારથી આખો કિલ્લો ધ્રુજી ઉઠયો, ને ચોગરદમ તેનો પ્રતિધ્વની સંભળાયો, અને એક મો’ટા ભયંકર અવાજની સાથે તે ખંડેર મહેલ નીચે તુટી પડયો. ‘ચંદ્રસિંહ’ તથા જાસલ જે ઓરડામાં ઉભાં હતાં, તે ઓરડાની તેમની નીચેની જમીન હાલવા માંડી ને જોતજોતામાંતો તે જમીનમાં એક ઉંડો ખાડો દેખાયો; તે ખાડો જોઇ તેમા ‘ચંદ્રે’ દ્રષ્ટી કરી તો, તેને તે ખાડામાં નીચે ઉતરવાની એક સીડી જણાઇ, તેથી ચંદ્ર વિચાર કરવા લાગ્યો કે, આ સુરંગ હોવી જોઇએ ને આ સુરંગનું ગુપ્તદ્વાર પણ આ ઓરડામાં હોવું જોઇએ, ને આ રસ્તેથીજ તે દુષ્ટ મા’રી કુમુદાને લઇ ગયો હશે. સુરંગ દ્રષ્ટીગોચર થતાંજ “યોગીંદ્રે” આપેલો દંડ “ચંદ્ર” પાસેથી અદ્રશ્ય થઇ ગયો, ને “ચંદ્રસિંહ” નિશસ્ત્ર થઇ ગયો. “કુમુદ” ને બચાવવાની ધુનમાં ને ધુનમાં, બીજું કાંઇ પણ શસ્ત્ર લેવાનુ “ચંદ્ર” ભુલી ગયો; અને એકદમ ઉન્મત થઇ, સુરંગમાં ઉતરવાને માટે તે સીડીનાં પગથીઆં ઉતરવા લાગ્યો, તેની પાછળ જાસલ પણ નીચે ઉતરવા લાગી. જાસલે “ઝેરીમલ” ને મારવા માટે પોતાની સાડીમાં એક ઝેરી તિક્ષણ ખંજર સંતાડી દીધું હતું. બંને જણાં તે સી’ડી ઉતરી છેક નીચે આવ્યાં, ને તે સુરંગમાં સીધાં ને

સીધાં ચાલવા લાગ્યાં. સુરંગમાં અંધારૂં ઘોર હતું, તેથી કોઇ કોઇનું મુખ જોઇ શકાતું નહોતું. અંધારામાં આગળ વધતાં, તે સુરંગમાં બે તરફ જવાના બે રસ્તા આવ્યા, પણ તે બે રસ્તાની તેમને ખબર પડી નહી, અંધારાને લીધે "ચંદ્રસિંહ" આ રસ્તે ગયો, તો જાસલ બીજે રસ્તે ગઇ. "ચંદ્રસિંહ" ના મનમાં કે જાસલ મા'રી પાછળ આવે છે, ને જામલના મનમાં કે "ચંદ્રસિંહ" મા'રી આગળ ચાલે છે; પણ અંધારામાં તેઓ એક બીજાને જોઇ શકતાં નહોતાં. આખરે તેઓ બંને એક બીજાથી વિખુટાં પડયાં ને બંને જણાં જુદે જુદે રસ્તે ચાલ્યાં ગયાં. અહા ? પ્રભુ ! તમારી લીલા કંઇ ઓરજ હોય છે.





# પ્રકરણ ૩૯ મું.

## બળિદાનની તૈયારી.

ભોગ આપે કુમુદનો, પાપી તેણે ઠામ,
બાળા કંપે છે ઘણું, સ્હાય કરોને સ્યામ.



અં ધારી સુરંગમાં જે વખતે "ચંદ્રસિંહ અને જાસૂ બંને એક બીજાંથી છુટાં પડી ગયાં, ને જુદે જુદે રસ્તે ચાલ્યાં ગયાં; તે વખતે બરોબર મધ્યરાત્રી થઇ હતી, તે પહેલાં ગુપ્ત ગૃહના ભોંયરામાં કાંઇ જુદોજ પ્રકાર જણાતો હતો, તે ગુપ્તસ્થળમાં બંધીવાન કુમુદને મધ્યરાત્રી પહેલાં લાવવામાં આવી હતી, અને તેને એક નાંના ઓ-રડામાં પુરી મુકવામાં આવી હતી, તે ઓરડાની આસપાસ બાર સિ-પાઇઓ ખુલ્લી તલવારે પહેરો ભરતા હતા, અને બાકીના બીજા પંદરેક સિપાઇઓ તેમના કામે વળગેલા હતા. તે સિવાય પરચુરણ કાર્યને માટે બીજાં માણસો પણ ત્યાં હતાં, તેમાંનો એક માણસ બ-ળીદાન આપવાનો અગ્નિ કુંડ સાફ કરતો હતો, ને બીજો તેમાં લા-કડાં ગોઠવી આપવાની મદદ કરતો હતો; તો વળી ત્રીજો માણસ, એક મોટી સગડી સળગાવી તેની અંદર લોઢાના કુર્ણિઆ નાખ્યા

કરતો હતો; અને એક ચોથો માણુસ દેવીની મુર્તિને ઉપરથી સા
કરતો હતો. આ બધામાં એક દેવીની પુજા કરાવનાર પુજારી પ
હતો, તે તે કોઇ બ્રાહ્મણ જેવો જણાતો હતો. તે શરીરે રૂષ્ટ પુ
હતો, ને તે પુજાની સામગ્રી તૈયાર કરતો હતો. આવી રીતે તે
બામ માણુસો જુદે જુદે કામે લાગી ગયાં હતાં; રાત્રી સમ સમાક
ચાલી જતી હતી, શ્રાવણ માસની કૃષ્ણ ચતુર્દશીની રાત્રી હતી.

ગુપ્ત ગૃહમાં સઘળે શાન્તિ ભાસતી હતી, ને આટલાં બધાં મ
ણુસો ગુપ્તગૃહમાં છે, છતાં પણ બીલકુલ કોઇનો અવાજ સંભળાતે
નહોતો, ફક્ત કસારીનો ઝીણો અવાજ સંભળાતો હતો. દેવીની મુર્તિ
પાસે એક ઘીનો મ્હોટો દિવો પ્રગટાવવામાં આવ્યો હતો, આ
રીતે કામમાંને કામમાં પરોઢ થવા આવ્યું. તે વખતે ઝેરીમલ પો
તાની સાથે બીજા દશેક માણુસો લેઈ ત્યાં આવી પહોંચ્યો, તે
સાથેનાં દશ માણુસોમાં બે માણુસો ભયંકર જણાતાં હતાં. તે બ
માણુસો શ્યામ વસ્ત્રથી આચ્છાદિત થઇ આવેલાં હતાં, તેથી તેમ
કાળા ચ્હેરા આ સમયે ક્રૂરને વિકાળ જણાતા હતા. ઝેરીમલ
પ્રવેશ કરતાંજ પોતાના માણુસોને પૂછવા લાગ્યો, કેમ બધું તૈયા
છે ને ! હા, સરદાર સામેથી તેના માણુસે પ્રતિઉત્તર વાળયો.

પાપી ઝેરીમલ આ વખતે ઘણોજ વિકાળ જણાતો હતો, તે
માથું ઉઘાડું હતું, આંખ્યો લાલચોળ જણાતી હતી, તેવો ઝેરીમ
સઘળી તૈયારી જોઇ, આનંદ પામ્યો, ને બે સિપાઇઓને કુમુદ
ત્યાં લાવવાની આજ્ઞા કરી.

કુંડમાં અગ્નિ પણ ભડભડાટ સળગવા લાગ્યો, ને સઘડી
અંદર તપેલા લોઢાના સળીઆ પણ તપી ને લાલચોળ થઇ ગ
હતા, એટલામાં કુમુદ ને લેવા ગયેલા સિપાઇઓ તેને ત્યાં લઇ આ

વ્યા. આ સમયે કુમુદા શાન્ત જણાતી હતી, ને તે મરવાથી બ્હિતી નહોતી, પણ ફક્ત તેનું ધ્યાન પોતાના સ્વામિ "ચંદ્ર"માંજ લાગેલું હતું. એવી રીતે તેને શાન્તિથી ઉભી રહેલી જોઇ ઝેરીમલ તેની તરફ દ્રષ્ટી કરી ને કહેવા લાગ્યો. કુમુદા? હવે તા'રે મરવાને માટે તૈયાર થવું જોઇએ, જો આ સામેના કુંડમાં સળગતો અગ્નિ તને ભેટવાને આતુર થઇ રહ્યો છે; ને આમ પણે તો જો, પેલા અગ્નિમાં તપી લાલચોળ થએલા લોઢાના સળીઆ તા'રા શરીરનો સ્પર્શ કરવાને તલપી રહ્યા છે; તેથી કરી ને હું તને હવે છેલ્લીજ વખત પૂછું છું કે ત્હેં તારો વિચાર ફેરવ્યો કે નહી? "હત્યારા? વારેવારે મ'ને શું પૂછે છે? મ્હોતને મળવા હું ઘણીજ આતુર છું કુમૃદે દ્રઢતાથી કહ્યું.

તેનો આવો જવાબ સાંભળી, ઝેરીમલને ઘણો ક્રોધ ચઢયો,ને તેણે કુમુદાને બંધન મુક્ત કરવાની આજ્ઞા કરી, તેથી સિપાઇએ તેને બંધન મુક્ત કરી. પછી ઝેરીમલ પુજારીની તરફ જોઇ ને કહેવા લાગ્યો, મહારાજ? હવે આ બાઇને જે ક્રિયા કરાવાની હોય તે કરાવીલ્યો. ઝેરીમલની આજ્ઞા સાંભળી પુજારી પુજાનો સામાન લેઇ કુમુદાની પાસે આવ્યો, ને તેણે કુમુદના કપાળમાં કુમકુમની અરચા કરી, અને તેના કંઠમાં લાલ કરેણનાં પુષ્પની માળા આરોપી. પછી તે પુજારીએ કુમુદાની પાસે તે દેવીની મુર્તિની પુજા કરાવરાવી; પુજા થઇ રહ્યા પછી તેણે કુમુદા ને કહ્યું બાઇ! હવે તા'રે ઇશ્વરની પ્રાર્થના કરવી હોય તો કરી લે, ને તે પછી અમે તા'રૂં બળીદાન આપવાનું શરૂ કરીએ. પુજારીનાં વાકય સાંભળી, કુમુદ ધુંટણીએ પડી ઇશ્વરની સ્તુતી કરવા લાગી. હે જગનિયંતા? આપનું કંઇ પણ અજાણ્યું નથી. આપ સર્વ વ્યાપક છો, મા'રા પ્રભુ! હવે હું આપને શરણે છું દયાળુ પિતા! હવે હું થોડીવારમાં આપની પાસે આવું છું, તે પહેલાં

આપ કૃપાળુ મા'રા પાપની ક્ષમા કરજો. પછી "ચંદ્રસિંહ" ને યાદ કરી રડતે રડતે કહેવા લાગી, વ્હાલા! પ્રીયતમ? તમારી દાશી હવે સહાય ને માટે ચાલી જાય છે, વ્હાલા? તમને મા'રા પ્રણામ છે; પ્રભુ તમને સુખી રાખો એમ કહી શાન્ત ચિત્તે પોતાના સ્વામીમાં હૃદયને દ્રઢ કરી ઇશ્વરનું સ્મરણ કરવા લાગી. એવી રીતે તેને ધ્યાનમાં નિમગ્ન થયેલી જોઇ પુજારી પૂછવા લાગ્યો. બાઇ! તા'રી પ્રાર્થના પુરી થઇ કે નહી?

હા! હું તયાર છું. કુમુદે જવાબ આપ્યો,

તરતજ ઝેરીમલે .ખુણામાં ઉભેલા કાળા વસ્ત્ર ધારી માણસોને ઇશારતથી પાસે બોલાવ્યા, ને તેમને બળીદાન આપવાની આજ્ઞા કરી. ઝેરીમલની આજ્ઞા મળતાં તે બન્ને બળીદાન આપનારા માણસોએ લાલચોળ તપેલા લોઢાના સળીઆને સઘડીની બ્હાર કાઢયા, ને તે સળીયા હાથમાં પકડી કુમુદાની પાસે આવી, તેઓ કહેવા લાગ્યા. બાઇ તા'રે કાંઇ કહેવું છે?

ના; એટલો ઉતર આપી કુમુદ આંખ્યો બંધ કરી પ્રભુનું રટણ કરવા લાગી, તેનો જવાબ સાંભળી તે બળીદાન આપનારાઓએ ગરમ સળીઆવાળા પોતાના હાથ ઉંચા કર્યા, કે ઝેરીમલ ભયંકર અવાજથી બુમ પાડી બોલવા લાગ્યો. કુમુદા! અભાગણી કુમુદા! હવે તું આ સંસારથી છુટી થાય છે, (બળીદાન દેનારાઓને) મા'રા બહાદુરો? હવે તે સળીઆ તેની છાતીમાં ઘોચી દયો, તરતજ તે પિશાચોએ તેમના હાથ સળીઆ ઘોચવાને લંબાવ્યા, કે તેટલામાંજ કા'નને ફાડી નાંખે તેવો ભયંકર અવાજ આવ્યો, ખબરદાર? પાપીઓ સબુર કરો? મા'રી કુમુદને મરવાની હજી ઘણી વાર છે. તેને મારનારના શરીરનું રક્તપાન કરવા હું આવી પહોંચ્યો

છું. એમ મોટી ગર્જના કરતો "ચંદ્રસિંહ" તેજ સમયે ત્યાં આવી પહોંચ્યો. કુમુદાની છાતીમાં ઘોચવાને લાંબા કરેલા, તે દુષ્ટોના હાથમાંથી સળીઆ એકદમ જમીન ઉપર પડી ગયા, ને ભયાનક અવાજ સાંભળી તે બંને દુષ્ટો, આ અકસ્માત શું આફત આવી એમ ધારી ફાટી આંખ્યે તેઓ તે આવનાર તરફ જોઇ રહ્યા. પાપી ઝેરીમલ તો એક પત્થરની માફક સ્તબ્ધજ બની ગયો હતો. હજી સુધી બીચારી નિર્દોષ કુમુદને ખબર નથી કે, તેને બચાવા તેનો પ્રીય "ચંદ્ર' આવી પહોંચ્યો છે. એટલામાં તો દોડી આવતો "ચંદ્રસિંહ" છેક નજીક આવી પહોંચ્યો. તેને નજીક આવતાંજ ઝેરીમલ તેને ઓળખી પોકારી ઉઠયો, અરે ! કોણ ચંદ્ર ! સારૂં થયું કે તું પણ વખતેજ આવી પહોંચ્યો છે, તારી પણ મારી દેવી આતુરતાથી રાહ જોઇ રહી છે. ( સિપાઇઓને ) આને પકડો ?

પોતાને પકડવા સિપાઇઓ આવતા જોઇ 'ચંદ્રસિંહ' એકદમ સિંહના જેવી ગર્જના કરી ને ઝેરીમલને હવે પુરો કરી નાંખુ; એવા વિચારથી દાંત પીસી હાથની મુઠીઓ વાળી તે ઝેરીમલની તરફ ધસ્યો. ચંદ્રસિંહનું ઉગ્ર સ્વરૂપ જોઇ ઝેરીમલ ગભરાઇ ગયો, ને મદદને માટે બુમ પર બુમ મારવા લાગ્યો. તેના હાથમાંની તલવાર જમીન ઉપર પડી ગઇ. તેટલામાંતો બહાદુર 'ચંદ્ર' જેમ શિકારી શિકાર ઉપર તલપે તેમ તે 'ઝેરીમલને બાઝી પડયો.

ચંદ્રને પકડવા ધસનારા સિપાઇઓ આ અણધારેલી આફત જોઇ દીંગમુઢ જેવા બની ગયા હતા, ને તેઓ ચંદ્રનાં રકત નેત્રો તથા ઉગ્ર સ્વરૂપ નિહાળી પોતાના સરદારની મદદે જવાની હીંમત કરી શકયા નહિ. ચંદ્રસિંહ તથા ઝેરીમલ જીવ ઉપર આવી લડતા હતા. આ થતી ગરબડથી કુમુદાનું ધ્યાન ભંગ થયું, ને આંખ્યો

ઉઘાડી જુવે છે તો, પોતાના પ્રીયજનને શત્રુની સામો લઢતો જોઇ આનંદ પામી, ને હર્ષથી તેમનું યુદ્ધ જોવા લાગી. આણી તરફ ચંદ્રને ઝેરામલ પુર્ણ જોસથી લઢતા હતા, પણ આખરે ઝેરામલ થાકયો, ને તેવામાં ચદ્રે લાગ સાધી તેને ઉંચો કરી જમીન ઉપર નાંખ્યો. તો પણ તે પાપી એકદમ ઉભો થઈ, ચદ્રને પ્રહાર કરવા લાગ્યો, પણ તેનું બળ ઘણીવાર ચાલ્યું નહી. એટલામાં 'ચંદ્રસિંહે' તેને જોરથી હાથની મુકીનો એક પ્રહાર તેના લમણામાં કર્યો, તેથી તે ચંદ્રના પ્રચંડ પ્રહારથી મુર્છિત થઇ જમીન ઉપર ઢળી પડયો. તેને નીચે પડતાંજ 'ચંદ્રસિંહ' ગડદાપાટુના પ્રહાર કરવા લાગ્યો, ને કાંઇ શસ્ત્ર મળે તો આ પાપીનુ માથુ ધડથી જુદું કરી નાખુ, એવા વિચારથી તે આમ તેમ નજર કરવા લાગ્યો, પણ તેની દ્રષ્ટીએ કંઇ પણ હથિયાર પડયું નહિ. ઝેરીમલની પડેલી તલવાર સમય સુચકતા વાપરી તેના સિપાઇઓએ ઉપાડી લીધી હતી. હથિઆર દ્રષ્ટીએ પડતું નથી ધારી ચંદ્ર અત્યંત ક્રોધથી, પોતાનુ માથુ તે પાપીની છાતામાં અફાળવા લાગ્યો; ને આ પાપીને હવે વધુ વખત જીવતો રાખવો યોગ્ય નથી, એમ ધારી 'ચદ્રસિંહે' તેને ગળે નખ દેવાનો વિચાર કર્યો. પણ તરતજ તેનો તે વિચાર ફરી ગયો, નહી, હું તેને એવી રીતે નહી મારૂં, ગળે નખ દેઈ મારી નાંખવાંનું કાર્ય નિર્બળ મનુષ્યોનું છે. હુ તેને શસ્ત્રથીજ મારી નાંખીશ, પણ હાય, મા'રી પાસે હાલ કાંઈ પણ શસ્ત્ર નથી. કુમુદા પોતાના પ્રીયનો તેને ગળે નખ દેઇ મારી નાંખવાનો વિચાર જાણી, ચંદ્રની પાસે આવી કહેવા લાગી પ્રાણેશ ? હમણાં તેને ક્ષમા કરો, કારણ કે એ શુદ્ધ થએલાને મારી નાંખવો, તે ખરા ક્ષત્રીને કલંકરૂપ છે, માટે થોડીવાર ધૈર્ય ધરો; ને તે જાગ્રત થાય કે તરતજ તમે તેનો વધ કરી નાંખજો. એમ કહી કુમદા ત્યાં ઉભી રહી.

ચંદ્રસિંહ વારે ઘડીએ મુર્છિત ઝેરીમલના સામું જોવા લાગ્યો, ને જેમ જેમ તે ઝેરીમલના મુખનું અવલોકન કરવા લાગ્યો: તેમ તેમ તે વધારે વિકાળ બનતો ગયો. ચંદ્રસિંહ અત્યંત ક્રોધથી ઝેરીમલની છાતીમાં પોતાનું મુસ્તક વારંવાર પછાડવા લાગ્યો. જેમ દુ-શાશનની છાતી ઉપર ચઢી અત્યંત ઉગ્ર ભીમસેન પોતાનું માથું પ-છાડતો હતો, તેમ ચંદ્રસિંહ પણ પોતાના દુશ્મનની છાતીમાં મુસ્તકના પ્રહાર કરવા લાગ્યો. મુસ્તકના વારંવાર પ્રહારથી તે દુષ્ટના મુખમાંથી રૂધીરનું વમન થવા લાગ્યુ, ને તેથી ચંદ્રસિંહનાં કપડાં રકતવર્ણા થઇ ગયાં. પોતાના સરદારની ઘણીજ ખરાબ દુર્દશા થએલી જોઇ તથા તેના મુખમાંથી રૂધીર નીકળતું જોઇ, હાય ? શું આપણો સરદાર મરણ પામ્યો, નહી, નહી, એમ તો ન થવું જોઇએ, ચાલો આપણે બધા મળી તેમને બચાવીએ, એવો સઘળાઓએ વિચાર કરી ચદ્રને પક-ડવા ધસ્યા, ને કારમી કીકીઆરી કરી સઘળાઓ ચંદ્રસિંહની ઉપર તુટી પડયા, અને થોડીવારમાં ઝેરીમલની છાતી ઉપર બેઠેલા, શસ્ત્ર-હિન્ ચંદ્રસિંહને; તેઓએ જોર કરી પકડી લીધો. ચંદ્રસિંહે તેઓના હાથમાંથી છુટવાને ઘણાં ફાંફાં માર્યા પણ તે વ્યર્થ ગયાં. સિપાઇ-ઓએ ભુખ તરસથી નિર્બળ બનેલા શસ્ત્રહિન્ ચંદ્રને પકડી બંધીવાન બનાવી દીધો, ને તેના હાથને દોરડાથી મજબુત બાંધવામાં આવ્યા. ચંદ્રસિંહને બંધનમાં ફસાએલો જોઇ કુમુદા રડવા લાગી, તેને રડતી જોઈ ચંદ્ર કહેવા લાગ્યો, કુમુદા ? શા માટે રડે છે ? થનાર વસ્તુ હંમેશાં થયાજ કરે છે, સત્ય તરશે ને પાપ ડુબશે, માટે ધૈર્ય ધા-રણ કર, જે થનાર હશે તે થશે માટે રૂદન કરીશ નહિ; તા'રાં આં-સુ જોઈ મા'રૂં હૃદય ચિરાઇ જાય છે;

માટે શાંત થા, ને પ્રભુની લીલા જોયા કર, તા'રાં અશ્રુ જોઇ દુસ્મનો ખુશી થાય છે; આવી રીતે ચંદ્ર કુમુદ ને ઉપદેશ આપી સમજાવતો હતો, તેટલા સમયમાં સિપાઓએ પોતાના સરદાર ને માથે ઠંડુ પાણી છાંટી સાવધ કર્યો. ઝેરીમલ સાવધ થઇ ને જુવે છે તો "ચંદ્ર" ને બંધાયેલો જોયો, આથી તેના હર્ષનો પાર રહ્યો નહિ, ને તે એક ખુશીની બુમ મારી કહેવા લાગ્યો. શાબાશ મા'રા; બ્હાદુરો, આખરે તમે દુસ્મનને સપડાવ્યો ખરો, ધન્ય છે તમને મા'રા વફાદારો હવે કાંઇ ફિકર જેવું નથી, સિંહ પિંજરામાં ફસાયો છે: ને તેથી હવે આપણે તેનું દેવી ને બળીદાન આપીએ. પછી ઝેરીમલે લોઢાના સળીઆ ગરમ કરવાની આજ્ઞા આપી, ને પાછા તે લોઢાના સળીઆ ને તપાવવામાં આવ્યા લાલચોળ થયેલા તે સળીઆ હાથમાં પકડી તે બે બળીદાન આપનારાઓ ચંદ્રની .નજીક આવ્યા, ને જેવા તે તેની છાતીમાં ઘોચવા જાય છે કે, જેના હાથ બાંધેલા છે, તેવા ચંદ્રે એકદમ કારમી કીકીઆરી કરી તેમાંના એક બળીદાન આપનારા ને ચરણની લાત મારી દુર ફેંકી દીધો. ચરણના આઘાતથી તે બળીદાન આપનારો ભડભડાટ સળગતા અગ્નિકુંડમાં પડ્યો, ને તે, અગ્નિની ભયંકર જ્વાળાઓમાં બુમેબુમ પાડતો તિતીઘોડાની માફક ઉછળવા લાગ્યો. ચંદ્રસિંહનું આ'વું અદ્ભુત પરાક્રમ જોઇ બીજો બળીદાન આપનારો ભયથી ધ્રુજવા લાગ્યો, ને એકદમ આશુ બની ગયું, તેનો ક્ષણભર વિચાર કરવા લાગ્યો. હજી તો તે વિચાર કરે છે, તેટલામાં તો "ચંદ્રસિંહે" તેની પાસે આવી, જોરથી એક લાત લગાવી ને તેને પણ અગ્નિ કુંડમાં નાંખી દીધો. જોતજોતામાં તે બંને બળીદાન આપનારાઓ દેવિના બળીદાન તરીકે કુંડમાં પડી બળીને ભસ્મ થઇ ગયા. પોતાના બળીદાન આપનારાઓનો આવી રીતે નાશ

પએલો જોઇ, બાકીના સિપાઇઓને ઝેરીમલ ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો, ને તેઓ ને "ચંદ્રસિંહ"ને હાથે પગે મજબુત બાંધવાનો હુકમ આપ્યો; તેથી બધા સિપાઓએ સાથે મળી "ચંદ્રસિંહ" ને હાથે પગે મજબુત દોરડાથી બાધી દીધો તેને બાધ્યા પછી પાપી ઝેરીમલ તલવાર લઇ ચંદ્રની પાસે આવ્યો, પોતાનું મૃત્યુ હવે નજીક આવ્યું છે, ને હવે બચવાની આશા વ્યર્થ છે, એમ ધારી ચંદ્રસિંહ છેક હતાશ બની ગયો. પવિત્ર નિર્દોશ કુમુદા ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગી, તેને અત્યંત આક્રંદ કરતી જોઇ ચંદ્રસિંહ ધૈર્યતાથી તેને કહેવા લાગ્યો. વ્હાલી કુમુદા ? તુ આ શુ કરે છે ? તું કોણ છે તેનો તો વિચાર કર. શુરવિર પિતાની પુત્રીને આવી રીતે રડવું ઘટે નહિ શા માટે મૃત્યુથી ડરે છે ? પ્રીયે ? શાત થા ! જો સાંભળ ? આપણે આ જન્મમાં ઘણુંજ કષ્ટ સહન કર્યું છે, તો હવે આપણે આ દેહને તજી પ્રભુની પાસે તેમના અક્ષય ધામમાં જઇશુ. પ્રીયે ! ત્યાં ઘણોજ આનંદ છે, ત્યાં નથી દુઃખ કે નથી શોક, માટે ચાલ સત્વર તૈયારથા, આપણે તે આનંદના પવિત્ર રમણિય સ્થાનમા જવાની તૈયારી કરીએ.

**કુમુદકુમારી**—(રડતાં) પ્રાણેશ ? હુ મરવાથી નથી ડરતી, મ'ને મા'રે માટે નથી લાગતું; હુ તો મરવાને તૈયારજ હતી; પણ આપ આ રંક દાશીને માટે મૃત્યુના દુઃખમાં પડશો; તે મ'ને ઘણુંજ લાગી આવે છે, અરેરે તમે અહી ન આવ્યા હોત તો ઘણુંજ સારૂં થાત.

**ચંદ્રસિંહ**—(તેને ધિરજ આપતો) પ્રીય ? ગભરાઇશ નહિ; ને હવે આ સંસારની માયા છોડી દે, અને સર્વેશ્વર ભગવાનનુ ધ્યાન ધર. એમ કુમુદને કહી પછી ચંદ્રે ઝેરીમલના સામું જોઇ તેને કહ્યું. નરાધમ ? શું વિચાર કરે છે ? હવે ચલાવ

તા'રી સમશેર ? એમ ? તો થાઓ હવે તૈયાર ? એમ કહી
ઝેરીમલ દેવીની મુર્તિ સામે જોઇ બોલવા લાગ્યો. હે ?
જગત્ જનની અંબામા ? આપ પુર્ણ ભાગ્યશાળી છો ?
આપ ને માટે જે એકજ બળીદાન આણેલું, તેમાં એકનો
વધારો થઇ બે બળીદાન થયાં છે; તો હે દયાળુ માતુ.
આપ આ બંનેનું બળીદાન લેઇ સંતુષ્ટ થાઓ. એમ બોલી
તેણે કુમુદ—ચંદ્રને મારવાને માટે તલવાર ઉંચી કરી; પણ
ઇશ્વરની ગહન્ગતિ ને પહોંચી વળવા કોણ સમર્થ છે'
રામ રાખે તેને કોણ ચાખે, તરતજ પાછળથી, સબુર કર
પાપી હિચકારા ? સબુર કર ? એમ બોલતી બોલતી
વિકાળ વાઘણની માફક જાસલ ત્યાં દોડી આવી. તેને
દોડતી આવતી જોઇ, અરે! આ શું! કહી ઝેરીમલ
ભયથી સ્થંભીત્ થઇ ગયો, ને તેના આખા શરીરે કંપારી
છુટી. અને તેના હાથ શિથીલ થઇ ગયા, ને તેથી તેના
હાથમાંની તલવાર નીચે પડી ગઇ.

બીચારાં નિર્દોશ કુમુદ—ચંદ્ર બચી ગયાં—થોડી વારને માટે
બચી ગયાં.



# પ્રકરણ ૪૦ મું.

## પતિ અને પત્ની.

ધન્ય જાસૂસ શિરોમણી, આવી દુષ્ટની પાસ,
દુઃખીનાં દુઃખ કાપવા, કરવા સ્વામીનો નાશ.



મહિષાસુરને મારવા જાણે જગત અંબા વિકાળ સ્વરૂપ ધારણ કરીને ન આવતાં હોય, તેવા દેખાવની એક સ્ત્રી ઉઘાડે માથે જેના વાળ વિખરાઇ ગરદનપર પથરાઇ ગયા હતા, ને તેનો પોશાક પણ હાલ હવાલ જણાતો હતો; અને તે સ્ત્રીની આંખો ક્રોધથી રક્ત વર્ણી લાગતી હતી. જેણે પોતાના હાથમાં ખંજર ઝાલેલું હતું, ને તે ખંજર દિવાના પ્રકાશમાં ચળકાટ મારતું હતું. તેવી વિકાળ મુર્તિને પોતાની સામે આવતી જોઇ, ઝેરીમલ થરથર ધ્રુજવા લાગ્યો. તેટલામાં તો તે સ્ત્રી ઝેરીમલની નજીક આવી ઉભી રહી, અને ક્રોધથી તેને કહેવા લાગી. પાપાત્મા! આ બંને નિરપરાધીને છોડી મુક નહી તો હું તા'રો પ્રાણ લઇશ?

તેના અવાજથી ઝેરીમલ તે આવનાર બાઇને ઓળખી ગયો, પણ તેની વિકાળ સુરત જોઇ તે ભય પામી ધીરેથી તે બાઇને પૂ-

છવા લાગ્યો. પ્રીય જાસલ! આ શું ? તથા આ વેષ શો ! આશ્ચર્ય ? જાસલ તા'રો શું વિચાર છે ?

જાસલ—( ક્રોધથી ) વિચાર! સ્રષ્ટીમાં તું એક કુલાંગાર પાક્યો તેનો વિચાર છે ?

ઝેરીમલ—પ્રીય જાસલ ! તું કોને કુલાંગાર કહે છે ? હું તો તા'રો પ્રીય થાઉં.

જાસલ—ચુપ ! નષ્ટ ? શું હજી તા'રો પ્રીય થવા વિચાર છે ? નહિ નહી, તું મા'રો પ્રીય નથી, હું તા'રી પ્રીયા નથી.

ઝેરીમલ—જાસલ ? તું અહીં ખંજર લઇ શા માટે આવી છે ?

જાસલ—તા'રી છાતી ચીરી મારી નાંખી આ પૃથ્વીનો ભાર ઉતારવા, સમજ્યો હવે ?

વાહવા, વાહવા, પ્રીય જાસલ ? તા'રૂં ખંજર તો ઘણુંજ તેજદાર જણાય છે, જોઉં તા'રૂં ખંજર એમ કહી ઝેરીમલ ધીમે ધીમે જાસલ પાસે આવ્યો, ને એકદમ ચતુરાઇથી તેની પાસેથી ખંજર આંચકી લીધું, ને પછી તે જાસલને કહેવા લાગ્યો. લ્યો ચીરો હવે આ છાતી । જાસલ ! તું મને શા માટે સતાવે છે ? જા હું તને સઘળું માફ કરૂં છું, અને તા'રૂં બળીદાન નહી આપતાં, હું તને હવે પહેલાંની માફક ચાહીસ. પ્રીય જાસલ ? શું તું મા'રા પ્રેમથી અજાણી છે ?

જાસલ—તા'રી પાસે પ્રેમ છેજ ક્યાં ? તું પ્રેમને ઓળખતોજ નથી.

ઝેરીમલ—શુ મા'રી પાસે પ્રેમ નથી ?

જાસલ—ના, ને જો કદાપી હશે, તે નહિ જેવોજ; ઝેરીમલ ? તા'રો પ્રેમ દેવી નથી, પણ તા'રા પ્રેમમાં ફક્ત દુષ્ટ વાસનાજ સમાએલી છે. ઝેરીમલ ? તા'રી સાથે બીજી કાંઇ પણ વાત કરવા હું માગતી નથી, પણ હું તને આ, બંને નિર્દોષ મનુષ્યોને બચાવવાની વિનંતી કરૂં છું. બોલ ઝેરીમલ ? તું

કેમ શાંત રહે છે? જો તા'રે દેવીને બળીદાન આપવું હોય તો તેમને બદલે હું તૈયાર છું. તુ મા'રૂં ખુશીથી દેવીને બળીદાન આપ, પણ આ બંનને તો તું છુટાંકર. તેમનું કષ્ટ મા'રાથી જોઇ શકાતું નથી. ઝેરીમલ? તેમની ઉપર દયાકર હું ધારૂં છું કે દયાએ તા'રા હૃદયમાં વાસ કર્યો હશે! તો બોલ! ઝેરીમલ બોલ? હવે તું તેમને શું કરવા ધારે છે? મ'ને લાગે છે કે તુ તેમને છોડી મુકીશ.

**ઝેરીમલ**—( ઉગ્ર ક્રોધથી ) હું શું ધારૂં છું? સાંભળ? ઓ નાદાન સ્ત્રી સાંભળ? મ્હોત, કુમુદ ચંદ્રનું મ્હોત, જ્યાં સુધી તેમના શરીરમાં રૂધીર વહ્યા કરે છે, ત્યાં સુધી મ્હોત, જ્યારે મા'રી તરસ તેમના રક્તથી છીપાસે ત્યાં સુધી મ્હોત, બસ, મ્હોત, તે બંનેનું મ્હોત.

**જાસલ**—( ચમકીને ) ઓહ્! આ, હું શું સાંભળું છું, ઓ પૃથ્વી તું તા'રૂં ઉદર ફાડી આ દુષ્ટને અંદર સમાવી દે? ઓ પ્રલયકાળ! તું આ પાપાત્માનો પ્રલય કર! ઓ નરાધમ! તા'રામાં દયાનો અંશ છે જ નહિ; હાય! પોતાને પાળનાર, તને જીવીતદાન દેનારની સાથે શત્રુતા? હાય! ધિક્કાર છે તને. ખુની?

**ઝેરીમલ**—ચુપ! તા'રે ને મા'રે શો સંબંધ! હુ ખુની છુ. દુષ્ટ છું, તેમાં તા'રે શું? તને મા'રા કાર્યમાં આડે આવવાનું શું પ્રયોજન? તા'રે એટલી બધી શું ગરજ?

**જાસલ**—ગરજ! દુનિયાંની ફરજ! જેના દીલમાં દયા નથી, તે આ દુનિઆમાં એક પિશાચનો અવતાર છે.

**ઝેરીમલ**—અફસોસ? જાસલ? આ વખતે તા'રા બોલેલા શબ્દો એક કાંટાની માફક મારી છાતી ચીરી આરપાર નીકળી

જાય છે, તા'રા કોમળ મુખમાં વસતી જીભ ઘણી સખ્ત ભાષા વાપરે છે? તેને તું એકદમ આગળ વધતી બંધ કર?

જાસલ—ઝેરીમલ! જેમ તને મા'રા શબ્દો કાંટાની માફક લાગે છે, તેમ મને પણ તા'રૂં ક્રુર ઘાતકી હૃદય પત્થર જેવું લાગે છે.

ઝેરીમલ—જાસલ? તું એક સુંદર સ્ત્રી છે, પણ તા'રાં વચનને ક્રુતા જોતાં તું એક પિશાચણી જેવી લાગે છે.

જાસલ—નર પિશાચ? તું માણસ નથી પણ કોઇ દૈત્યનો અવતાર લાગે છે.

ઝેરીમલ—જાસલ? બોલતાં શરમા? મને હદથી વધારે ગુસ્સે નહી કર, નહી તો, આ લોકોની સાથે તા'રે પણ મરવું પડશે? મા'રી તલવારથી તા'રૂં શીર જુદું થશે.

જાસલ—અહો? એમાં તે તું શી બીક બતાવે છે; હુ અત્રે મરવાને માટેજ આવી છું. પાપી? મા'રાં એવાં ક્યાંથી સુભાગ્ય કે તા'રી તલવારથી મા'રૂં માથું જુદું થાય. ઝેરીમલ! હું મરીશ? પણ યાદ રાખજે કે ભલાઇ કરીનેજ મરીશ.

ઝેરીમલ—સાંભળ? એ હઠીલી અબળા સાંભળ? હું તને મારી નાંખવા નથી ચ્હાતો કારણ કે એક વખતે તું મ'ને ઘણીજ પ્રીય હતી. જાસલ? હજી સમજ? હું તા'રો સ્વામી છું ને તું મા'રી સ્ત્રી છે, જા, હવે હું તને ખરા દીલથી ચાહીશ, જાસલ? સ્વામીનું વચન માનવું તે દરેક સ્ત્રી ઓની ફરજ છે?

જાસલ—અને મનુષ્ય પ્રાણીપર દયા કરવી તે પણ સઘળા પુરૂષો ની ફરજ છે.

ઝેરીમલ—(ઉસ્કેરાઇ) જાસલ? આટલું આટલું કહેવા છતાં, તું મા'રૂં માનતી નથી? હાય મા'રી સ્ત્રી થઇ તું મા'રી નહી?

જાસલ—નહિ ? કદાપી નહિ ? પહેલાં હતી હવે નથી, તું આ
બંને ઈશ્વર દયા કરે, તો હજી પણ હું તા'રીજ છું, અને
તા'રીજ રહીશ. માટે દયા કર, ને તેમને દુઃખથી મુક્તકર !

ઝેરીમલ—તે કદી નહિ બને ? હઠિલી જાસલ ? મા'રૂં કહેવું માન
નહી તો તા'રે પણ મરવું પડશે,

જાસલ—હું તા'રૂં કહેવું માનનાર નથી.

ઝેરીમલ—એમ તો થા તૈયાર ! નાદાન અબળા ? તુંજ મા'રૂં ખુન
કરવા આવી હતી કે ?

જાસલ—હા ? હા ? હુંજ તને આ પૃથ્વી ઉપરથી સદાયને માટે
વિદાયગીરી આપવા આવી હતી. સમજ્યો અભાગીઆ ?

ઝેરીમલ—(ક્રોધથી) ઉફ્ ! તા'રા શબ્દોથી મા'રા બદનમાં આગના
ભભુકા ઉડે છે ? અરે ? જો મ'ને પહેલાંથી ખબર હોત
કે તું આવી બેવફા નીકળીશ તો હું તને વધારે વખત
જીવતી રહેવા દેત નહિ.

જાસલ—અધર્મી ? તને મા'રા બોલેલા શબ્દોથી આગ લાગતી
હશે, પણ તા'રાં જુલમી કૃત્યોથી આ સઘળી પૃથ્વી
થરથરી રહી છે.

ચાલ ત્યારે પકડ રસ્તો, એમ કહી ઝેરીમલ ક્રોધાંધ થઇ જા-
સલને તલવારનો પ્રહાર કરવા ધસ્યો કે તરતજ ખબરદાર પાપી ?
કહી ચંદ્રે ભયંકર ગર્જના કરી તે પાપીને આગળ વધતો અટકાવ્યો,
ને ક્રોધ ભરી દ્રષ્ટીથી ઝેરીમલની તરફ જોવા લાગ્યો. તેટલામાં પાછી
જાસલ બોલી ઉઠી, તૈયાર છું, પાપી ? મરવાને માટે તૈયાર છું.
આથી ઝેરીમલે સિપાઇઓને તેને બાંધવાની આજ્ઞા કરી, કે તુરતજ
જમદુત જેવા જણાતા સિપાઇઓએ જાસલને બાંધી દીધી, અને
કુસુમ—ચંદ્રની જોડે બાંધી ઉભી રાખવામાં આવી.



# પ્રકરણ ૪૧ મું.



## પુર્ણ બચાવ.

સલાહ સંપથી ચાલવું, નવ કરવો કદી શોક;
વૈભવ ખોટા છે વિશ્વના, આખર થવાનું ફોક.



હા વેં'ર ! વેં'ર ! તુ કેટલું બધું ભયંકર છે; જેના દીલમાં તા'રો વાસ થાય છે, તે છેકજ અંધ બની જાય છે; તેને આગળ પાછળનું બાન રહેતુ નથી, વેં'રથી અંધ થએલાઓએ ફક્ત નિર્જીવ વસ્તુઓ સાધવા માટે ઘણાં ઘણાં દુષ્ટ કાર્યો કરેલાં છે. વેર લેવાની ઇચ્છાથી મહાન્ બળશાળી પુરૂષો એ પોતાના પ્રાણની દરકાર રાખી નથી, તેવા વેં'રથી દુર્યોધન જેવો એક પુણ્યશાળી નૃપતી પણ જોત જોતામાં નાશ થઇ ગયો. હાય ! વેં'ર થીજ આ આપણા ભારત વર્ષની દુર્દશા થઇ છે, હા ! ફક્ત એક વેં'રને અર્થેજ "ચંદ્રસિંહ" જેવો બહાદુર પુરૂષ બળીદાન તરીકે હોમાવા તૈયાર થયો છે; હાય, એવા અંધ બનાવનાર વેં'ર તને તો અમારા નવગજના નમસ્કાર છે. ઝેરીમલના વેં'રથી બંધાયેલો અજીતગઢનો પાટવી રાજકુમાર તથા વિજયનગરનો મહારાજા એક કેદીની

મિચાલે ઉભો હતો, જો કે, તેના શિર ઉપર આટલી મોટી ભયંકર આફત ઝઝુમી રહી હતી, છતાં તેની મુખમુદ્રા ધૈર્યતાથી પરીપુર્ણ ભરેલી લાગતી હતી. તે શુરવિર રાજકુમાર દુષ્ટ ઝેરીમલનું આટલું બધું નીચપણું જોઇ, તથા પોતે બંધીવાન થએલો જોઇ નિશ્વાસ નાંખતો હતો આવી રીતે ગુપ્ત ગૃહમાં તે વખતે શાંતી પ્રવર્તિ હતી, સઘળા સિપાઇઓ ચિત્રવત્ ઉભા રહ્યા હતા, અને કોઇના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહતો. આખરે તે શાન્તિનો ભંગ કરી ઝેરીમલ, ચંદ્રસિંહની સામે તિરસ્કાર યુક્ત વદન કરી બોલવા લાગ્યો. ચંદ્ર ? કેમ ? હવે તો તા'રૂં જોર ઓછું થયું ને ! હાશ ? ઘણા સમયથી હું તા'રૂં મરણ જોવા ઇચ્છતો હતો; તે મા'રી ઇચ્છા આજે પુરી થશે. વાહવા ! આ દોરડાનું બંધન તા'રા સ્વરૂપમાં ઘણોજ વધારો કરી રહ્યું છે. એમ કહી તે પાપી હસવા લાગ્યો, તેને હસતો જોઇ "ચંદ્ર" ક્રોધથી કહેવા લાગ્યો. નામર્દ ! શું હસે છે ? સિંહને પિંજરામાં પુરાએલો જોઇ શિયાળવાં ઘણાંજ મલકાય .છે. જો તું ખરો ક્ષત્રી બચ્ચો હોય, તો એકવાર મ'ને મુક્ત છુટો ને પછી જોઇ લે કે તા'રી કેવી મઝા થાય છે ?

ઝેરીમલ—હાથમાં સપડાએલા શિકારને છોડી મુકનાર મુર્ખ ગણાય છે.

ચંદ્રસિંહ—એમ કે ? ત્યારે તુંતો ઘણોજ ચતુર હઇશ કેમ ? મુર્ખ ! હાથીની પીઠ ઉપર બેઠેલો કાગડો મનમાં પણ મલકાય છે, કે વાહ હું કેવો હાથી ઉપર બેઠો છું; નાર્મદ ? તેમાંનો હું છે; હાય ! પાપી હાલ તા'રૂં ભાગ્ય તેજોમય છે.

ઝેરીમલ—મ્હોત માથે ભમી રહ્યું છે, છતાં પણ કંઇ તને નરમાશનું મન થાય છે ?

ચંદ્રસિંહ—શું? હું તને નમુ! હૂંહંહં? એક નામર્દ ને? કદી નહી, મ્હોત ભમે છે તેથી શુ થઇ ગયું.

ઝેરીમલ—શુ તું મરણથી નથી ડરતો?

ચંદ્રસિંહ—બ્હાદુરોને હમેશાં મરણની સાથેજ રમત રમવાની હોયછે?

ઝેરીમલ—ત્યારે તો તા'રે હવે મરવાની વાર નથી, હવે તા'રી ઘડીઓ ગણાય છે. ચંદ્ર? તા'રે તા'રી સ્ત્રી ને કાંઈ કહેવું હોય અથવા મળવું હોય તો મળી લે! પણ ચંદ્રે તેના કહેવા પર કાંઇ ધ્યાન આપ્યું નહિ, હવે મ્હોત નક્કી છે એમ વિચારી ચદ્ર, કુમુદ ને કહેવા લાગ્યો. વ્હાલી? ધૈર્ય ને તજીશ નહિ, ઈશ્વર જે કાળે જે કષ્ટ આપે તે સહન કરવું એ દરેક મનુષ્યની ફરજ છે, કુમુદા? હવે હું આ સંસારમાંથી છુટો થાઉંછું. હું તા'રી રાહ જોતો ઉભો રહીશ, માટે તુ જલદીથી આવજે. (આકાશ તરફ બતાવી) જો? જો? પ્રભુના દુતો આપણે માટે વિમાન લઇ હાજર થયા છે, ને તેઓ આપણી રાહ જોઇ નાહકના ખોટી થાય છે. પ્રીયતમા? તું જલદીથી આવજે હોં? પછી જાસલ ને કહેવા લાગ્યો, મા'રી દુઃખી ભગિની! હું જાઉં છું; અરે હાય! તુ પણ અમારી સાથે દુઃખમાં ફસી, હાય શું કરૂં. હુ બંધીવાન છું, શસ્ત્રહિન્ છું; નહિ તો, દુષ્ટના કાપી ટુકડે ટુકડા કરી નાખું. એટલામાં તો ઝેરીમલ વચમાં બોલી ઉઠયો, કેમ કેટલી વાર?

ચંદ્રસિંહ—તૈયાર છું.

ઝેરીમલ—તા'રી કાંઇ ઇચ્છા છે?

**ચંદ્રસિંહ**—ના.

**ઝેરીમલ**—કાંઇ કહેવું છે?

**ચંદ્રસિંહ**—નહી.

**ઝેરીમલ**—કાંઇ પણ?

**ચંદ્રસિંહ**—પાપી પલીત? તને શુ કહુ? કહેવામાં ફક્ત એટલુંજ કે તું એક કર્મહિણો ચંડાળ છે.

**ઝેરીમલ**—ચુપ! અભિમાની હું તને જે શિક્ષા કરૂં તે ઓછીછે.

**ચંદ્રસિંહ**—નરાધમ? વધારે વિવેચન કરવામાં સાર નથી, તેમ હુ તા'રી સાથે વાત કરવાને પણ યોગ્ય નથા, તું એક 'વ્યંડળની જાતનો છે, ઠગારા? બધીવાન કરી શું મલકાય છે? ખરો સિંહ બચ્ચો હોય તો એકવાર છુટો કર ને પછી આવી જા? ચંડાળ! સામે મુખે લઢનારા મર્દ હોય છે, ને દગો કરી પાછળથી લઢનારા નાર્મદને બિકણ ગણાય છે?

**ઝેરીમલ**-(હશીને) ઘેલા? મ'ને લાગે છે કે, તુ મ્હોતને દેખી ગાડો થયો છે, ને તેથીજ તને આટલી બધી દિલગીરી થતી.જણાય છે.

**ચંદ્રસિંહ**—મરણને જોઇ દિલગીરી કરનારી સ્ત્રીઓ, ને તા'રા જેવા બાયલાનું કામ છે; મરણ તે શું છે? તેની તને ખબર છે? સાંભળ? મરણ તે એક મુકામથી બીજે મુકામ જવાનું તેડું છે, તેનું નામ મરણ છે.

**ઝેરીમલ**—તો શું તું મરવાને માટે બીલકુલ શોક નથી કરતો?

**ચંદ્રસિંહ**—નહિ, પણ ફકત મને એટલુંજ લાગી આવે છે કે લઢાઇમાં કોઇ શુરવિરના હસ્તે મરાયા કરતાં, તા'રા જેવા નાર્મદને હાથે મા'રૂં મૃત્યુ થાય છે. અને હું મા'રી કુમુદા

પહેલાં મૃત્યુને આધિન થાઉ છું, તેટલુંજ મ'ને લાગી આવેછે.

**ઝેરીમલ**—હજુ મરણ કિનારે પણ કુમુદ?

**ચંદ્રસિંહ**—નાદાન? કુમુદાતો આ હૃદયમાં જડાઇ ગઇ છે. તે મા'રી જ છે ને હું તે'નોજ છું.

હા. મા'રા પ્રીયતમ? હું તમારીજ છું, ને તમારી સાથે મરીને સ્વર્ગમા આવુ છું. (ઝેરીમલને) પાપીઆ? મ'ને મા'રા પાણેશ્વરની પહેલાં આ સંસારમાંથી છુટી કર? હુ તને પગે પડું છું, આટલું વચમા બોલી કુમુદા ઝેરીમલના પગે પડી. તેથી એકદમ તેને પગે પડતી અટકાવવાના હેતુથી ચદ્રસિંહ કહેવા લાગ્યો. કુમુદ? ઘેલી કુમુદ? આ શુ? પ્રભુને પગે નહિ લાગતાં આ એક હિચકારા કુતરાને પગે કેમ પડે છે? તને છેલ્લી વખતે આ શું સુઝે છે? પોતાના પ્રીયનાં વચન સાંભળી કુમુદા ઉભી થઇ, ને નીચું વદન કરી ઉભી રહિ. પછી ઝેરીમલ કુમુદને કહેવા લાગ્યો.

**ઝેરીમલ**—કુમુદા! તા'રી કાંઈ ઇચ્છા છે?

**કુમુદકુમારી**—મા'રા પ્રાણેશ્વરને બચાવ?

**ઝેરીમલ**—તું મા'રે સ્વાધીન થાય તોજ તા'રા સ્વામીને મા'રાથી બચાવાય, સમજી?

**ચંદ્રસિંહ**—(વચમાં) ચુપ કર શેતાન, તા'રી જીભજ કાપી નાંખીશ? પછી કુમુદને કહેવા લાગ્યો, કુમુદ, તને આ શું સુઝે છે? હિચકારાના કાલાવાલા કર નહિ, ચાલ. આપણે હવે સ્વર્ગમાં જવાની તૈયારી કરીએ. પછી ઝેરીમલને કહેવા લાગ્યો, ચાલ, દુષ્ટ તું હવે તા'રૂં કામ પુરૂં કર? તેનાં વચન સાંભળી તરત ઝેરીમલ તેમની નજીક આવ્યો, ને તેમને ઘુંટણીએ બેસી પ્રભુની પ્રાર્થના કરવાનું સુચવ્યું? આથી

કુમુદ—ચંદ્ર ઘુંટણી એ બેસી ગયાં ને પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં. તેમની પ્રાર્થના પુરી થઇ કે ઝેરીમલે મ્યાનમાંથી તલવાર ખેંચી, ને ભયંકર ગર્જના કરી બોલવા લાગ્યો કે, આજે મારૂં વેર પુરૂં થાય છે, ને આજે મા'રા બળીદાનથી દેવી સંતુષ્ટ થાય છે, આજે મા'રા અપરાધનો બદલો લેવાય છે, ને આજે મા'રાં દુશ્મનો, આ સંસારથી છુટાં થાય છે. આજે તેમને મારી આ ઝેરીમલ ખુશી થાય છે, અને આજે મા'રા બળીદાનથી કુમુદ—ચંદ્ર સ્વર્ગ જાય છે. લ્યો ? મંમાયા ! તમારૂં બળીદાન, કહી જેવો તે ઘા કરવા જાય છે કે તરતજ એક મો'ટો ભયંકર અવાજ થયો, ને પાપી ઝેરીમલને તે દેવીની મુર્તિ હાલતી જણાઇ. ઝેરીમલ ચોંક્યો, તેની તલવાર તેના હાથમાજ રહિ, ને તે ભયબીત થઇ આંખ્યો ફાડી મુર્તિના સામું જોવા લાગ્યો એટલામાં તો તે મુર્તિની અંદરથી અવાજ આવવા લાગ્યો, ને તે અવાજ ઝેરીમલ ભયબીત બની સાંભળવા લાગ્યો. ઝેરીમલ ? હુ આ બળીદાન સ્વીકારવા ખુશી નથી.

**ઝેરીમલ**—(આશ્ચર્ય થઇ, ને યુકત હાથ જોડી) માતુશ્રી ? તેનું કારણુ ? તેથી વળી પાછો અવાજ આવ્યો, ઝેરીમલ ? તે બન્નેની જીવનદોરી હજુ ઘણી લાંબી છે, માટે હું તેમનો બચાવવાની ઇચ્છા રાખુ છું. અને હે ? ઝેરીમલ ? તેમને બદલે, હું તા'રૂં બળિદાન લેવા હાજર થયો છુ, એમ બોલી દેવીની મુર્તિના બે ભાગ કરી તેમાંથી બહાર નીકળી બહાદુર રણમલ ત્યાં આગળ દોડી આવ્યો. તેને એકાએક મુર્તિની અંદરથી નીકળેલો જોઇ પાપી ઝેરીમલ તેને ઓ-

ળખી ક્રોધથી લાલ પીળો થઈ ગયો, ને એકદમ બરાડી બુમ પાડી કહેવા લાગ્યો. અરે! આ શો ગજબ! દગો! ઓ રણમલ! તું અહીં કયાંથી!

તારૂં રક્ત પીવા, ને મા'રા જુના શત્રુનું બળીદાન દેવા, અને મા'રા ભાઇ તથા ભાભીને બચાવા, હું અહીં આવી પહોંચ્યો છું.

ઝેરીમલના મુખથી રણમલનું નામ સાંભળી ચંદે આશ્ચર્ય પામી ઉંચું જોયુ, તો રણમલને ત્યાં આગળ ઉભેલો જોયો. રણમલને જોતાંજ ચંદ્ર એકદમ બોલી ઉઠયો, વિરા? પ્રભુની ખાતર મ'ને એ-કદમ બંધન મુક્ત કર? હુ આ પાપીને બોલતો બંધ કરૂં પોતાના ભાઇનાં વાકય શ્રવણ કરતાંજ રણમલ તેને બંધન મુક્ત કરવા તેની તરફ જવા લાગ્યો, કે ઝેરીમલે એકદમ આગળ ધસી આવી તેને આગળ વધતો અટકાવ્યો. તેથી રણમલે તરત પોતાની પિસ્તોલ છુટી કરી ઝેરીમલના સામે ધરી કહેવા લાગ્યો, ખબરદાર! જો એક પણ પગલુ આગળ વધ્યો છે તો? નક્કી જાણજે કે આ ગોળી તા'રી છાતી વિંધી આરપાર નિકળી જશે, એમ કહી જાણે રમત ન કરતો હોય તેમ રણમલ ઝેરીમલની સામે પિસ્તોલ ધરીને ઉભો રહ્યો. રણ-મલ આમ કેમ કરે છે, ને મ'ને શા માટે બંધન મુક્ત કરતો નથી, તેવો વિચાર ચંદ્રસિંહ કરવા લાગ્યો. પોતાના ભાઇના વિચાર ચતુર રણમલ જાણી ગયો, ને તેમને કહેવા લાગ્યો?

વડિલ બ્રાતા? થોડીવાર ધૈર્ય ધરો? આ પાપી હવે થોડીજ વાર આ દુનિયાં ઉપર જીવતો છે, તો તે'ને હું થોડીવાર રમાડી લેઉં. રણમલના વાકય સાંભળી ઝેરીમલ ક્રોધથી બુમ પાડી ઉઠયો; ને સિ-પાઇઓને કહેવા લાગ્યો; મા'રા બહાદુરો એકદમ આગળ વધો,

ને આ'ના કાપી ટુકડે ટુકડા કરો. સરદારનો હુકમ થતાંજ સઘળા સિપાઇઓ રણુમલની તરફ તલવારો ખેંચી ધસી આવ્યા; તેમને પોતાની તરફ ધસી આવતા જોઇ, રણુમલ શાંતીથી ઉભો રહ્યો, અને પેલા બે સિપાઇઓ કે જે પહેલાં ઝેરીમલના સેવકો હતા, ને હાલ પણ ઉપરથી ઝેરીમલના નોકરો થઇ પહેરો ભરતા હતા, તેમની પરિક્ષા જોવા સારૂં રણુમલે તેઓના સામું જોયું. તેથી તે નિમકહલાલ બંને સિપાઇઓ, પોતાને શરણે રાખનાર રણુમલને મદદ કરવા દોડી આવ્યા, ને તલવારો ખેંચી રણુમલની આસપાસ તેનું રક્ષણ કરવા ઉભા રહ્યા. પોતાના સિપાઇઓને રણુમલનું રક્ષણ કરતા જોઇ, ઝેરીમલ આશ્ચર્ય પામ્યો ને નક્કી કાંઇ દગો થયો છે એમ કલ્પના કરવા લાગ્યો. પછી તે પાપી ઝેરીમલ અત્યંત ક્રોધથી પોતાની તલવાર ખેંચી રણુમલ ઉપર ધસ્યો, કે તરતજ તેના બાકીના સિપાઇઓ પણ તેની મદદે દોડી આવી રણુમલને તથા પેલા બે સિપાઇઓને ઘેરી લીધા. આવું જોતાંજ રણુમલે પિસ્તોલનો બ્હાર કર્યો ને તે પિસ્તોલના અવાજથી રણુમલના અગાઉથી છુપાઇ રહેલા સૈનીકો તથા સરદારો, ગુફાઓનો ત્યાગ કરી ત્યાં નિકળી આવ્યા, અને થોડીજવારમાં તો તે ગુપ્તગૃહનું ચોગાન રણુમલનાં માણસોથી ચિકાર ભરાઇ ગયું. પોતાના સૈનીકોને જોઇ રણુમલે તેમને ઝેરીમલને પકડવાનો હુકમ આપ્યો, કે તરતજ ચાર સરદારોએ ઝેરીમલને પકડી લીધો, ને તેના હાથ પગમાં લોઢાની સાંકળો નાંખવામાં આવી. તેના બાકીના સિપાઇઓને પણ કેદ કરવામાં આવ્યા, ને તે પછી રણુમલ પોતાના બંધુને બંધન મુક્ત કરવા તેની તરફ ચાલ્યો. તે પહેલાં તો ચતુર રત્નપ્રભા પુરૂષના પોશાકમાં કુમુદાની પાસે આવી તેને બાંધેલા બંધ છોડવા લાગી. આ સુંદર રાજકુમાર કોણ હશે, ધારી કુમુદા

રત્નપ્રભાને પૂછવા લાગી. વિરા ! આપ કોણુ છો ? કુમુદનો પ્રશ્ન સાંભળી રત્નપ્રભા તેને છોડતાં છોડતાં હસીને કહેવા લાગી, આપની આજ્ઞા પાળક ના'ની બ્હેન, ને અમરકંટકના મહારાજાની પુત્રી રત્નપ્રભાના આપને પ્રણામ છે, એમ કહી રત્નપ્રભાએ કુમુદને બંધન મુક્ત કરી તેના ચરણુમાં પ્રણામ કર્યા. કુમુદ કુમારી તો તેને જોતાંજ આશ્ચર્ય પામી ને સ્નેહનાં અશ્રુ વરસાવતી રત્નપ્રભાનું કુશળ પૂછી, તેને ગળે વળગી કુમુદ આનંદ પામવા લાગી. તે પછી રણુમલે ચંદ્રસિંહની પાસે જઇ પ્રથમ જાસલને, ને તે પછી પોતાના ભાઇને બંધન મુકત કર્યો જેવો ચંદ્રસિંહ છુટો થયો કે તરતજ તેણે પાસે ઉભેલા એક સિપાઇના હાથમાંથી તલવાર ખુંચાવી લીધી, ને એકદમ ભુખ્યા વાઘની માફક ઝેરીમલની તરફ ધસ્યો, ને તે'ને ચર્ણુનો પ્રહાર કર્યો. ચંદ્રસિંહના ચર્ણુનો પ્રહાર થતાંજ તે પાપી જમીન ઉપર ગબડી પડયો ને ભયથી કંપવા લાગ્યો. ચંદ્રસિંહ તેને નીચે પડેલો જોઈ તેની છાતી ઉપર ચઢી બેઠો, આ વખતે ચંદ્રનો ચ્હેરો વિકાળ દેખાતો હતો. રણુમલ, કુમુદકુમારી, રત્નપ્રભા તેમજ અન્ય સૈનીકો ને સરદારો તો સ્તબ્ધ બની ચંદ્રની તરફ જોઇ રહ્યા. તેવામાં ચંદ્રસિંહે ઝેરીમલનો વધ કરવા તલવાર વાળો હસ્ત ઉંચો કર્યો, ને જેવો તે તેની ઉપર ધા કરવા જાય છે કે એક મો'ટો ગેબી અવાજ થયો, સબુર ? રાજકુમાર ? સબુર ? ને તે પાપીને થોડો વખત જીવતો રહેવા દે ? એવા શબ્દો બોલતા બધાના આશ્ચર્યની વચ્ચે બે યોગીંદ્ર મહાત્માઓ ત્યાં આગળ આવીને ઉભા રહ્યા, ને ચંદ્રનો ઉંચો થયેલો તલવાર વાળો હસ્ત પાછળથી પકડી લીધો. ચંદ્રસિંહ યોગીંદ્રોને જોઇ ઝેરીમલની છાતી ઉપરથી નીચે ઉતરી, ને તે મહાત્માઓના ચરણુમાં પ્રણામ કર્યા. રણુમલ, કુમુદ, જાસલ રત્નપ્રભા

વગેરે એક પછી એક એમ તે મહાત્માઓને પ્રણામ કરવા લાગ્યાં. ને યોગીંદ્રોએ તેઓને હાથ ઉચા કરી આશિર્વાદ આપ્યા. તે પછી યોગીરાજની આજ્ઞાથી બંધીવાન ઝેરીમલને લેઇ સઘળા ગુપ્ત ગૃહનો ત્યાગ કરી બહાર નિકળયા, ચંદ્રસિંહે પોતાના થોડાક સૈનીકોને તે ગુપ્તગૃહને પુરી નાંખવાની આજ્ઞા કરી, આજ્ઞાનો અમલ તુરતજ કરવામાં આવ્યો ને તે સૈનીકોએ થોડીવારમાં ગુપ્તગૃહના દ્વારને માટી પથરાથી બંધ કરી દીધું. આવી રીતે તે ઝેરીમલના પ્રીય ગુપ્તગૃહનો વિધ્વંસ કરવામાં આવ્યો, ને કાળે કરીને તેનું નામ નિશાન પણ જતું રહ્યું. ગુપ્તગૃહની બ્હાર નિકળી ચંદ્રસિંહ, પ્રધાન પ્રતાપસિંહને મળ્યો, વૃદ્ધ પ્રધાન ચંદ્રસિંહને જોઇ ગળે વળગી સ્નેહનાં અશ્રુ વરસાવવા લાગ્યો, તે પછી સઘળાઓ એક બીજાને મળી આનંદીત બની બંધીવાન ઝેરીમલને લેઇ વિજયનગર તરફ પ્રયાણ કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૪૨ મું.

## પાપીનો પ્રશ્ચાતાપ, અને તેનો ન્યાય.

જોયું સકળ વિશ્વમાં, આ સંસારમાં કાંઇ નથી;
ધન દોલત ને સુખ વળી, વૈભવમાં કાંઇ મઝા નથી.

---



વિજયનગરના રાજ્ય મહેલના એક ભવ્ય દિવાનખાનામાં આજે મોટો દરબાર ભરાવાનો હતો. આજે ક્રુર પાપાત્મા ઝેરીમલનો છેવટનો ન્યાય થવાનો હતો, તેથી રાજ સભામાં જવા ને માટે નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તૈયાર થવા લાગ્યા, બરોબર અગીઆર વાગવાનો અમલ થતાં,

સામંતો, સરદારો, ભાયાતો, ને નગરના ગૃહસ્થો એક પછી એક દર- બારમાં પ્રવેશ કરવા લાગ્યા, અને તેમને માટે ગોઠવવામાં આવેલા આસનો ઉપર બેસવા લાગ્યા. રાજ દરબારના દ્વારમાં પ્રતિહાર આ- વનાર માણુસનાં નામ પોકારી તે આવનારને માન, તેમજ રાજ સભામાં બેઠેલા સભાજનોને સુચના આપવા લાગ્યો. સભાના મધ્ય ભાગે બે મ્હોટાં સિંહાસન ગોઠવવામાં આવ્યાં હતાં, ને તે બંને સિંહાસન ઉપર મૃગચર્મ બિછાવવામાં આવ્યુ હતું. તે બંને સિંહાસન ની વચ્ચે એક મ્હોટું ને ઉંચું રત્નજડીત્ર સિહાસન ગોઠવવામાં આવ્યું હતું; એવી રીતે બીજા સરદારો ને માટે પણુ અન્ય આસનો ગોઠવવામાં આવ્યાં હતાં રાજ સભામાં સ્ત્રી વર્ગ ને માટે એક જુદી બેઠક બનાવવામાં આવી હતી, ને તેમને માટે સુંદર રત્નજડીત્ર મુખમલના કોચ ગોઠવવામાં આવ્યા હતા. રાજસભા સામંટો સરદારો, તથા પ્રતિષ્ઠીત જનોના પધારવાથી ચીકાર ભરાઇ ગઇ હતી. હજી સુધી મહારાજા પધાર્યા નથી, તેથી સભા જનો તેમના આવવાના માર્ગની નિરિક્ષા કરતા બેસી રહ્યા હતા. વિજયનગરાધિપતીને ઘણી ખમા, આવા શબ્દો શ્રવણુ કરતાં સભાજનો સાવધ થઇ ગયા, ને તેમને ખબર પડી કે હવે મહારાજા પધારે છે. સર્વે સભાજનોની દ્રષ્ટી મહારાજાના પધારવાના દ્વાર તરફ વળેલી હતી. તેવામાં ચંદ્રસિંહ પોતાના બંધુ ચક્રવર્તિ મહારાણા રણુમલસિંહનો હસ્ત પકડી આનંદી મુખડે, બંને એ સાથે રાજ સભામાં પ્રવેશ કર્યો. તેમની પછ- વાડે બંને યોગીંદ્ર મહાત્માઓ શાન્તિથી સાથે ચાલતા, રાજસભામાં પ્રવેશ કરતા નજરે પડયા, અને તે મહાત્માઓની પાછળ વૃદ્ધ મંત્રી પ્રતાપસિંહ, અમર કંટકના વૃદ્ધ પ્રધાન નાગેન્દ્રનાથનો હસ્ત પકડી રાજસભામાં પ્રવેશ કરતા હતા; અને તે સઘળાઓની પછવાડે કુમુદા,

રત્નપ્રભા, ને જાસલ તથા અમરકંટકનાં વૃદ્ધ મહારાણીએ સભામાં પ્રવેશકર્યો. આવી રીતે સર્વ મંડળ રાજસભામાં આવી પહોંચ્યું, ને સર્વ સભાજનોએ આસન ઉપરથી નીચે ઉતરી મહારાજા ચંદ્રસિંહની જય બોલાવી સઘળાં ને નમન કરવા લાગ્યા. સભામાં પ્રવેશ કરી મૃગચર્મવાળા સિંહાસનોની ઉપર બંને યોગીંદ્ર મહાત્માઓ વિરાજમાન્ થઇ ગયા. તે બંને યોગીંદ્રોની વચ્ચેના સિહાસન ઉપર માહારાજા ચંદ્રસિહ પોતાના બધુ રણમલસિંહને સાથે લઇ વિરાજમાન થયા તેમનાથી સહજ નીચેના આસનો ઉપર બને પ્રધાનોએ પોતાનું સ્થાન લીધુ, ને ત્યાંથી અલગ બનાવેલી બેઠક ઉપર ગોઠવવામાં આવેલા કોચ ઉપર સર્વ સ્ત્રી વર્ગ ગોઠવાઇ ગયો રાજસભામાં સઘળે સ્થળે શાન્તિ પથરાઇ હતી, કે એક ઝીણી ચિજ નીચે પડતાં તેનો અવાજ થાય; એવી શાન્તિ ત્યાં પ્રવર્તી રહી હતી. એવી રીતે કલાકેક વિત્યા બાદ, મહારાજા ચંદ્રસિંહ પોતાના બે સરદારોના સામુ જોઈ બોલવા લાગ્યા, સરદારો! જાઓ ને કારા ગૃહમાંથી બંધીવાન ને લાવી અહીં હાજર કરો! જેવી આજ્ઞા કહી તે બંને સરદારો ચંદ્રસિંહ ને નમન કરી ત્યાંથી ચાલતા થયા. ને થોડા સમયમાં તો જેના હાથ પગમાં મજબુત લોઢાની સાંકળો નાખવામાં આવી હતી, એવા ઝેરીમલને રાજસભામાં લાવી ઉભો રાખ્યો, રાજસભાની મધ્યમાં ઝેરીમલ નીચુ વદન કરી ઉભો રહ્યો; પાપાત્મા ઝેરીમલ ને જોતાંજ સર્વે સભાજનોએ તેની તરફ તિરસ્કાર યુક્ત દ્રષ્ટી કરી. થોડીવાર મૌન પ્રવર્ત્યા પછી મહારાજા ચંદ્રસિંહ ક્રોધ ભરેલી દ્રષ્ટીથી ઝેરીમલ ને કહેવા લાગ્યા, કાં? ઝેરીમલ? શું વિચારમાં પડયો છે, ને કેમ આમ શાંત થઇ ઉભો છે?

**ઝેરીમલ**—(દયામણે મુખે) રાજન્? આ! પાપી પ્રપંચી નિષ્ઠુર,

ઘાતકી ઝેરીમલ, અત્યારે પસ્તાવાના કુંડમાં પડયો છે, હાય, મા'રાં પાપ અથાગ છે, હું રાજ્ય ઘાતિ, વિશ્વાસ ઘાતિ, સ્ત્રી ઘાતી, હાય મા'રાં દુષ્ટ કૃત્યોનો સુમારેજ નથી. મહારાજ ? હું હવે આ પૃથ્વી ઉપર જીવવાને લાયક નથી રહ્યો; તેથી કરો ને આપ દયાળુ, કૃપા કરીને આ પાપીને પ્રભુના દરબારમાં મોકલીદો, આપ સત્યવાદી, ધર્મિષ્ટ મહારાજાના હસ્તથી મા'રૂં મૃત્યું થશે, તો મા'રો વૈકુંઠ વાસ થશે. ચંદ્રસિંહ ! આપ ને આપના રાજ્ય પરિવાર સહિત પ્રભુ દિર્ધાયુ કરે, એવી આ પાપી ઝેરીમલની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે

**ચંદ્રસિંહ**—( શાંત થઇ ) ઝેરીમલ ? પહેલા તને આ'વા શુભ વિચાર આવ્યા હોત, તો કેવું સારૂં થાત, તો આજે તારી જે, આ દશા થઇ છે, તે દશા તા'રી નહોત.

**ઝેરીમલ**—સત્ય છે રાજન્ ? તે કદી સુઝેજ નહિ, વિનાશ કાળે વિપરિત બુદ્ધિ જયારે દશા ફરવાની હોય ત્યારેજ બુદ્ધિ મલિન થાય છે, ને સઘળી ચતુરાઇનો લોપ થાયછે, અને હાથનાં હથિઆર હાથમાંજ રહે છે. મહારાજા ? પાપનો ઘડો ફુટયા શિવાય રહેતોજ નથી, ને સદાય સત્યનો જય થાય એ નિર્માણ છે; માટે આપ કૃપાળુ, કૃપા કરી આ દુષ્ટ હિનભાગીને હવે એક ક્ષણ પણ જીવતોરાખશો નહિ.

**ચંદ્રસિંહ**—ઠીક છે ! તા'રાં કૃત્યનું ફળ તને હમણાંજ પ્રાપ્ત થશે. ( પ્રધાનજી ને ) પ્રતાપસિંહજી ? આ કેદી ને તેનું ભાવિ જણાવિ દયો, એટલે એ તૈયારી કરે. મહારાજાની આજ્ઞા

થતાં પ્રતાપસિંહે નીચેની મહારાજાની આજ્ઞા વાંચી સભળાવી.

રાજ્યરિપુ ઝેરીમલ ? તું ઘણા સમયથી અજીતગઢ તથા વિજયનગરના મહારાજાઓની સાથે વૈર બુદ્ધિથી વર્તતો આવ્યો છે, જો કે ? અજીતનગઢના મહારાજા કેશરીસિંહે તમને બાપ દીકરા ને શરણે રાખી, અભયદાન આપી, પોતાના આશ્રયમાં રાખ્યા હતા, અને તે મહારાજાનું તમે લુણ ખાતા હતા, તમોએ મહારાજાને નિમક હલાલીથી ચાલવાનું વચન આપેલું હતું તે વચન ત્હેં પાળ્યું નહિ, ને જેનું તમે નિમક ખાધુ, તેનુંજ ત્હે હરામ કર્યું હતું. રાજ્યમાં તેમજ રાજાઓની સાથે પણ ત્હે કેટલાંક કાવત્રાં રચ્યા હતા, તો તને તેના બદલામા જેટલી શિક્ષા કરવામાં આવે તેટલી થોડીજ છે. ઝેરીમલ ? તા'રા ગુન્હા સાંભળ ?

૧ અજીતગઢના નગર શેઠની પુત્ર વધુનુ હરણ.

૨ તે બાઇની ઉપર બળાત્કાર કરવાની તૈયારી ને તેથી કરી ને તે બાઇનો આત્મ ત્યાગ કરવો. ને તે બાઇના શરીરના ટુકડા કરી ખુન છુપાવાનો તા'રો ઇરાદો, ને તે ઇરાદો પાર પાડવા તેના કટકા જમીનમાં દાટવા.

૩ રણમલસિંહ ને ગુમ કરવા, તથા મહારાજાનું મૃત્યું.

૪ રાજ કન્યા કુસુદકુમારીની ઉપર દુષ્ટ નજર, અને તેમ ને ઉપાડી જવાં

૫ મહારાજા વિજયસિંહનો પ્રાણ લેવાનું કાવત્રુ.

૬ ચંદ્રસિંહને વિશ્વાસ ઘાત કરી કેદ કરવા.

૬ મહારાજા વિજયસિંહના પ્રાણનો નાશ કરવો.

૮ કુસુદકુમારીનું હરણ, ને તેમની ઉપર જુલમ ગુજારવો, અને તેમને બળીદાન આપવા લઇ જવાં.

૯ મહારાજા ચંદ્રસિંહનું પણ બળિદાન આપવા તૈયાર થવું.
૧૦ તા રી પત્નિ. પવિત્ર જાસલ ને પણ બળીદાન આપવાનો વિચાર.

ઝેરીમલ ? આટલા બધા તા'રા ગુન્હા છે. તને કેટલીક વખત તો અમારા મહારાજાએ પાપ કર્મોથી અટકાવી, તને મારી નહિ નાંખતાં જીવતો છોડી મુકયો ને તા'રી ઉપર તેમણે દયા કરી, ને તેથીજ કરી હેં તેમની દયાનો ગેર ઉપયોગ કર્યો ઝેરીમલ ? હેં ભયંકર કાવત્રાં રચ્યાં હતા, ને ઘણુાજ ભયંકર અપરાધ કર્યા હતા, તો આવા અક્ષમ્ય અપરાધને માટે તને ફકત ફાંસિની શિક્ષા ફરમાવવામા આવે છે. ઝેરીમલ ? આજથી ત્રીજે દિવસે મધ્યાન કાળે, ચંદ્રાવતિને કિનારે તને ફાંસિ દેવામાં આવશે, તા'રા અપરાધો જોતાં તો તને ઘણીજ ઘાતકિ રીતે રિબાવી રિબાવીને મારી નાંખવો જોઇએ; પણ અમારા મહારાજના રહેમ દીલથી તને આવી ઓછી શિક્ષા ફરમાવવામાં આવી છે પાપાત્મા ઝેરીમલ ? તારા અપરાધોની મહારાજા તેમજ અન્ય સભાસદોના, સર્વાનુમતે ઠરાવવામાં આવેલી ફાંસિની શિક્ષાથી તને વાકેફગાર કરવામા આવ્યો છે.

ઝેરીમલને ફાંસિએ ચગાવવાનો ઠરાવ સાંભળી સભાજનોએ એક હર્ષનો પોકાર કર્યો, ને દુષ્ટ ઝેરીમલને ફાંસિને માચડે લટકતો જોવાને સઘળા નગરજનો ઘણાજ આતુર બની ગયાં હતાં. શિક્ષા ફરમાવ્યા પછી સભામાં સર્વત્ર સ્થળે શાન્તિ છવાઇ ગઇ, પણ આખરે તે શાન્તીનો ભંગ કરી પાપી ઝેરીમલ દયામણે મુખે બોલવા લાગ્યો. હા ? મ'ને યોગ્યજ શિક્ષા થઇ છે, હું શુળીને લાયક હતો, છતાં મા'રી ઉપર દયા કરી મહારાજાએ ફાંસિની શિક્ષા ફરમાવી, તેથી તેમનો ઘણોજ ઉપકાર થયો. પછી તે ચંદ્રસિંહ તરફ જોઇને કહેવા લાગ્યો, મહારાજા મા'રી આપની તરફ એક વિનંતિ છે.

**ચંદ્રાસંહ**—ખુશીથી કહે ? હું તા'રી સઘળી વાત શ્રવણ કરીશ ?

**ઝેરીમલ**—આ, હત્યારાને, ફાંસિને માંચડે ચઢતાં પહેલાં, તેનાં દુષ્ટ કૃત્યોની ક્ષમા મળવી જોઇએ. આપ ? જો મ'ને ક્ષમા આપશો, તો મ'ને ઘણોજ આનંદ થશે ને મા'રૂં મૃત્યું શાન્તીથી થશે.

**ચંદ્રસિંહ**—ઝેરીમલ ? હું ખુશીથી તને ક્ષમા આપીશ; પણ હાલ હું તને ક્ષમા આપી શકતો નથી, તેનુ કારણ, ફકત મા'રી પ્રતિજ્ઞા ? જ્યારે તું ફાંસિને માંચડે પગ મુકીશ, ત્યારે હું તને મા'રા ખરા હૃદયથી ક્ષમા આપીશ.

**ઝેરીમલ**-(માથું નમાવી) ઘણોજ ઉપકાર થયો, પછી રણમલને કહેવા લાગ્યો. પ્રીય રણમલસિંહ ? આપ મને ક્ષમા આપી શકશો.

**રણમલ**--ઝેરીમલ ? હું તને મા'રા ખરા અંતઃકરણથી ક્ષમા આપુંછું. ને તા'રી દયા ખાઉં છું. વિશ્વ નિયતા પ્રભુ ? તા'રા આત્માને શાન્તિ આપો. તે પછી કુમુદકુમારીની તરફ જોઇ ઝેરીમલ કહેવા લાગ્યો. કુમુદ બ્હેન ? તમારી ક્ષમાનો પણ હું અભિલાશી છું. બ્હેન ? મા'રાં દુષ્ટ કર્મ વિસારી મુકી મ'ને ક્ષમા આપો.

**કુમુદકુમારી**—તા'રાં કરેલાં સઘળાં દુષ્ટ કર્મો હું ભુલી જાઉં છું ને હું તા'રૂ શુભ ઇચ્છું છું. ઝેરીમલ ? એક બ્હેન તરીકે હું તા'રા આત્માની શાન્તિને અર્થે પ્રભુની પ્રાર્થના કરૂં છુ, ભાઇ ઝેરીમલ ? મા'રી તને ક્ષમા છે. તે પછી ઝેરીમલ રત્નપ્રભાની ક્ષમા યાચવા લાગ્યો.

**રત્નપ્રભા**—ઝેરીમલ ? મા'રી તને ક્ષમા છે, પ્રભુને યાદ કર ને હવે તું ફકત તેમનુંજ ધ્યાન ધર. સત્ય છે બ્હેન ? હવે એમ જ કરૂં છું, એમ કહી તે જાસલની પાસે જઇ કહેવા લા-

લાગ્યો. પ્રીય જાસલ? હું તા'રો પણ ગુન્હેગાર છું, ને હું તા'રો સ્વામી થઇ, તા'રા સ્વામી તરીકેની મ્હેં એક પણ ફરજ બજાવી નથી. હાય? તું મા'રી સાથે લગ્ન ગ્રંથીથી જોડાઇ ઘણુંજ કષ્ટ પામી છે. હાય? ત્હેં સુખનું સ્વપ્ન પણ જોયું નથી. મા'રી પવિત્ર જાસલ? મા'રા કરેલા અપરાધ વિસરી જા, ને આ તા'રા કર્મ ચંડાળ સ્વામીને ક્ષમા આપ. અરે હાય? મ્હેં તને અપાર કષ્ટ દીધું છે પ્રીય? તું ખરેખરી પતિવ્રતા છે. તે હું મુર્ખ પહેલાં ન સમજ્યો. હાય? હું મોહ મદિરા પી મદમસ્ત બન્યો, ને સુવર્ણ પાત્રનો ત્યાગ કરી, લોહ પાત્રમાં ચિત પ્રોઇ, પ્રભુનો તેમજ તા'રો ગુન્હેગાર થયો. ઓ? મા'રી પવિત્ર પ્રેમદા? હું કુટીલ છું? હું ઘાતકી, દુષ્ટ છું, મા'રી દેવી તે સઘળું ભુલી જા, ને હવે છેવટે આ નરાધમને ક્ષમા આપ, એમ બોલી ઝેરીમલ જાસલને પગે પડવા લાગ્યો, પણ તેને પગે પડતો અટકાવી જાસલ તેને શાન્તિ આપી કહેવા લાગી. મા'રા પ્રીયતમ? હવે સંસારના મોહને દુર કરો, મહાન્ દયાળુ પ્રભુ તમને તમારાં પાપ કર્મોથી તારશે, માટે હવે તેમનામાં હૃદયને સ્થીર કરો. નાથ આપના મૃત્યુ પછી આ તમારી દાશી આપની સાથે સહગમન કરી સ્વર્ગમાં આવશે, અને ત્યાં આપણે પ્રભુ ભક્તિમાં લીન થઈ સુખેથી રહીશું, ને નીરંતર પ્રભુની પાસે મહારાજા ચંદ્રસિંહનો જય થાઓ, એમ યાચીશું.

**ઝેરીમલ**—(અશ્રુપુર્ણ નયને) ધન્ય છે, ધન્ય છે, પવિત્ર જાસલ? તને ધન્ય છે. સુંદરી? તા'રા વડેજ હું ભયંકર પાપ

કર્મોથી બચીશ દેવી! હેં મા'રૂં કુળ તાર્યું છે, ધન્ય છે તને ! સતિદેવી ! ધન્ય છે તને.

**જાસલ**—નાથ ? હું ધન્યવાદને પાત્ર નથી, પણ સ્ત્રીયોનો ધર્મ છે કે, પોતાના પ્રાણેશની મરણ પર્યંત મન વચનને કર્મથી સેવા કરી, તેમને ઇશ્વર તુલ્ય માનવા.

સ્ત્રીનો સ્વામી તેજ તેનો ઇશ્વર છે, ને દુકાણમા સ્વામીએ સ્ત્રીઓનું સર્વસ્વ છે. સ્ત્રીએ પોતાના સ્વામીના મૃત્યુ પછી તેમના શબની સાથે સહગમન કરવું જો કદાપી સહગમન ન થઇ શકે તો સ્ત્રીએ મરણ પર્યંત વૈધવ્ય ધર્મ પાળી, સદવર્તનથી ચાલી, શિયળનું રક્ષણ કરવુ. મા'રા પ્રીય હવે આપ સઘળા વિચારોનો ત્યાગ કરો, તમને પાપકર્મોથી પસ્તાવો કરતા જોઇ હું આનદ પામું છું, ને હવે આપ ઇશ્વરનું સ્મરણ કરો ને તે દયાળુનુ શરણુ માગો, તે કૃપાળુ પ્રભુ દયાળુ છે, ને તેજ તમારાં પાપ કર્મોથી તમને બચાવશે, ને આ ભવસાગર રૂપી સંસારમાંથી ઉધ્ધારશે. આટલું બોલી પછી જાસલ યોગીંદ્રને બતાવી ઝેરીમલને કહેવા લાગી. સ્વામી ? જાઓ ને મહાત્માઓની ચર્ણ રજ લેઇ પવિત્ર થાઓ. જાસલનાં વાકય શ્રવણ કરતાં ઝેરીમલ ધીમે પગલે મહાત્માઓની પાસે ગયો, ને તેમના ચર્ણમાં પ્રણામ કરી બોલવા લાગો. પરંપૂજ્ય, મહાનુભાવ મહાત્મા શ્રી ! આપને, આ દુષ્ટ કૃતઘ્નિ ઝેરીમલ પ્રણામ કરે છે ? પ્રભુ તે આપની ક્ષમા યાચે છે ? દયાળુ ? આ ગુન્હેગારને ક્ષમા આપો ?

**પ્રથમયોગીંદ્ર**—ઝેરીમલ ? તને ક્ષમાછે, (વિચાર કરી) હાં! ઝેરીમલ !

તું મ'ને ઓળખે છે ?

ઝેરીમલ—( આશ્ચર્ય પામી ) ના પ્રભુ ?

**પ્રથમયોગીંદ્ર**—તો સાંભળ? જેણે તા'રા પિતાનું રાજ્ય લેઇ લીધું; ને જેને ત્હે અજીતગઢનું રાજ્ય ધન લેઇ આપી દીધુ, તથા કેશરીસિંહ મહારાજાના પુત્રો ને, પકડી લાવી ત્હેં સ્વાધિન કરવાનું જેને વચન આપ્યુ હતું, તેજ અમરકંટકના પ્રથમ ના મહારાજા રણજીતસિંહ તે આજ તા'રી સમક્ષ ઉભા છે. એમ બોલી મહારાજા નીચે ઉતરી સભામાં ઉભા રહ્યા. આવું સાંભળતાંજ સર્વ સભા સ્તબ્ધ બની ગઇ. ને ઝેરીમલતો એકદમ આશ્ચર્ય ચકિત બની ગયો. મહારાજા રણજીતસિંહને જોતાંજ રણમલ તથા રત્નપ્રભા પિતાની પાસે દોડી આવ્યાં, અને તેમને પ્રણામ કરી બંને જણાં તેમની બને બાજુએ ઘુંટણીએ બેસી ગયાં. તે બંને ને માથે પોતાનો એકેકો હસ્ત મુકી મહારાજા પોતાના જામાત્રને તથા પુત્રીને આશિર્વાદ આપવા લાગ્યા- મા'રાં બાળકો તમે ઘણું જીવો. મહારાજા ચંદ્રસિંહ પણ મહારાજાની પાસે આવી તેમને વંદન કરવા લાગ્યા, તેમને પોતાના હૃદયસાથે ચાંપી મહારાજા કુશળ પૂછવા લાગ્યા. મહારાજા રણજીતસિંહને પ્રગટ થએલા સાભળી તેમનાં મહારાણી તથા પ્રધાનજી નાગેન્દ્રનાથ મહારાજાની પાસે દોડી આવ્યા. પ્રધાન નાગેન્દ્રનાથ તો મહારાજાને નિહાળતાંજ એકદમ જમીન ઉપર લાંબો થઇ તેમને પ્રણામ કરવા લાગ્યો, તે પછી પ્રધાનને પોતાના હસ્તથી ઉભો કરતાં મહારાજા રણજીતસિંહ તેને છાતી સરસો દાબી આશ્વાસન આપવા લાગ્યા.

પછી મહારાણી અશ્રુથી છલકાતા નેત્રે મહારાજાના ચરણમાં પ્રણામ કર્યા, કે તરતજ તેમને ઉભાં કરી મહારાજા પોતાના કરે કરી તેમનાં અશ્રુ લુછવા લાગ્યા, ને તેમને શાન્તિ દાયક શબ્દો કહેવા લાગ્યા. દેવી? શામાટે અશ્રુ બીંદુઓ ટપકાવો છો? વગેરે શબ્દો કહી તેમનું આશ્વાસન કરવા લાગ્યા આટલા સમય સુધી ઝેરીમલતો વિચારમાં તલ્લીન થઇ ગયો હતો, તે હવે જાગ્રત થયો ને મહારાજાને વંદન કરી પાપ કર્મોની ક્ષમા માગવા લાગ્યો. તા'રા અપરાધની મહાન દયાળુ પ્રભુ ક્ષમા આપો, તા'રૂં કલ્યાણ થાઓ, રણજીતસિંહે તેને શાન્તી આપી કહ્યું. પછી ઝેરીમલ બીજા યોગીંદ્રને માથું નમાવી કહેવા લાગ્યો. પ્રભુ? આકિંકર આપની ક્ષમા ચાહે છે?

**યોગીંદ્ર**—પ્રભુ તને સત્ય માર્ગ દખાડશે, ને તેજ તને ક્ષમા આપશે, અને તેજ નિયંતા તા'રો ઉદ્ધાર કરશે. ઝેરીમલ? મ'ને ઓળખે છે.

**ઝેરીમલ**—(આશ્ચર્ય પામી તેમના સામુ જોઇ) ના દયાળુ આપ મહાત્મા કોણ છો?

સર્વ સભાજનો પણ આ મહાત્મા કોણ હશે, તે જાણવાના હેતુથી વિવિધ કલ્પનાઓ કરવા લાગ્યા, અને યોગીંદ્રના સામું વારંવાર નિહાળવા લાગ્યા.

---

# પ્રકરણ ૪૩ મું.

## યોગીંદ્રના ઓળખાણ.

સત્યનાના નાદથી, પાપી જનો રહે કાંપતા
અજરામર એ સત્ય છે, ભક્ત હૃદયે થાપતા.



યોગીંદ્ર પોતાના આસન ઉપરથી નીચે ઉતરી સભાની મધ્યમાં આવી શાંત મુખ મુદ્રા રાખી ઉભા રહ્યા. સર્વ સભાજનો આશ્ચર્યતાથી યોગીંદ્રની સામે જોઈ રહ્યા. ને તે હવે શો ખુલાસો કરે છે. તે સાંભળવાને ઇંતેજાર થઇ રહ્યા. પછી યોગીંદ્ર મહાત્મા સર્વ સભાજનો તરફ એકવાર દ્રષ્ટી કરી બોલવા લાગ્યા. ઝેરીમલ તથા સર્વે સભાજનો ? આજે કર્મના સસ્કાર વડે કરીને આ ઝેરીમલની આ દશા થઇ છે ને હવે તે તેનાં પાપ કર્મોથી પસ્તાય છે, અને તે પશ્ચાતાપ રૂપી અગ્નિથી બળી તેનો પુનર્જન્મ થાય છે એટલે તે અત્યારે શુદ્ધ નિર્મળ, પાપ વિનાનો થયો છે. તેથી કરીનેજ હું હવે તે'ને મા'રો પૂર્વાશ્રમનો પરિચય કરાવું છું. ઝેરીમલ સાંભળ ? અને આંખ ઉઘાડીને જો ? કે જેણે તને પાળી પોશી મો'ટો કર્યો હતો, તેનો ત્હેં લાભ લઇ શિવપુજનાર્થે આવેલા અજીતગઢાધિપતી ને કેદ કરેલા ને પછી તેમને ત્હેં

ગરદન મારવા ને માટે ચંડાળોને સોંપ્યા હતા. ને, તેજ મહારાજા કેશરીસિંહ પોતે આજે તારી સમક્ષ ઉભા છે.

હેં ? આ શું ! શું મહારાજા કેશરીસિંહ ? સર્વ સભામાંથી ઉદ્દગાર નીકળ્યો. મહારાજા ચંદ્રસિહ તો પોતાના પિતાને જોતાજ સિંહાસન ઉપરથી છલંગ મારી નીચે કુદી પડયા, ને દોડતાં આવી પિતાના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ઉઠ ચંદ્ર ? ઉભો થા ? કહી મહારાજાએ તેને પોતાના હસ્તથી ઉભો કર્યો; પણ ચંદ્ર ત્યાં આગળ તેમની પાસે હાથ જોડી ધુંટણીએ બેસી રહ્યો. નાનો રાજકુમાર રણમલતો ક્યારનો એ પિતાની પાસે આવી હાથ જોડી ધુંટણીએ બેસી ગયો હતો મહારાજા કેશરીસિંહ પોતાના પુત્રોને માથે એકેકો હસ્ત મુકી આશિર્વાદ આપવા લાગ્યા વત્સો ? સુખી રહો ? સત્ય દયા ને ધૈર્યતાનો કદી ત્યાગ કરશો નહિ. સચ્ચિદાનંદ પ્રભુ તમને ચિરંજીવી રાખો ! પછી તે બને રાજકુમારો પિતાની આસપાસ ઉભા થઇ રહ્યા ને તે પછી વૃદ્ધ પ્રતાપસિંહ મહારાજાની પાસે દોડી આવ્યો ને તે વૃદ્ધ પુરૂષની આંખ્યોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. તેને મહારાજા હર્ષથી હૃદય સાથે દાબી, તેનાં અશ્રુ લ્હોવા લાગ્યા, ને તેને આશ્વાસન આપી તેનું કુશળ પુછવા લાગ્યા. તે પછી સર્વ સરદારો, ભાયાતો તથા સામંતો વારા ફરતી આવી મહારાજાને પ્રણામ કરવા લાગ્યા, સભાજનોનુ નમન કાર્ય પુર્ણ થયા પછી, મહારાજા રણજીતસિંહ આગળ આવી કેસરીસિંહને નમન કરી કહેવા લાગ્યા. કેશરીસિંહ ? હુ તમારો અપરાધી છું, મહારાજા! આપ મને સાથે તેડી જઈ મા'રો જન્મ સફળ કર્યો, હું અત્યાર સુધી આપને ઓળખી ન શક્યો. મહારાજા રણજીતસિંહનાં વાક્યો સાંભળી મહારાજા તેમને હૃદય સાથે દાબી કહેવા લાગ્યા. રણજીત-

સિંહ? તે વખત વહી ગયો છે, ને હવે આપણો નવો જન્મ થયો છે, હવે કોઇ કોઇનો અપરાધી છેજ નહિ, માટે પ્રભુનું ધ્યાન ધરી આનંદ કરો, ને આ આપણાં બાળકોને જોઇ આનંદ પામો. પછી મહારાજાએ રત્નપ્રભાને તથા કુમુદાને પોતાની પાસે બોલાવી તેમને માથે વારાફરતી હાથ મુકી હસ્તે મુખે આશીર્વાદ આપવા લાગ્યા, ને પછી જાસલને પોતાની પાસે બોલાવી તેને મુસ્તકે હાથ મુકી મહારાજા કહેવા લાગ્યા. પુત્રી? તું ભાગ્યશાળી છે, તા'રા સ્વામીનો હવે પુનર્જન્મ થયો છે. દીકરી તે પાપથી બળી ગયેલાના શબની સાથે તું સહગમન કરી સ્વર્ગમાં જજે, ને પ્રભુના દરબારમાં સ્વામીની સાથે પ્રભુના ગુણ ગાઇ આનંદ ભોગવજે. પુત્રી? પ્રભુ તા'રૂં કલ્યાણ કરો?

સતિજાસલ મહારાજાના આશિષ વચનો માથે ચઢાવી ત્યાંથી દુર જઇ ઉભી રહી. આટલી વાર સુધી ઝેરીમલ ઉભો ઉભો પોતાના પાપ કર્મોનો પસ્તાવો કરતો આંખ્યોમાંથી અશ્રુ વરસાવતો નીચું જોઇ ને ઉભો હતો. તે હવે એકદમ દોડી મહારાજાના ચરણમાં માથું મુકી ધાડે સ્વરે રૂદન કરવા લાગ્યો: તેથી મહારાજા તેને ઝાલી ને ઉભો કરતા કહેવા લાગ્યા, ઉઠ, ઝેરીમલ? ઉભો થા! શા માટે રડે છે? કહી તેને વાંસે હાથ ફેરવવા લાગ્યા. ઝેરીમલ રૂદન કરતો હાથ જોડી કહેવા લાગ્યો. પ્રભુ! મ્હેં પાપીએ, આપ સઘળાં ને ઘણાંજ દુઃખી કર્યા છે, મા'રા પાપ અથાગ છે, હાય, પ્રભુના દરબારમાં મા'રૂં શું થશે.

**કેશરીસિંહ**—તા'રૂં શુભ થશે! ઝેરીમલ? ગઇ ગુજરી ભુલી જા, ને ઇશ્વરના ધ્યાનમાં નિમગ્ન થા, ને સમજજે કે પ્રભુએ તા'રાં સર્વ દુષ્ટ કૃત્યોની ક્ષમા આપી છે, માટે આનંદી મુખડે પ્રભુના ગુણ ગા.

ઝેરીમલ—પ્રભુ? મ્હેં દુષ્ટે આપને મારી નંખાવા મોકલ્યા! હાય હું પાપી તે વખતે મરણ કેમ ન પામ્યો. ઓ દીન દયાળ પ્રભુ હું આપનો ઉપકાર માનું છુ, કે આપે મ'ને એક ભયંકર પાપ કર્મમાથી બચાવ્યો, ને આપ મહારાજા ને તેણે બચાવી લીધા. મહારાજા? આપ તે દુષ્ટોના હાથમાંથી શી રીતે બચવા પામ્યા, ને પછી આપ ક્યાં પધાર્યા, તે જાણવાની મારી ઇચ્છા છે.

કેશરીસિંહ—ઝેરીમલ સાભળ? તે હું તને કહું છુ. ત્હેં મ'ને મારી નંખાવા ચંડાળોના હાથમાં સોંપ્યા પછી તે લોકો મ'ને ત્યાંથી ભયાનક અરણ્યમાં લેઇ ગયા. ત્યાં ગયા પછી મ'ને એક વૃક્ષની નીચે બેસાડી તે લોકો મા'રો વધ કરવા તત્પર થયા. પણ પ્રભુની ઇચ્છા કંઇક જુદીજ હતી, મ્હેં તે લોકો ને થોડીવાર સબુર કરવાનુ કહી, તેમને જો લાગે તો છેલ્લીવારનો ઉપદેશ કરી લઉં, એવો વિચાર કરી હું તે લોકો ને જ્ઞાનનો ઉપદેશ કરવા લાગ્યો. પ્રભુની ઇચ્છાથી દયાએ તેમના દીલમાં વાસ કર્યો, ને તેથી તે લોકો ને મા'રી દયા આવી, ને મા'રો વધ કરવાનો વિચાર માંડી વાળ્યો. પછી તે લોકોએ મા'રી પાસેથી, તમારે આ નગ્રમાં કોઇ દિવસ આવવુ નહિ, એવું વચન લેઇ તેઓએ મ'ને ત્યાંથી વિદાય કર્યો. તેમના ગયા પછી, મ્હે જંગલ તરફ પ્રયાણ કરવા માડયુ ને આગળ ચાલતાં વિકટ અરણ્યમાં દૈવયોગે મા'રા પરમ પુજ્ય ગુરૂ જોગેંદ્રનાથનો મેળાપ થયો તે મા'રા પ્રાણ સમાન ગુરૂ ને જોતાંજ મ્હેં આનંદ પામી તેમના ચરણમાં પ્રણામ કર્યા. .તેમણે મને ઓળખી, આ

જંગલમાં કેમ આવ્યો છે! વગેરે સમાચાર પૂછવા લાગ્યા. મ્હેં તેમને મા'રી અથ ઇતિ વાર્તા કહી સંભળાવી, ને હવે મા'રે સંસારમાં પાછું નથી જવું, એવું કહી હું તેમને આશ્રયે રહેવા લાગ્યો. તે મા'રા ગુરૂએ ઘણા વર્ષથી સંસારનો ત્યાગ કર્યો હતો, ને અપાર સંકટો વેઠી પ્રભુ સ્મરણમાં ચિત એકાગ્ર કરી, તેમણે યોગબળ પ્રાપ્ત કર્યું હતું; એવા મા'રા પરમ પુજ્ય ગુરૂની સેવાનો લાભ મળ્યાથી હું અપાર આનંદ પામી ત્યાં રહી તેમની સેવા કરવા લાગ્યો. થોડા સમય પછી મ્હેં તેમની પાસેથી ગુરૂ દીક્ષા લીધી, ને થોડા વખતમાં તો મ્હેં તેમની કૃપાથી યોગબળ પ્રાપ્ત કર્યું, ને તેજ યોગબળના પ્રતાપથીજ મા'રા પુત્રોની ખબર હું ત્યાં રહે રહે જોયા કરતો હતો. તા'રૂં અહીંનું સર્વ દ્રષ્ય મ'ને ત્યાં બેઠે બેઠે લક્ષ્ય થતું હતું, ને તેથીજ કરી ને હું મા'રા પુત્રોનું રક્ષણ કરી શકતો હતો.

**ઝેરીમલ**—( વચમાં ) પ્રભુ ? ત્યારે શું રણમલને હું મારી નાંખવાની તૈયારી કરતો હતો, ને તે વખતે ત્યાં મ'ને ઉપદેશ આપી સમજાવનાર આપ પોતેજ હતા કે ?

**કેશરીસિંહ**—ના, રણમલને પ્રથમ બચાવનાર મા'રા ગુરૂ જોગેન્દ્રનાથ હતા, કે તેઓ આટલા વખત સુધી પોતાના યોગ બળથી અમારૂં શુભ કરતા હતા. રણમલને તા'રા પંજામાંથી બચાવનાર તે પોતેજ હતા, તેમણે પછીથી મ'ને સઘળી વાત કહી હતી, મ'ને યોગ પ્રાપ્ત થયા પછી, મ'ને સંસારનાં શુભ કાર્યો કરવાનું કહી પોતે હરદ્વાર ભણી સિધાવી ગયા. તેમના ગયા પછી હું તેજ અરણ્યમાં પર્ણ કુટી

બાંધી ઇશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો, ને મા'રા પુત્રોની શી સ્થિતિ છે તે કોઈ કોઇ સમયે જોવા લાગ્યો. રણમલ્લને કેદમાંથી છોડાવી લઇ જનાર હુંજ હતો, તેમજ રણજીત-સિંહ મહારાજાને સંસાર ત્યાગ કરાવનાર પણ હુંજ હતો. ચંદ્રસિંહને અગ્નિની ખાઇ પસાર કરવામાં મ્હેં મદદ આપી હતી, ને ગુપ્તગૃહની સુરંગનો રસ્તો દેખાડનાર મા'રા યોગ બળનોજ ચમત્કાર હતો.

ઝેરીમલ--( સજળ નયને ) ઓ મા'રા પ્રભુ! આપે ઘણીજ કૃપા કરીને આ દુષ્ટને પાપ કર્મો કરતાં અટકાવ્યો છે, પ્રભુ આ-પને આપનાં શુભ કાર્યોમાં સહાય કરો, હાશ! હવે હું શાન્તિથી મરણને શરણ થઇશ, આજે ઘણે દિવસે મા'રૂં હૃદય શાન્ત થયું છે.

કેશરીસિંહ—ઝેરીમલ! તા'રે જીવવાની ઇચ્છા છે?

ઝેરીમલ—ના પ્રભુ! આ દુષ્ટ હવે આ પૃથ્વી ઉપર ભાર કરવા ને લાયક નથી, તેને અવશ્ય મરવું જોઇએ, ને તે મરશેજ. મા'રા પ્રભુ! મ'ને હવે આ ક્ષણ ભંગુર જીવનની ઇચ્છા નથી; કહી તેણે યોગીંદ્રના ચરણમાં પ્રણામ કર્યા.

પ્રભુ તા'રાં દુષ્ટ કર્મોની ક્ષમા આપો, એમ કહી મહારાજા પોતાના પુત્રો ને લઇ આસન ઉપર વિરાજમાન થયા. મહારાજા રણજીતસિંહ પણ પોતાના આસન પર જઇ બેઠા. એમ થોડીવાર શાન્તિથી બેઠા પછી ચંદ્રસિંહ ઝેરીમલ ને પૂછવા લાગ્યો. ઝેરીમલ? તા'રે કાંઇ કહેવું છે, તા'રી જે ઇચ્છા હોય તો તે આ વખતે કહે! હું તા'રી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરવા તૈયાર છું.

ઝેરીમલ—મહારાજ! પાપકર્મોની ક્ષમા!

**ચંદ્રસિંહ**—તે હું તને આપીશ, બીજું કાંઇ ?

**ઝેરીમલ**—મા'રી પ્રીય જાસલ ને સહગમન કરવાની ઇચ્છા છે, તેને તેમાં સહાય કરજો.

**ચંદ્રસિંહ**—ઝેરીમલ ? તે મા'રી ધર્મ ભગિની છે; હું તેની ઇચ્છા નુસાર સર્વ વ્યવસ્થા કરાવીશ. બોલ બીજુ કાઇ ?

**ઝેરીમલ**—મા'રી સર્વ સંપતી હું કુમુદ બ્હેન ને આપવા ચાહું છું, તેનો તેમની પાસે સ્વીકાર કરાવવો.

**ચંદ્રસિંહ**—તે કરશે ? પછી ?

**ઝેરીમલ**—તે સઘળી સંપતિ, કે જેમા મણી, હીરા, નો પાર નથી, ને તે મણી હીરાની કિંમત કરવી અશકય છે, તે સઘળું દ્રવ્ય ગુપ્ત ગૃહની જમણી બાજુના એક વૃક્ષની નીચે દાટેલું છે તે ત્યાથી કાઢી મંગાવી કુમુદ બ્હેન ને આપશો; મહારાજા મા'રી આટલી ઇચ્છાઓ હતી, ને તે આપે કૃપા કરી પુર્ણ કરી, તેથી હવે હું શાન્તિથી મરીશ.

**ચંદ્રસિંહ**—ઝેરીમલ ! તા'રી ઇચ્છા મુજબજ સર્વ કાર્યો થશે, માટે હવે સર્વ વાસનાઓનો ત્યાગ કરી પ્રભુ ભજન કર, કે જેથી તા'રો ઉદ્ધાર થાય. તા'રે હવે કાંઇ કહેવાનુ બાકી તો નથી રહ્યું ને ?

**ઝેરીમલ**—ના મહારાજ ! મા'રી ઇચ્છાઓ સફળ થઇ, ને મ'ને સર્વ મળ્યું. મહાન પ્રભુ આપને કુટુંબ પરિવાર સહ સુખી રાખો.

તે પછી થોડીવારે ઝેરીમલ ને કારા ગૃહમાં લઇ જવામાં આવ્યો, ને મહારાજા ચંદ્રસિંહે તે પછી દરબાર વિસર્જન કરવાની આજ્ઞા કરી. સર્વ દરબારી મંડળ હર્ષના આવેશથી એકવાર મહારાજા કેશરી-

સિંહની જય તો બીજીવાર મહારાજા રણજીતસિંહની જય, એમ ગર્જનાઓ કરી સર્વે વેરાવા લાગ્યા. મહારાજા ચંદ્રસિંહ પોતાના પિતા, બંધુ તથા સર્વ મંડળ સાથે રાજ મહેલમાં પધાર્યા, ને તેમના ગયા પછી ભરાએલો ભવ્ય દરબાર જન શુન્ય થઇ ગયો, માત્ર ચાર પહેરેગીરો શિવાય ત્યાં કોઇ રહ્યું નહિ.

---

## પ્રકરણ ૪૪ મું.

### ફાંસિનો માંચડો.

સંસારનો પાપી જીવડો, ફાંસિ પર ચઢીને મરે,
પ્રણામ છે છેલ્લી વારના, ઝેરીમલ સ્વર્ગે સંચરે.



છેવટે ત્રીજા દિવસનું પ્રભાત થયું, ને ભાનુ દેવે પોતાનો અમલ સર્વ ઠેકાણે વ્યાપ્ત કરી દીધો. પશુ પક્ષીઓના અવાજથી હિન્ ભાગ્ય ઝેરીમલને પ્રાત:કાળ થયાની ખબર પડી. આજે ઝેરીમલને સ્વર્ગ તરફ પ્રયાણ કરવાનું હતું, તેથી ઝેરીમલ મૃત્યુને માટે તૈયાર થવા લાગ્યો, ને પોતાનાં ગત્ પાપ કર્મોનો પશ્ચાતાપ કરતો પ્રભુનું સ્મરણ કરવા લાગ્યો. ઝેરીમલ હવે જીવવાને ઇચ્છતો નથી, તેનું મન આ અસાર સંસાર ઉ-

પરથી તદન ઉઠી ગયું હતુ, અને તે હવે વારંવાર ઇશ્વરનું સ્મરણ કરતો હતો; ને હવે તે પહેલાંનો ઝેરીમલ રહ્યો નહોતો. પશ્ચાતાપ રૂપી કિટે તેનું મલિન હૃદય ફોલી ખાઇ તેને શુદ્ધ બનાવ્યો હતો, બે દિવસથી તેણે અન્નનો ત્યાગ કર્યો હતો, તેથી ક્ષુધાને લીધે તેનું શરીર શિથીલ થઇ ગયું હતું, તે અરસામાં તેને કારાગૃહમાં કોઇ પ્રવેશ કરતુ હોય તેમ જણાયુ. ને થોડીવારે પાછળ દ્રષ્ટી કરી તો, પોતાની પ્રીયતમા જાસલ મહારાજા ચંદ્રસિંહની સાથે પોતાની તરફ આવતી જોઇ. ઝેરીમલને શિક્ષા ફરમાવ્યા પછી કારાગૃહમાં બંધન શિવાય રાખવામાં આવ્યો હતો. તેથી તે મહારાજાને જાસલ સાથે ત્યાં આવતા જોઇ ઉભો થયો, ને ધીમે પગલે તેમને લેવા સામો ગયો. પાસે આવતાંજ મહારાજાને તેણે નીચા નમી વંદન કર્યું. ને એક બાજુ ઉભા રહી જાસલને મંદ સ્વરે કહેવા લાગ્યો.

જાસલ ! પવિત્ર જાસલ ? શા અર્થે મહારાજાને શ્રમ આપી આ સ્થળે લેઇ આવી ?

**જાસલ**—તમને શાન્તિ આપવા, ને તમારી સઘળી ઇચ્છાઓ પરીપુર્ણ કરવા હું મહારાજાને અત્રે લઇ આવી છું.

**ઝેરીમલ**—પ્રીય જાસલ ? તે દયાળુએ મા'રી સઘળી ઇચ્છાઓ પરીપુર્ણ કરી છે, મા'રી કોઇપણ ઇચ્છા હવે બાકી રહી નથી.

**ચંદ્રસિંહ**—ઝેરીમલ ? તા'રી સઘળી ઇચ્છાઓ પુર્ણ થશે ફિકર કરીશ નહિ, ને જો હજી પણ તા'રી કંઇ ઇચ્છા બાકી હોય, તો તે મને જાહેર કર. કદાપિ જો તા'રે તા'રી જીંદગી બચાવવાની ઇચ્છા હોય, તો તે પણ હું આ પવિત્ર જાસલની ખાતર બચાવી શકીશ. બોલ તા'રે જીવવાની ઇચ્છા છે ?

ઝેરીમલ—મહારાજાનો ઘણોજ ઉપકાર થયો, આ કૃતઘ્નિ હવે જીવવાને ઇચ્છતો નથી; જો હું આ સંસારમાં ફાંસિનું કષ્ટ સહન કરીને મરીશ, તો પ્રભુના દરબારમાં મ'ને મા'રાં અઘા પાપની ક્ષમા મળશે. મહારાજા ? હવે હુ એક ક્ષણ પણ આ સંસારમાં રહેવાને ઇચ્છતો નથી. આપ કૃપાળુએ દયા કરી તેને માટે હું આપનો ઉપકાર માનું છું, ને નિરંતર આપનું શ્રેય થાઓ, એવું હું પ્રભુની પાસે યાચુ છું. (જાસલને) મા'રી પ્રીય જાસલ ? તા'રો પણ હું ગુન્હેગાર છું.

જાસલ—તે વિચાર અત્યારે કરવાનો સમય નથી, હવે તો ફક્ત ઇશ્વરનુ ધ્યાન ધરો ને હુ પણ તમારી સાથે સ્વર્ગમાં આવવાની તૈયારી કરૂ. આપ હવે નિશ્ચિંત થાઓ; ને હવે આપને કઇ પણ કહેવાનું બાકી છે ?

ઝેરીમલ—મા'રે કહેવાનું ફક્ત એટલુજ છે કે, ફાંસિને માચડે ચઢતા આહિન્ ભાગ્યને ચંડાળનો સ્પર્શ ન થાય તો ઠીક, ને બીજું રાજનની ક્ષમા.

ચંદ્રસિંહ—ઝેરામલ ? નિશ્ચિંત થા, તને ચંડાળનો સ્પર્શ થશે નહિ, ને ક્ષમા હુ તને તે વખતે આપીશ.

હાશ ? હવે મ'ને શાન્તિ થઇ, એમ બોલી તેણે ચંદ્રસિંહના ચરણમાં માથું નમાવી પ્રણામ કર્યા. ને તે પછી જાસલને આલિંગન કરી કૃત કર્મોને યાદ કરી રૂદન કરવા લાગ્યો. સતિ જાસલે તેને મધુરાં વચનોથી બોધ આપી શાન્તિ પમાડયો, ને થોડીવાર ત્યાં રહી પછી મહારાજાની સાથે કારાગૃહમાંથી ચાલી ગઇ.

મધ્યાન્હ થવા આવ્યા, ને સિપાઇઓએ આવી ઝેરામલને ખબર આપી કે, ચાલ ભાઇ હવે તને નદીની પાર ઉપર લઇ જવાનો સ-

મય થયો છે, માટે હવે ત્યાં જવાને તૈયાર થા. ઝેરીમલમાં ઉભા થવાની મુદ્દલે શકની ન હોતી, તો પણ એ સિપાઇના શબ્દો સાંભળી એક બળાત્કારે લથડાયાં ખાતો ઉભો થયો. તેને લથડીઆં ખાતો જોઇ સિપાઇ કહેવા લાગ્યો.

કાં ઝેરીમલ ? હવે કેમ છે ? અમારા મહારાજા તથા મહારાણીને બળીદાન આપતી વખતે તો તને જોર પણ નહોતું માતું, ને આ વખતે આમ ઢીલો બની લથડાયાં કેમ ખાય છે ? યમદુત જેવા જણાતા સિપાઇનાં વાક્ય પ્રહાર ઝેરીમલ શાન્ત મુખે શ્રવણ કરી રહ્યો, ને તું સત્ય બોલ્યો, એમ મનમાં તે સિપાઇની પ્રસંસા કરવા લાગ્યો. ઝેરીમલે હવે મરવાનોજ નિશ્ચય કરેલો હતો, ને તેથા તેને પોતાના શરીરની લેશ માત્ર પણ દરકાર નહોતી, તેને તો જીવતાં સુધી શરીર પર કષ્ટ સહન કરી, ને પાપ કર્મોનું પ્રાયશ્ચિત કરવું એજ તેનો મુખ્ય ઉદ્દેશ હતો.

મુકરર કરેલા સમયની હજી થોડીવાર હતી, તે પહેલા સિપાઇઓએ ઝેરીમલને ચંદ્રાવતિને કિનારે લઇ જવાને માટે કારાગૃહમાંથી બહાર કાઢયો; ને આ મ્હોતની શિક્ષા પામેલો કેદી છે, એવું દર્શાવવાને માટે તેને હાથે દોરડું બાંધવામાં આવ્યું હતું. તે દોરડાનો એક છેડો સિપાઇના હાથમાં હતો, અને બીજા સિપાઇઓ ખુલ્લી તલવારે તેની આસપાસ ઉભા હતા. એમ થોડાવાર ત્યાં ઉભા રહી સઘળા સિપાઇઓ ઝેરીમલને લેઇ ચંદ્રાવતિને કિનારે જવા નિકળ્યા. ચંદ્રાવતિને કિનારે થોડેક દુર એક ટેકરા ઉપર બે મો'ટા તંબુઓ નાંખવામાં આવ્યા હતા, જે મો'ટો અને સુંદર તંબુ ઉભો કરવામાં આવ્યો હતો, તે ખાસ મહારાજા તથા તેમની સાથેના મંડળ ને માટે તૈયાર કરવામાં આવ્યો હતો; ને જે બીજો સાદો તંબુ હતો તે અધીકારી વર્ગને માટે હતો.

તે બે તંબુથી થોડેક દુર એક ઘણોજ મોટો તંબુ નગ્ન જનોને માટે ઉભો કરવામાં આવ્યો હતો; ચંદ્રાવતિને કિનારે જાસલને સતિ થવાને માટે ચંદનનાં કાષ્ટોની એક મોટી સમ ચોરસ ચિતા તૈયાર કરવામાં આવી હતી, ને સહગમનને સમયે સતિ માતાનો અવાજ કર્ણ ગોચર ન થાય તેને માટે જુદી જુદી જાતનાં વાદ્યો વગાડનારાઓને ત્યાં હાજર રાખવામાં આવ્યા હતા થોડા સમયમાં તો નગર જનોનાં ટોળે ટોળાં ત્યાં આવવા લાગ્યાં, ને જેને જ્યાં યોગ્ય લાગ્યુ ત્યાં તંબુમાં ગોઠવાઇ જવા લાગ્યાં. નગરજનો ઝેરીમલને ફાંસિએ લટકતો જોવાને ઘણુંજ આતુર હતાં, ને હજુ સુધી પોતાના મહારાજા વિજયસિંહનું મૃત્યુ તેમના હૃદયમાંથી ખસ્યું ન હોતું. પોતાના મહારાજા તથા રાજકુમારીને આ પાપીએ ઘણુંજ કષ્ટ દીધુ હતું, ને તેથી તે કષ્ટના બદલામાં તો તે પાપીને રીબાવી રીબાવી મારી નાંખવો જોઇએ, એમ નગરજનો પોતપોતામાં ચર્ચા ચલાવતાં હતાં. એટલામાં તો તે નગરજનોએ સિપાઇઓની વચ્ચે ઘેરાઈ આવતા ઝેરીમલને જોયો, ને તેને જોતાંજ તે લોકોએ તેની તરફ એક તિરસ્કારની દ્રષ્ટી ફેંકી. ઝેરીમલ ધીમે ધીમે ચરણ ઉપાડતો, નીચે વદને ચાલતો હતો, તેને લઇને સિપાઇઓ નદીને કિનારે આવી પહોંચ્યા. થોડીવારમાં મહારાજા ચંદ્રસિંહ પણ પોતાના મંડળ સાથે ત્યાં આવી પહોંચ્યા. ને તેમને જોતાજ નગરજનો મહારાજાની જય થાઓ એવા પોકાર કરી તેમને નમન કરવા લાગ્યા. પછી મહારાજા ચંદ્રસિંહે પિતા તથા મહારાજા રણજીતસિંહ સાથે પોતાને માટે ઉભા કરેલા તંબુમાં પ્રવેશ કર્યો; ને તેમની પાછળ રણમલ પ્રધાનજીની સાથે પ્રવેશ કરી પોતાના બંધુની પાસે બેઠો. તે પછી એક સુખપાલમાં જાસલ તથા કુમુદા તથા રત્નપ્રભા ત્યાં આવી પહોંચ્યાં, સુખ-

પાલને ઉચકનારા સૈનીકોએ મહારાજાના તંબુની પાસે સુખપાલને નીચે ઉતારી, ને તેમાંથી ત્રણે જણાં બહાર નીકળ્યાં, ને કુમુદ તથા રત્નપ્રભા મહારાજાના તંબુમાં પોતાને માટે તૈયાર કરેલી જગાએ જઇને બેઠાં. સતિ જાસલે આ સમયે પોતાના અંગ ઉપર પુષ્પોના શણગાર ધારણ કર્યા હતા, તેના લાંબા કાળાવાળ છુટા હતા, ને તેણે કપાળમાં કુમકુમની અરચા કરી હતી, તેવી પવિત્ર જાસલ મંદગતિથી ચાલતી નદીની કિનારે ઝેરીમલની પાસે આવી; ને સિપાઇઓને તેને બાંધવામાં આવેલું દોરડું છોડી નાખવાનું સુચવ્યું; કે તરતજ સિપાઇઓએ બાંધેલું દોરડું છોડી નાખ્યું. પછી જાસલ ઝેરીમલના શરીરને સ્પર્શ કરી મૃદુ સ્વરે તેને જ્ઞાનનો ઉપદેશ કરવા લાગી. તેના હાથનો સ્પર્શ થતાંજ ઝેરીમલ તેના હસ્તને પોતાના શરીર ઉપરથી દુરખસેડી પોતાના હાથમાં તેનો કર ઝાલી કહેવા લાગ્યો. જાસલ ! મા'રી પવિત્ર જાસલ ! તા'રા સુકોમળ હસ્તને આ પાપીના અંગનો સ્પર્શ કરી શા માટે અપવિત્ર કરે છે ?

**જાસલ**—નાથ ! આપ પવિત્ર છો, ને હવે સઘળા વિચારોનો ત્યાગ કરી એક ચિત્તે ઇશ્વરનું ધ્યાન ધરો.

**ઝેરીમલ**—હા ? હું હવે તેમજ કરૂં છું, પ્રીય જાસલ ! તા'રા સ્પર્શથી મા'રૂં શરીર પવિત્ર થયું છે; ને હવે હું ઇશ્વરના ધામમાં જવાની તૈયારી કરૂં છું; અને ત્યાં તા'રી રાહ જોતો ઉભો રહેશ, એમ બોલી ઝેરીમલ એકાગ્રતાથી ઇશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો.

રૂપિયાથી ભરેલી થેલીયો, અને અનાજથી ભરેલા કોથળાઓ ગરીબ જનોને આપવા માટે ત્યાં લાવવામાં આવ્યા હતા. તેમાંથી જાસલ મુઠીઓ ભરી ભરીને ગરીબોને દાન કરવા લાગી. એવી રીતે

આપતાં કરતાં મધ્યાનકાળ થયો. સુર્યનારાયણ બરોબર માથે આવ્યા, ને સર્વત્ર શાન્તિ વ્યાપી રહી. મુકરર કરેલા સમયે સેનાપતીએ કેદીને ફાંસિએ લટકાવવાની આજ્ઞા આપી. ધ્યાનસ્થ થએલા ઝેરીમલને સિપાઇઓએ. જાગૃત કર્યો, મહારાજાના તંબુની સામેજ ફાંસિ દેવાની જગ્યા મુકર્રર કરવામાં આવી હતી. તે સમયે કાંઇ પણ વિચાર, દુઃખ, શોક, કે, ભયની લાગણી ઝેરીમલને નહોતી, માત્ર તેનું હૃદય અંદરથી પ્રભુને પોકાર કરી રહ્યું હતુ. તે વારંવાર પ્રભુની સ્તુતી કરતો હતો, કે ઓ મહાન્ પ્રભુ મા'રા અપાર દુષ્ટ કર્મોથી તારનાર, આપ દયાળુ છો. મા'રાં દુષ્ટ કર્મોનો બદલો મ'ને આ જન્મમાં તો બરોબર મલ્યો છે, ને તેને લીધેજ આજે મ'ને ફાંસિની શિક્ષા થાય છે; તેવી શિક્ષા મ'ને અવસ્ય થવીજ જોઇએ. મા'રા દયાળુ પ્રભુ ? આપના પવિત્ર દરબારમાં મા'રા અપરાધની ક્ષમા આપી, તમારા ચરણકમળની સેવાના લાભનો આ પાપી જીવને વિભાગી કરશો, એવી મા'રી આપ દયાળુ પ્રત્યે નમ્ર વિનંતી છે.

ચાલ ભાઇ હવે કેટલી વાર છે ? વચમાં સિપાઇ બોલી ઉઠયો; ઝેરીમલ ધ્યાન ભંગ થયો, ને તે સિપાઇ ને કહેવા લાગ્યો, ભાઇ! હું તૈયાર છુ.

તા'રે કોઇની સાથે કાંઇ પણ વાત કરવાની ઇચ્છા છે ? ફરીથી તે સિપાઇએ તેને પૂછયું.

ના, મા'રે કોઇને કાંઇ પણ કહેવું નથી. ઝેરીમલે પ્રત્યુતર વાળ્યો. તેથી બે સિપાઇઓ ઝેરીમલને ફાંસિના લાકડાની સમીપ લઇ આવ્યા. ચંદ્રાવતિને કિનારે એક મોટું લાકડાનુ ઉચું ખોખું ઉભું કરવામાં આવ્યું હતું, ને તે ખોખાની બને બાજુએ બે લાકડાના સ્થંભ દાટી, તે બે સ્થંભની વચમાં આડું લાકડું જડવામાં આવ્યું હતું. તે આડા

લાકડાને દોરીએ ખેંચવાને બે લોઢાના કડા જડેલાં હતાં. તે ઉભા-કરેલા ખોખા ઉપર દિનભાગ્ય ઝેરીમલને લાવી ઉભો કરવામાં આવ્યો, ને પુનઃ તેના ગળાના આસપાસ ઝીણા માણની પાએલી રસી નાંખ-વામાં આવી. સઘળું કાર્ય થઇ રહ્યું હતું ફક્ત હવે નીચેનું ખોખું ખેંચી લેવાનું બાકી હતું; અને તે ખોખું ખેંચી લેવાની આજ્ઞાને માટે સિપાઇઓ પ્રધાનજીની સામે જોવા લાગ્યા. સિપાઇઓના હૃદયની વાત પ્રધાનજી સમજી ગયા, ને આસન ઉપર ઉભા થઇ ઝેરીમલને પોકારી કહેવા લાગ્યા. ઝેરીમલ! હવે તું આ સંસારમાંથી સદાયને માટે છુટો થાય છે; તા'રે કાંઇ પણ બોલવું હોયતો બોલીલે. તા'રી સ-ઘળી ઇચ્છા પુર્ણ કરવાને મહારાજા તૈયાર છે.

ઝેરીમલ—(હાથ જોડી) મ'ને આ ક્ષણભંગુર સંસારની કોઇ પણ વ-સ્તુની અપેક્ષા નથી, પણ હજુ સુધી મને મહારાજાની ક્ષમા મળી નથી, મા'રી ફક્ત એટલીજ ઇચ્છા બાકી રહી જાય છે.

તેના વાક્ય સાંભળતાંજ, મહારાજા ચંદ્રસિંહ તરતજ તંબુમાંથી બહાર નીકળી ઝેરીમલની પાસે ગયા, ને ખોખા ઉપર હાથ જોડી ઉભેલા ઝેરીમલ ને સ્પર્શ કરી કહેવા લાગ્યા. ઝેરીમલ! હુ ચંદ્રસિંહ તા'રો જુનો શત્રુ, પણ હાલ તા'રો મિત્ર, તા'રા સર્વ દુષ્ટ કાર્યોની મા'ગ શુદ્ધ અંતઃકરણથી ક્ષમા આપુ છુ. તા'રા પ્રત્યે મા'રે હવે કોઇ પણ જાતનો દ્વેશ રહ્યો નથી; ને હુ તા'રા આત્માની શાન્તિને માટે પ્રભુની પ્રાર્થના કરૂં છુ. ઝેરીમલ, બોલ! હવે તા'રી બાજી કાંઇ ઇચ્છા છે?

ના મહારાજ! હવે હુ શાન્તિથી મરણને શરણ થઇશ, એમ કહી તેણે ચંદ્રસિંહ ને પ્રણામ કર્યા, ને કુમુદા, રત્નપ્રભા તથા બંને મહારાજાઓ ને ત્યાં બોલાવી સર્વ ને પ્રણામ કરી પુનઃ એકવાર તે ચારે દિશાઓ તરફ પ્રણામ કરી ચોગરદમ જોવા લાગ્યો; ને પછી આંખ્યો બંધ કરી પ્રભુનું રટણ ઉચ્ચ સ્વરે કરવા લાગ્યો. પછી

પ્રધાનજીએ તેની નીચેનું ખોખું ખેંચી લેવાની સિપાઇઓને આજ્ઞા આપી, કે તરતજ સિપાઇઓ તે ખોખાની પાસે ગયા, ને ઝેરીમલના ગળાની આસપાસ બાંધેલી દોરીયો ને ફરીથી તપાસવા લાગ્યા. ચંદ્રસિંહ, કુમુદા, રત્નપ્રભા, જાસલ તથા બંને મહારાજાઓ તેનજ અન્યજનો ફાંસિના લાકડાની તરફ પીઠ ફેરવી ને ઉભાં રહ્યાં.

ઝેરીમલ ? પ્રભુ ને યાદ કર ? એમ મોટેથી કહી સિપાઇઓએ નીચેનું ખોખું ખેચી લીધુ, ને તેની સાથેજ, શ્રી રામ, શ્રી રામ, એવા શબ્દોના પોકાર કરતો ઝેરીમલ લટકવા લાગ્યો તેનુ ગળું રૂંધાવા લાગ્યું, ને પ્રાણુ ને નીકળવા ને માટે તેના હાથ પગ ઉંચા નીચા થવા લાગ્યા. ચક્ષુઓ બહાર નીકળી આવી, ને તેની સાથેજ સાફ સંભળાતા શ્રીરામના શબ્દો હવે અસ્ફુટ સંભળાવા લાગ્યા. શ્રી. રા...મ શ્રી. રામ... શ......અ......રી..... ર......અ...... આ......મ... .. સ......અ......ર......ઇ......ર......અ...... મ...... થઇ ચુકયું. છેલ્લો અક્ષર નીકળતાંની સાથેજ ભયંકર ઝેરીમલ, શુરો, પાપ કર્મથી નહી ડરનારો, એવા ઝેરીમલનો પવિત્ર આત્મા, આ પંચ મહાભુતનુ ખોળીયુ તજી દેઇ દિવ્ય દેહ ધારણુ કરવા કિરતારની હજુરમાં ચાલ્યો ગયો.



# પ્રકરણ ૪૫ મું.

## સતિ જાસલ.

ધન્ય ધન્ય સતિ તુજને, ધન્ય તુજ અવતાર.
સ્વામિ સાથે સતિ થઇ, ગઇ સ્વર્ગ મોઝાર.
દુષ્ટ બુદ્ધિ ઝેરીમલે, દુઃખી કીધી અપાર;
પણુ સ્વામી સમ સાથે બળી, સફળ કર્યો અવતાર.

ઝેરીમલનો નાશ થયો, ને તેનો અમર આત્મા ચાલ્યો ગયો, ને હવે તેના શરીરમાં પ્રાણ રહ્યો નથી, એવું ધારીને તેના શબને નીચે ઉતારવામાં આવ્યુ. ચંદ્રસિંહ, મહારાજાઓ તથાકુમુદ–રત્નપ્રભા વગેરેની આંખ્યોમાંથા અશ્રુઓ વહેતાં હતાં. ઝેરીમલના શબની ઘ-ટતી ક્રીયા કર્યા પછી, તેને નદીને કિનારે લઇ જવામા આવ્યું. સતિ જાસલ આ સમયે શાન્ત જણાવી હતી, તેની આસપાસ કુમુદા તથા રત્નપ્રભા ઉભા હતાં. આવી રીતે થોડો સમય વિત્યાબાદ સર્વ દરબારી મંડળ ઝેરીમલના શબની સાથે નદી કિનારે આવ્યું નદીને કિનારે આવી ઝેરીમલના શબને સ્નાન કરાવવામાં આવ્યું, ને શુસોભીત વસ્ત્રો ધારણ કરાવિ ચિતામા સુવાડયું.

તે પછી સતિ જાસલે નદીમાં સ્નાન કર્યું, ને ચિતાને ચારે તરફ ફરીને પ્રદક્ષિણા કરી, ને પછી ચિતા ઉપર ચઢી સ્વામીના શિ-રને પોતાના ખોળામાં લઇને બેઠી. સર્વ જનોએ સતિ જાસલને પ્ર-ણામ કર્યા, તે સઘળાઓને સતિએ આશીર્વાદ આપ્યા બાદ સતિ જાસલે બંને મહારાજાઓને પ્રણામ કર્યા. તે બંને પવિત્ર મહારાજા-ઓએ ગળગળા સાદે અશ્રુથી છલકાતી આંખે જાસલને આશીર્વચનો કહ્યા; પુત્રી ? સ્વામિની સાથે સ્વર્ગભુમીમા ચિરકાળ સુખ ભોગવજે અને તારૂં કલ્યાણ થાઓ અસ્તુ કહી પછી જાસલે કુમુદા તથા રત્નપ્રભાને પોતાની પાસે બોલાવ્યા. અશ્રુ વર્ષાવતા ને ધડકતે હૃદયે તે બંને જણાં જાસલની પાસે આવ્યાં. તેમને સતિએ મંગળમય આશીર્વાદ દીધા, ને પછી આખ્યો બંધ કરી પ્રભુનુ સ્મરણ કરવા લાગી. એટલામાં ચંદ્રસિંહ રણમલનો હાથ ઝાલી સતિની પાસે આવ્યો, ને જાસલને કહેવા લાગ્યો. પ્રીય ભગિની ? હું ચંદ્ર તથા રણમલ તને પ્રણામ કરીએ છીએ; અમારાથી તારૂં કંઇ પણ અ-

નિષ્ટ થયું હોય તો ક્ષમા કરજો. તેમનાં વચન સાંભળી જાસલે નેત્રો ઉઘાડી બંને બાળકોને માથે હાથ મુકી કહેવા લાગી મારા વિરાઓ! પ્રભુ તમોને સર્વદા સુખી રાખો, તમારાથી મારૂં કાંઇ પણ અનિષ્ટ થવા પામ્યુ નથી. મારા વિરાઓ? તમારા વડેજ મને થોડું સુખ પ્રાપ્ત થયું હતું વિર રણમલ! તારૂં નામ અમર થાઓ, સત્ય, ધર્મમા કષ્ટ પડતા ડગાશ નહિ. મારા વિરાઓ? તમારૂં મંગળ થાઓ

અસ્તુ? બ્હેન તારાં વચન અમે માથે ચડાવિયે છીયે; ને હવે અમને શું આજ્ઞા છે? ચંદ્રે કહ્યું.

મારા અંકમાં અગ્નિ દેવને પધરાવો! જાસલે કહ્યું.

તેથી નાના રણમલે રડતે, રડતે, ચિતામાં અગ્નિનું સ્થાપન કર્યું, ને તેજ પળે ચિતાને ચારે તરફથી સળગાવવામાં આવી. વાજાં શરણાઇઓ ઢોલ ઇત્યાદીના નાદ થવા લાગ્યા, કે જેથી કોઇ પણ માણસ સતિનો અવાજ સાંભળી ન શકે, કારણ કે સતિના મરતી વખતનો અવાજ ઘણોજ અમંગળ ગણાય છે. અને તેજ ઉદ્દેશથી વાજાં ઇત્યાદી સાહીત્યોને વગાડનારાઓને ત્યાં રાખવામાં આવતા. પવિત્ર જાસલ તો દેદ પ્રચંડ અગ્નિની જ્વાળાઓમાં સ્નાન કરવા લાગી; ને તે વખતે તેના મુખમાંથી શ્રી રામ, શ્રી કૃષ્ણ, ૐ હર. ના ધ્વના કેટલીક વાર સુધી પાસે ઉભેલાને સંભળાતા હતા.

અગ્નિ દેવની પ્રચંડ જ્વાળાઓ ચિતાની આસપાસ ફરીને જાસલ તથા ઝેરીમલના શરીરમાંથી પસાર થવા લાગી ધુમાડાના ગોટેગોટ આકાશ માર્ગે જતા હતા, એવી રીતે થોડાવારમાં અગ્નિ દેવે પોતાનું કાર્ય પુરૂં કર્યું; ને ઝેરીમલ તથા જાસલનાં શરીર બળીને ભસ્મ થઇ ગયા તેની નિશાનીમાં ચિતાની આગળ માત્ર મુઠી ભર હાડકાં તથા રાખના ઢગલા પડ્યો રહ્યો; પછી નગરજનો શોકાતુર વદને નગર તરફ જવા લાગ્યાં. ચિતાની ભસ્મો ચંદ્રાવતિના જળમાં વહેવરાવી મહારાજ ચંદ્રસિંહે ત્યાં આગળ સતિ માતાની દેરડી ચ-

ણાવવાની પ્રધાનજીને આજ્ઞા કરી, ને તે પછી પોતાનાં આપ્ત જ-
નોન લઇ મહારાજા ચંદ્રસિંહ નગરમાં ગયા.

એવી રીતે અજીતગઢના રાજ્ય કુટુંબના શત્રુ, ભયંકર કાર્યો
નો કરનાર, હિમતવાન, શુરો, સાહસ કરનાર, ને મૃત્યુ સમયે પશ્ચા-
તાપથી શુદ્ધ થએલો ઝેરીમલ આ સંસારમાંથી સદાવત માટે ચાલ્યો
ગયો સર્વ ભક્ષી કાળે પોતાના અમલથી ભયંકર કાર્યો કરનાર ઝે-
રીમલને ક્ષણ માત્રમાં મૃત્યુને શરણ કરી દીધો. અહા? અજબકાળ
તા'રી પણ લીલા જુદીજ છે.

---

# પ્રકરણ ૪૬ મું.

---

**છેવટ.**

સચરાચર પ્રભુ તાહારો, પામું નહિ કંઇ અંત;
સઘળે વ્યાપી તું રહ્યો, જ્યાં ત્યાં તું ભગવંત,
પશુ પક્ષી વળી વૃક્ષોને, સર્વ સૃષ્ટીના જન.
વિશ્વનાથ પ્રભુ આપને, મર્મ છે આધીન,
સૌનો સરજનહારતું, સંસારનો આધાર છે,
દુઃખો મ્હોટાં કાપતો, પ્રભુ તું સુખદાતાર છે.

હવે આપણી કથાની પુર્ણાહુતી થવા આવી, ને તેની સાથે ભયં-
કર ઝેરીમલ તથા તેનાં છુપાં રહેઠાણોની નાસ્તી થઇ. તેના સા-
થીઓમાં નાશભાગ થઇ રહી, કેટલાક ડુંગરોમાં નાસી ગયા, ને કેટ-
લાક ચંદ્રસિંહના સૈન્યમાં દાખલ થયા. ઝેરીમલના મરણ પછી બંને
મહારાજાઓ થોડાક દિવસ વિજયનગરમાં રહી, પોતાના પુત્રોને તથા
પુત્ર વધુઓને આશીર્વાદ આપી પોતાના સ્થળે જવાને તૈયાર થયા.

તે બંને મહારાજાઓની સાથે વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ તથા અમર કંટકનો વૃદ્ધ મંત્રી નાગેન્દ્રનાથ તથા રણજીતસિંહનાં ધર્મ પત્ની, એટલાં જવાને તૈયાર થયાં. બીજે દિવસે પ્રાતઃકાળે બંને મહારાજાઓ પોતાના મંડળને લઇ સર્વને આશિષ આપી, મોક્ષ સાધનને માટે જંગલ ભણી વિદાય થઇ ગયા. તેમને વળાવવા બંને બંધુઓ થોડેક સુધી જઇ તેમની આજ્ઞા માગી પાછા વળ્યા. તે પછી રણમલ થોડાક દિવસ ભાઇની પાસે રહી ભાઇ તથા ભાભીની આગળ બનેલા દુઃખદાયક બનાવોનું વર્ણન કરતો હતો, ને જેરામલના દુઃખદાયક મૃત્યુથી ખેદ કરતો હતો. એવી રીતે તે થોડાક દિવસ સુધી ભાઇના પાસે રહી, પછી પોતાના નગર તરફ જવાની ભાઇ પાસે આજ્ઞા માગી. ચંદ્રસિંહે નાના બંધુને રાજ્ય સંબંધી ઉપદેશ કરી, સજળ નયને જવાની આજ્ઞા આપી. પછી ભાઇ તથા ભાભીને પ્રણામ કરી રત્નપ્રભાને લઇ સૈન્ય સાથે રણમલે પોતાના નગર તરફ જવાનું પ્રયાણ કર્યું, ને નગરમાં જઇ સાચા સુખે રાજ્ય કરવા લાગ્યો. ચંદ્રસિંહે પણ વિજય નગરમાં રહી પોતાના નગર અજીતગઢની સારી વ્યવસ્થા કરી કુમુદકુમારી સાથે આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યો. મારા પ્રીય વાંચક બંધુઓ ઘણા લાંબા સમય પછી આપણી કથા અત્ર સમાપ્ત થાય છે, તેમાંથી તમને જે યોગ્ય લાગે તે સાર સમજી લેશો, ને ટુંકાણમાં આટલું યાદ રાખજો કે, આખરે **સત્યનો જય થાય છે. ને પાપનો ક્ષય થાયછે.**

**ॐ शान्तिः शान्तिः**